**પ્રકાશક : શ્રી અજિત સી. પટેલ**
**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦



| | | |
|---|---|---|
| **પ્રથમ આવૃતિ :** | ૫,૦૦૦ | જાન્યુઆરી, ૧૯૯૭ |
| **રીપ્રિન્ટ :** | ૧૦,૦૦૦ | જૂન ૨૦૦૬ થી નવેમ્બર ૨૦૧૨ |
| **નવી રીપ્રિન્ટ :** | ૨,૦૦૦ | ઓક્ટોબર, ૨૦૧૪ |

**ભાવ મૂલ્ય : ‘પરમ વિનય’ અને**
**‘હું કંઈ જ જાણતો નથી’, એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય : ૧૦૦ રૂપિયા**

**મુદ્રક :** અંબા ઓફસેટ
પાર્શ્વનાથ ચેમ્બર્સના બેઝમેન્ટમાં,
નવી રિઝર્વ બેંક પાસે, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪
**ફોન :** (૦૭૯) ૨૭૫૪૨૯૬૪

## ત્રિમંત્ર






નમો અરિહંતાણં

નમો સિદ્ધાણં

નમો આયરિયાણં

નમો ઉવજ્ઝાયાણં

નમો લોએ સવ્વસાહૂણં

એસો પંચ નમુક્કારો;

સવ્વ પાવપ્પણાસણો

મંગલાણં ચ સવ્વેસિં;

પઢમં હવઈ મંગલં ૧

ૐ નમો ભગવતે વાસુદેવાય ૨

ૐ નમઃ શિવાય ૩

જય સચ્ચિદાનંદ





## સમર્પણ

વિકરાળ વિષયાગ્નિમાં દિનરાત જલતા;
અરેરે ! અવદશા તો ય તેમાં જ વિચરતા!

સંસારનાં પરિ ભ્રમણને સહર્ષ સ્વીકારતા;
ને પરિણામે દુઃખ અનંત ભોગવતા!

દાવાઓ કરારી, મિશ્રચેતન-સંગે ચૂકવતા;
અનંત આત્મસુખને, વિષયભોગે વિમુખતા!

વિષય અજ્ઞાન ટળે, જ્ઞાની 'જ્ઞાન' પથરાતા;
'દૃષ્ટિ' નિર્મળતા તણી કૂંચીઓ અર્પતાં!

'મોક્ષગામી' કાજે - બ્રહ્મચારી કે પરિણતા;
શીલની સમજ થકી મોક્ષપથને પમાડતા!

અહો ! નિર્ગ્રંથજ્ઞાનીની વાણીતણી અદ્‌ભુતતા;
અનુભવીનાં વચનો નિર્ગ્રંથપદને પમાડતાં!

મોક્ષપંથે વિચરતા, 'શીલપદ'ને ભાવતા;
વીતરાગ ચારિત્ર્યના બીજાંકુર ખીલવતા!

અહો ! બ્રહ્મચર્યની સાધના કાજે નીસરતા;
આંતર્ બાહ્ય મૂંઝવણે સત્ ઉકેલ દર્શાવતા!

જ્ઞાનવેણોની સંકલના, 'સમજ બ્રહ્મચર્ય'ની કરાવતા;
આત્મકલ્યાણાર્થે 'આ', મહાગ્રંથ જગચરણે સમર્પિતા!

❖❖❖❖❖

## દાદા ભગવાન પ્રરુપિત આધ્યાત્મિક પ્રકાશનો



**(ગ્રં.-ગ્રંથ, સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉત્તરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ? 'ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા !

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું ! અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !!

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે ! હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી) ગામેગામ-દેશવિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં. દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ પૂજ્ય ડૉ. નીરુબહેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા. પૂજ્ય દીપકભાઈ દેસાઈને દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. નીરુમાની હાજરીમાં તેમના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશોમાં ઘણાં ગામો-શહેરોમાં જઈને આત્મજ્ઞાન કરાવી રહ્યા હતા. જે નીરુમાના દેહવિલય બાદ ચાલુ જ રહેશે. આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સંપાદકીય

પાંચ જ વિષયો છતાંય તેની પકડ કેવીક તે અવગાઢ કે અનંતકાળથી એનો આરો જ નથી આવતો ?! કારણ કે પ્રત્યેક વિષયના અનંત અનંત પર્યાયો પાછાં ! એ પ્રત્યેક પર્યાયમાંથી મુક્ત થાય ત્યારે વિષયમાંથી છૂટે ને મોક્ષ થાય. પણ વિષય, 'આત્મજ્ઞાન' વિના સર્વાંશે નિર્મૂળ થાય જ શી રીતે ? ને 'આત્મજ્ઞાન'ની પ્રાપ્તિ સર્વકાળ સુલભ ક્યાંથી હોય ? પછી અનંતકાળ વહી જાય તોય આનો 'એન્ડ' આવે ખરો ?! એ તો પ્રત્યક્ષ 'જ્ઞાની પુરુષ' ભેટે અને તેમના થકી સંપ્રાપ્ત 'આત્મજ્ઞાને' કરીને જ આ વિષય-ઘડભાંજનો અંત આવે !

જે વિષયને જીતવા પ્રાચીન કાળના ઋષિમુનિઓ ઘોર તપશ્ચર્યા કરતાં-છતાં જે દુષ્કર બનતું હતું, તે બ્રહ્મચર્ય આજે આ કાળમાં અદ્ભુત 'અક્રમ વિજ્ઞાન' દ્વારા શીઘ્રતાએ સહજ સાધ્ય બને છે !!! આ 'અક્રમ વિજ્ઞાન' એક એવું અજાયબ વિજ્ઞાન છે કે જે મોક્ષમાર્ગમાં પરિણીતોને પણ 'એડ્મિટ' કરે છે. એટલું જ નહીં પણ એ માર્ગમાં ઠેઠ પૂર્ણાહુતિ સુધી પહોંચાડે છે ! હા, પરણેલાઓએ માત્ર 'આ' વિજ્ઞાન 'જેમ છે તેમ' સમજી લેવાનું રહે છે !

તમામ શાસ્ત્રોએ, તમામ જ્ઞાની પુરુષોએ મોક્ષમાર્ગમાં વિચરવા-આત્મસ્વરૂપની અનુભૂતિના દ્વારે પહોંચવા તથા જગતનાં સર્વ બંધનોથી મુક્ત થવા કાજે 'સર્વ સંગ પરિત્યાગ'ની અનિવાર્યતા સૂચવી, પણ આ 'અક્રમ વિજ્ઞાને' એક નવો જ અભિગમ સર્જ્યો છે કે સ્ત્રીનો સંગ-પ્રસંગ હોવા છતાં પણ અસંગ આત્મઅનુભવ કરી શકાય તેમ છે ! પરિણીતો પણ પુરુષાર્થ ને પરાક્રમ દ્વારા મોક્ષમાર્ગે જાગૃતિની પરાકાષ્ટાએ આ 'અક્રમ વિજ્ઞાન'ની ઊંડી સમજ થકી પહોંચી શકે તેમ છે ! વિરલાઓ જ સિદ્ધિ સિદ્ધ કરી શકે, એવું હોવા છતાં આ કાળમાં કેટલાંય પરિણીતો પ્રગટ 'જ્ઞાની પુરુષ' પરમ પૂજ્ય દાદાશ્રીના સત્સંગ ને સાન્નિધ્યથી 'સમજ' પામી આત્માના સ્પષ્ટવેદનની અનુભૂતિ પ્રાપ્ત કરવાના પંથે પ્રયાણ કરી રહ્યાં છે !

સંસારમાં લક્ષ્મી-સ્ત્રી-પુત્રાદિ સાથેના સર્વ વ્યવહારો પૂર્વવત્ રહે છતાં આત્મજ્ઞાનમાં રહી આત્માના અસ્પષ્ટવેદનમાંથી સ્પષ્ટવેદન તરફનો પુરુષાર્થ 'પ્રત્યેક સ્વરૂપ જ્ઞાની'ને ઇચ્છવા યોગ્ય છે ! અને આ 'અક્રમ વિજ્ઞાન' દ્વારા તે મહાન સિદ્ધિ સાધ્ય થાય તેમ છે. એવો આ સીધો સાદો ને સરળ અક્રમ માર્ગ જેને મહા મહા પુણ્યોદયે પ્રાપ્ત થયો હોય, તેણે તો આ એક અવતાર પૂર્ણાહુતિ કરી લેવા માટે જ કાઢવો ઘટે. અન્યથા એંસી હજાર વર્ષ સુધી મોક્ષમાર્ગ તો શું પણ 'રીલેટિવ' ધર્મ પણ જ્યાં રૂંધાઈ જવાનો છે, ત્યાં મોક્ષની આશા તે કેટલીક રખાય ?!

સ્ત્રી પરિગ્રહ ને સ્ત્રી પરિષહ હોય છતાં પણ તેનાથી અપરિગ્રહી ને પરિષહમુક્ત બની શકાય એ અર્થે પરમ પૂજ્ય દાદાશ્રીએ સહેલી, સરળ ને સર્વસાધ્ય દિશા દેખાડી છે. એ 'દિશા'ને 'ફોલો' કરનારને માટે એ દિશાના પ્રત્યેક 'માઈલ સ્ટોન'ને પ્રસ્તુત પ્રકાશન દ્વારા સ્પષ્ટ કરી દેખાડ્યા છે કે જેથી મોક્ષપથિક ક્યાંય ભૂલો ના પડે !

પ્રગટ 'જ્ઞાની પુરુષ'નું 'અક્રમ વિજ્ઞાન' વિષયને છોડી દો એમ કહેતું નથી, પરંતુ નિર્વિકાર-અનાસક્ત સ્વભાવી આત્મસ્વરૂપ પ્રત્યેની દૃષ્ટિ પ્રાપ્ત થયે પરિણામે 'પોતાને' વિષયથી વિરક્ત બનાવી દઈ સ્વભાવ દશામાં રમણતા કરાવનારું બને છે ! ટૂંકો ને ટચ, સહેલો ને અતિ અતિ અતિ સરળ માર્ગ આવાં દુષમકાળના જીવોને માટે છેલ્લી તારક 'લિફ્ટ' આ કાળને વિશે 'જ્ઞાની પુરુષ'ના સાન્નિધ્યે ઉદયમાં આવી છે.

અનંત વાર વિષય-કીચડમાં અલ્પસુખની લાલચે લબદાયો, ખરડાયો ને ઊંડો ગરક્યો છતાં એમાંથી બહાર નીકળવાનું મન થતું નથી એય એક અજાયબી (!) છે ને ! જે ખરેખર આ કીચડમાંથી બહાર નીકળવા માગે છે, પણ માર્ગ નહીં મળવાને કારણે પરાણે ફસાઈ પડ્યાં છે ! તેવાંઓ કે જેમને છૂટવાની જ એકમેવ ઝંખના છે, તેમને તો 'જ્ઞાની પુરુષ'નું આ 'દર્શન' નવી જ દૃષ્ટિ આપી સર્વ ફસામણમાંથી છોડાવનારું બની જાય છે !

મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓમાં તદ્દન અસંગતાના અનુભવનું પ્રમાણ અક્રમ વિજ્ઞાન પામનારા પરિણીતોએ સિદ્ધ કર્યું છે. પરિણીતો પણ મોક્ષમાર્ગને પામી આત્યંતિક કલ્યાણ સાધી શકે છે. 'ગૃહસ્થાશ્રમમાં મોક્ષ !!!' એ વિરોધાત્મક ભાસિત કરનારું લાગે, છતાં સૈદ્ધાંતિક વિજ્ઞાન દ્વારા પરિણીતો પણ માર્ગને પામ્યા છે, એવી હકીકત પ્રમાણભૂત સાકાર બની છે. અર્થાત્ 'ગૃહસ્થતા મોક્ષમાર્ગમાં બાધક નથી ! (?!)' એનું પ્રમાણ તો હશેને ? એ પ્રમાણને પ્રકાશિત કરનારી વાણી ઉત્તરાર્ધના ખંડ : ૧માં આવરી લેવાઈ છે.

'જ્ઞાની પુરુષ' થકી 'સ્વરૂપજ્ઞાન' પ્રાપ્તિ થયેલાં પરિણીતો કાજે કે જે વિષય-વિકાર પરિણામ અને આત્મપરિણામના સાંધા પર જાગૃતિના પુરુષાર્થમાં છે એમને, જ્ઞાની પુરુષની વિજ્ઞાનમય વાણીથી વિષયનાં જોખમો સામે સતત જાગૃતિ, વિષય સામે ખેદ, ખેદ ને ખેદ, તેમજ પ્રતિક્રમણ રૂપી પુરુષાર્થ, આકર્ષણના ઓવારેથી ડૂબ્યા વિણ બહાર નીકળી જવાની જાગૃતિ આપતી સમજના સિદ્ધાંતો કે જેમાં 'આત્માનું સૂક્ષ્મતમ સ્વરૂપ, તેનો અકર્તા-અભોક્તા સ્વભાવ' તેમજ 'વિકાર પરિણામ કોનું ? વિષયનો ભોક્તા કોણ ? ને ભોગવ્યાનું માથે લઈ લેનાર કોણ ?' એ સર્વ રહસ્યોનો ફોડ કે જે ક્યાંય ખુલ્લો થયો નથી, તે અત્રે સાદી, સરળ ને સોંસરવી ઊતરી જાય તેવી શૈલીમાં રજૂ થયો છે, કે જે સમજની સહેજ પણ શરતચૂકે સોનાની કટારસમ બની બેસે, તેનાં જોખમો તેમજ નિર્ભયતા પ્રગટ કરતી વાણી અત્રે ઉત્તરાર્ધના ખંડ : ૨માં પ્રસ્તુત થાય છે.

સર્વ સંયોગોથી અપ્રતિબદ્ધપણે વિચરતા, મહામુક્તદશા માણતા જ્ઞાની પુરુષે કેવું વિજ્ઞાન નિહાળ્યું !! જગતના લોકોએ મીઠી માન્યતાથી વિષયમાં સુખ માણ્યું, તેઓની દૃષ્ટિ કેવી રીતે ખીલવવાથી વિષય સંબંધી સર્વે અવળી માન્યતાઓ મૂકાય ને મહામુક્તદશાનું મૂળ કારણ સ્વરૂપ એવાં 'ભાવ બ્રહ્મચર્ય'નું વાસ્તવિક સ્વરૂપ સમજના ઊંડાણે ફીટ થાય, વિષયમુક્તિ કાજે કરવાપણાની સર્વ ભ્રાંતિ તૂટે તેમજ જ્ઞાની પુરુષે પોતે જે જોયો છે, જાણ્યો છે ને અનુભવ્યો છે, એ 'વૈજ્ઞાનિક અક્રમ માર્ગ'નું બ્રહ્મચર્ય સંબંધીનું અદ્ભુત રહસ્ય આ ગ્રંથમાં વિસ્ફોટતાને પામ્યું છે !

આ સંસારના મૂળને જડમૂળથી ઉખેડનારું, આત્માની અનંત સમાધિમાં રમણતા કરાવનારું નિર્ગ્રંથ-વીતરાગદશાને પમાડનારું, વીતરાગોએ પ્રાપ્ત કરી અન્યોને બોધેલું એ અખંડ ત્રિયોગી શુદ્ધ બ્રહ્મચર્ય નિશ્ચે મોક્ષ પમાડનારું જ છે ! આવા દુષમકાળે 'અક્રમ વિજ્ઞાન'ની ઉપલબ્ધિ થયે આજીવનપણે મન-વચન-કાયાથી શુદ્ધ બ્રહ્મચર્ય સચવાઈ ગયું, તેને એકાવતારી પદ નિશ્ચે કરીને પ્રાપ્ત થાય તેમ છે !

અંતમાં, આવાં દુષમકાળમાં કે જ્યાં સમગ્ર જગતમાં વાતાવરણ જ વિષયાગ્નિનું ફેલાઈ ગયું છે, તેવાં સંજોગોમાં બ્રહ્મચર્ય સંબંધી 'પ્રગટ વિજ્ઞાન'ને સ્પર્શીને નીકળેલી 'જ્ઞાની પુરુષ'ની અદ્ભુત વાણીને સંકલિત કરી વિષય-મોહથી છૂટી બ્રહ્મચર્યની સાધનામાં રહી, અખંડ શુદ્ધ બ્રહ્મચર્યના પાલનાર્થે સુજ્ઞ વાચકના હાથમાં આ 'સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય' ગ્રંથ સ્વરૂપે મૂકવામાં આવે છે. વિષય જોખમોથી છૂટવા માટે, છતાં ગૃહસ્થતામાં રહી સર્વ વ્યવહાર નિર્ભયતાથી પૂરો કરવા કાજે તેમજ મોક્ષમાર્ગ નિરંતરાયપણે વર્તાય, તે માટે 'જેમ છે તેમ' વાસ્તવિકતા રજૂ કરવા જતાં સોનાની કટાર સ્વરૂપે કહેવામાં આવેલી 'સમજ'ને અલ્પ પણ વિપરીતતા ભણી ન લઈ જતાં, સમ્યક્ પ્રકારે જ ઉપયોગ કરાય એવી પ્રત્યેક સુજ્ઞ વાચકને અત્યંત ભાવપૂર્વકની વિનંતી ! 'જ્ઞાની પુરુષ'ની તાત્ત્વિક-નિશ્ચય-વાણી તો ત્રિકાળ સત્ય અવિરોધાભાસ સૈદ્ધાંતિક જ નીકળતી હોય; જ્યારે વ્યવહાર વાણી નિમિત્તાધીન, સંજોગાધીન તેમજ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ને ભાવાધીનપણે રહેલી હોય, તેથી તે વાણીમાં સુજ્ઞ વાચકને ક્યાંય ભાસિત ભૂલ ક્ષતિરૂપે વંચાય તો તે સંકલનાની જ ખામી હોઈ શકે, પણ તેને ક્ષમ્ય ગણી મોક્ષમાર્ગે યથાયોગ્ય પૂર્ણાહુતિ કાજે આ મહાગ્રંથનું ઉપયોગપૂર્વક આરાધન કરે એ જ અભ્યર્થના !

**ડૉ. નીરુબેન અમીનના**
**જય સચ્ચિદાનંદ**

# ઉપોદ્ઘાત

## ખંડ : ૧

## પરિણીતો માટે બ્રહ્મચર્યની ચાવીઓ

### ૧. વિષય નહીં, પણ નિડરતા એ વિષય

જગતના તમામ બ્રહ્મચર્યના ઉપદેશકોએ વિષયને જ વિષ કહ્યું. જ્યારે 'અક્રમ વિજ્ઞાને' 'વિષયો વિષ નથી, વિષયોમાં નીડરતા એ વિષ છે, માટે વિષયોથી ડરો' એમ કહ્યું. 'વિષયનો મને વાંધો નથી, હું ફાવે તેમ વર્તું' એ નીડરતા જ વિષ છે ! વિષયથી ડરનારો-વિષયસેવનમાં ખેદ, ખેદ ને ખેદ કરનારો એ દોષથી છૂટી જાય છે. અર્થાત્ હક્કના વિષયની 'જ્ઞાની પુરુષે' છૂટ તો નથી જ મૂકી, વિષય ભલે વિષ નથી પણ વિષયમાં નીડરતા તો ના જ હોવી ઘટે. કારણ કે નીડરતાને જ 'જ્ઞાની પુરુષે' વિષ કહ્યું છે ! અને વિષયમાં નીડર તો ઠેઠ સુધી નથી જ થવાનું.

'જ્ઞાની પુરુષ' હક્કના વિષય માટે શું કહેવા માગે છે કે એ 'દવા' મીઠી છે, માટે રોજ રોજ ના પીવાય, એ 'દવા સ્વરૂપે' છે અને તે 'તાવ' આવે - બેમાંથી એકને નહીં પણ બન્નેને તાવ આવે, ને તે અસહ્ય થઈ પડે તો જ 'દવા' પીવાય, નહીં તો મીઠી છે માટે પી પી કરે તો એ દવા જ પોઈઝન થઈ જશે. એમાં પછી 'ડૉક્ટર' જવાબદાર નથી ! વળી પોલીસવાળો પકડીને લઈ જાય ને ચાર દહાડા ભૂખ્યા રાખી દંડા મારીને માંસાહાર કરાવે, તે વખતે જે રીતે પરાણે-નાછૂટકે ચીઢપૂર્વક માંસાહાર કરે, તેવી રીતે વિષયસેવન થવું જોઈએ. નહીં તો વિષય મીઠાશની માન્યતા એવી ફરી વળે કે જાગૃતિ-ધ્યાન-જ્ઞાન બધું ઊડી જાય ને બહુ પુણ્યયોગે ગૃહસ્થાવસ્થામાં મળેલ મોક્ષમાર્ગીય વિજ્ઞાનને પણ ધક્કો મારી દે !

### ૨. દ્દષ્ટિદોષનાં જોખમો

ઓપન બજારમાં બધા કેટલાં સોદા કરી નાખે ? સાંજે પડ્યે વીસ-પચીસ સોદા થઈ જ ગયા હોય ! અને લગ્નમાં ગયા હોય આમ તો ? જોવાથી જ સોદા પડી જાય ! જ્ઞાન હોય તો શુદ્ધાત્મા જુએ, એટલે સોદા ના પડે. આકર્ષણવાળું દેખે એટલે દ્દષ્ટિ ખેંચાઈ જ જાય. આ તો આંખના

જ ચમકારા છે ને ? આંખ દેખે ને ચિત્ત ચોંટે ! આમાં કોનો ગુનો ? આંખનો ? મનનો ? કે આપણો ? ગુનો 'આપણો' જ ! આમાં આંખનો શું દોષ ? એમાં મરચું નાખવાથી દૃષ્ટિ ખેંચાવાની બંધ થાય ? મન ગમે તેવું બતાડે પણ આપણે સહી ના કરીએ તો ? આ તો પાડાને વાંકે પખાલીને ડામ ? દૃષ્ટિ જરાક ખેંચાય તો તેનું આખો દિવસ પ્રતિક્રમણ કર કર કરવું પડે !

વ્યવહારમાં સ્ત્રી-પુરુષ એકબીજાને માન આપે તેનો વાંધો નહીં, પણ દૃષ્ટિ નીચી રાખીને વાત કરવી. કારણ કે માનમાં તો તરત જ દૃષ્ટિ બગડે. કેટલાંકને માનની ગાંઠના આધારે વિષય હોય છે અને કેટલાંકને વિષયના આધારેય માનની ગાંઠ હોય છે ! એટલે એનો આધાર નિરાધાર થાય કે પેલું ઊડ્યું. જેનો આધાર વિષય છે, તેનું માન જતાં વિષય જાય ને જેનો આધાર માન છે, તેનું માન જતાં વિષય જાય !

આજકાલ માનેલા ભાઈ-બહેન કે કઝીન્સ વચ્ચે વિષય બહુ ચાલે છે. માટે ત્યાં ચેતવું. સ્ત્રી-પુરુષ વચ્ચે બિલકુલ લપ્પન છપ્પન નહીં રાખવાની !

ગમે તેટલું શુદ્ધાત્મા ભાવે જોવાય, પણ દૃષ્ટિ તો ના જ મંડાવી જોઈએ ! બે શબ્દ મીઠાં કોઈ બોલે કે દૃષ્ટિ સ્લિપ થયા વગર ના રહે. વ્યવહારમાં સાધારણ માન ચલાવી લેવાય પણ જરાક વિશેષ વધારે પડતું આપવા માંડે ત્યાં સ્લિપ થયા વગર રહે જ નહીં.

જેની જોડે દૃષ્ટિ બગડે ત્યાં બીજા ભવે જવું જ પડે. પછી હરિજનવાસ હોય તોય ! અત્યારે તો ઠેર ઠેર દૃષ્ટિ બગડે છે ! આનાં પરિણામની ખબર નથી એટલે લોકો ભયંકર ખોટ ખાઈ જ જાય છે.

આપણે ડ્રેસઅપ ને મેકઅપ કરી કરીને કોઈને આકર્ષીએ, એમાં આપણી જ જવાબદારી. એટલે વીતરાગોએ કહ્યું આપણાથી સામાને આપણા નિમિત્તે મોહ ના થઈ જાય, દુઃખી ના થાય, તેની જાગૃતિ આપણે રાખવી પડે. તેથી લોચ કરવાનું તીર્થંકરોએ અપનાવેલું. આજકાલ રૂપ જ ક્યાં છે ? આ તો મેકઅપને લીધે ઠીક લાગે અને અહંકારથી કદરૂપો વધારે લાગે. રૂપાળી ચામડીવાળાને મોહ વધારે હોય અને તે વધારે ભોગવાઈ જાય !

તીર્થંકરો રૂપાળા ના હોય પણ લાવણ્યમય હોય ! બહુ જ ઘાટીલા

ને અંગ-ઉપાંગ સપ્રમાણ હોય ! નિર્અહંકારીનું, બ્રહ્મચર્યનું તેજ અદ્‌ભૂત હોય !

શાસ્ત્રકારોએ વિષય સુખને દરાજના દર્દરૂપ સુખ વર્ણવ્યું છે. એમાં શું સ્વાદ ?

પહેલાંના ઋષિમુનિઓ એક પુત્રદાન પૂરતો જ વિષય સેવતા. પછી આખી જિંદગીમાંય નહીં ! પછી તો એકબીજાના મોક્ષમાર્ગના સાથી તરીકે ને એકબીજાના પૂરક તરીકે જીવતા ! સાથે મળી સાધનાઓ, ભક્તિ વિ. આત્મા માટે જ કરતા !

શ્રીમદ્ રાજચંદ્રે તો ત્યાં સુધી કહ્યું કે વમન કરવાને પણ યોગ્ય નહીં એવું સ્થાન વિષય ભોગનું છે, તમામ પ્રકારની જુગુપ્સા ઉપજાવે એવું એમાં રહ્યું છે !

શાસ્ત્રોમાં સ્ત્રીને નર્કની ખાણ કહ્યું છે, ખૂબ જ વગોણું કર્યું છે. મોક્ષમાર્ગમાં આવું ના હોય. સ્ત્રી તો દેવી છે. પુરુષની નબળાઈ જવાબદાર છે લપસવામાં, નહીં કે સ્ત્રી !

આ તો જેટલાં પરણ્યા તેટલાંઓ 'પરણવામાં કેવી મઝા છે !' એવી હવા ફેલાવી છે. ભમરીના ગલમાં એકે ડંખ ખાધો, તે ચૂપ બેસી બધાંને ડંખ ખવડાવે, એનાં જેવી વાત છે !

## ૩. અણહક્કની ગુનેગારી

સંસારી હોય એણે તો હક્કનાં જ વિષય ભોગવવાં. અણહક્કનો તો વિચારેય પાપ છે અને ત્યાગી હોય એને તો પ્રશ્ન જ નથી, વિષય માટેનો. હક્કનું અને અણહક્કનું વચ્ચે ભેદરેખા કઈ ? પરણેલાં એ જ હક્કના, એ સિવાયનું બધું અણહક્કનું ગણાય. ચોરદાનત જ અણહક્ક તરફ ઢસેડી જાય છે. કોઈની છોડી પર દૃષ્ટિ બગડે, તો આપણી છોડી પર કોઈ દૃષ્ટિ બગાડે. તો શું થાય ? અણહક્કનું ભોગવે તેનાં ખૂબ ખૂબ પ્રતિક્રમણ કરે તો સજા હલકી થાય.

અણહક્કનાં વિષયોમાં તો પાંચેય મહાવ્રતોનો ભંગ થાય છે. હક્કની તો સહુ કોઈ સ્વીકારે, અણહક્કનું નહીં. ચારિત્રભ્રષ્ટતા તો આત્માના માર્ગે તો શું પણ નર્કે જ લઈ જાય !

વિષયમાં શું સુખ છે ? આ જાનવરોનેય ગમે નહીં. એ તો સિઝનલ ઉશ્કેરાટ હોય એમને, સિઝન પૂરી થાય પછી એમને કંઈ જ ના હોય એવું !

વિષયભોગની કેવી ગતિ છે ? આ અવતારની પત્ની કે રખાત આવતાં અવતારમાં પોતાની જ દીકરી થઈને આવે !

અણહક્કનું ખાધું, પીધું કે ભોગવ્યું હોય તેનાં ખૂબ ખૂબ પ્રતિક્રમણ કરવાં. તો જ કંઈ છૂટવાનો માર્ગ મળશે.

## ૪. એક પત્ની એટલે જ બ્રહ્મચર્ય

આમ પોતાની પરણેલી એટલે કે હક્કની સ્ત્રીના વિષયભોગનો વાંધો નથી ઉઠાવ્યો પરંતુ મન-વચન-કાયાથી એક પત્નીવ્રતધારી જે હશે, તેને આ કાળમાં અક્રમ જ્ઞાનીએ 'બ્રહ્મચારી' કહ્યો. તેના બ્રહ્મચર્યની ગેરેન્ટી પોતે લીધી !

હક્કની સ્ત્રી સાથેના વિષયસેવન માટે પણ 'જ્ઞાની પુરુષ' પાસે આજ્ઞા લઈને બાંધેલી નિયમમર્યાદા મુજબનું જ (મહિનામાં બે-પાંચ કે સાત દહાડાનું) હોય, ત્યારે ધીમે ધીમે વિષય ઓછો થતાં થતાં મૂળથી જાય.

## ૫. અણહક્કના વિષયભોગો, નર્કનું કારણ

'અક્રમ વિજ્ઞાન'માં પરિણીતો માટે એક જ જોખમ 'જ્ઞાની પુરુષ' મૂકે છે કે જે લોકમાન્ય છે, એવાં હક્કના વિષયને અક્રમમાર્ગમાં નિકાલી બાબત તરીકે માન્ય કર્યો છે, પણ અણહક્કના વિષયના સેવનનો - પરસ્ત્રી કે પરપુરુષગમનનો  સર્વાંશે નિષેધ છે. અણહક્કના વિષયસેવનથી ઠેઠ નર્કગતિનો અધિકારી થઈ જાય. કારણ કે વકીલ ગુનો કરે તો તે ભયંકર દંડને પાત્ર ઠરે છે, તેમ 'સ્વરૂપ જ્ઞાન'ની પ્રાપ્તિ પછી 'મહાત્મા' બનેલો તે અણહક્કના વિષયસેવનથી નર્કગતિને પણ પાત્ર બને છે. વખતે એ દોષ થઈ જાય તો તેનું 'જ્ઞાની પુરુષ' પાસે પ્રત્યક્ષમાં આલોચના-પ્રતિક્રમણ-પ્રત્યાખ્યાન થાય તો જોખમદારી કંઈક હલકી થાય ને છૂટી જવાય. એ દોષ પછી મનથી કે દષ્ટિથી પણ થઈ જાય તોય તે ના જ ચલાવી લેવાય, છતાં તેમ બને તો 'જ્ઞાની પુરુષે' આપેલ 'શૂટ ઑન સાઈટ' પ્રતિક્રમણ થવું આવશ્યક છે અને જોડે જોડે તે દોષ થયો માટે અંતરથી પશ્ચાત્તાપપૂર્વક ખેદ, ખેદ ને ખેદ વર્તવો ઘટે !

## ૬. વિષય બંધ ત્યાં ડખાડખી બંધ

પત્ની સાથેના ક્લેશમય, કકળાટમય વ્યવહારનું મૂળ કારણ વિષય જ છે. એમાં સ્ત્રી એ પુરુષને વશ નથી કરતી, પુરુષની વિષય લોલુપતા જ પુરુષને પરવશ બનાવે છે. સ્ત્રી સાથેનો વીતરાગી વ્યવહાર ત્યારે જ શક્ય બને કે જ્યારે પુરુષ વિષયાસક્તિમાંથી છૂટે છે ! ખરો પુરુષ તો ક્યારેય સ્ત્રી પાસે વિષયની યાચના ના કરે. જે પુરુષ સ્ત્રી પાસે વિષયની યાચના કરે તો તેનો વક્કર સ્ત્રી પાસે ક્યારેય ના પડે. સંસાર વ્યવહારની ગરજ કરતાં વિષયની ગરજ પુરુષને અબળા બનાવી દે છે. એક વિષય કાજે સ્ત્રી પાસે અબળા થઈ જવું, તેનાં કરતાં વિષયને જ પૂળો ના મૂકી દઈએ ?! એમાં પછી અહંકારે કરીને પણ એ વિષયમાંથી છૂટાય. એ અહંકારથી ભલે કર્મ બંધાય, પણ તે સર્વોપાધિમાંથી છોડાવનારો હોવાથી પરભવમાં જબરજસ્ત વૈભવ અપાવનારું પુણ્યકર્મ તરીકે ફલિત થાય છે. અને એવો અહંકાર કરેલો હોય તો તે અહંકાર કે તેના પરિણામથી છૂટી શકાય છે, પણ વિષયમોહ કે તેના પરિણામથી છૂટવું અતિ અતિ દુષ્કર છે ! માટે એક ફેરો અહંકાર કરી નાખવો કે 'ગમે તે ભોગે ગમે તે થાય, પણ વિષય-વિષને તો નહીં જ અડું' તોય તેનો ઉકેલ આવી જાય અથવા તો જેને 'વિષય'ની પરવશતાથી છૂટવું છે, તે પોતાના હૃદયનો ગૂંચવાડો 'જ્ઞાની પુરુષ' પાસે ઠાલવી દે, તો 'જ્ઞાની પુરુષ' સ્વ-પર હિતકારી માર્ગદર્શન આપી આત્યંતિક કલ્યાણ સધાવે છે.

વિષય એ આકર્ષણમાંથી જન્મે છે અને આકર્ષણ પછી નિયમથી વિકર્ષણ થાય જ, ને તેમાં પછી વેર બંધાય. વેરના 'ફાઉન્ડેશન' પર આ સંસાર ઊભો રહ્યો છે, ટકી રહ્યો છે ! તેમાં આ વિષયનું વેર અત્યંત ઝેરીલું હોય છે, અનંત કાળ બગાડી નાખે તેવું ભયંકર છે !

## ૭. વિષય એ પાશવતા જ

પહેલાંનાં વખતમાં, આજથી સિત્તેર-એંસી વર્ષ પહેલાં સેકડે પાંચ-સાત ટકા લોકો વિષયમાં બગડતા. અણહક્કમાં તો રાંડેલી ખોળી કાઢે, બીજું નહીં. પંદર વરસ સુધી તો બધી છોકરી તરફ બહેનની જ દૃષ્ટિ હોય. દસ-અગિયાર વર્ષના હોય ત્યાં સુધી શેરીમાંય દિગંબરી થઈને ફરતા ! મા-બાપની કોઈ જાતની સિક્રસી ત્રણ વર્ષના છોકરાએય ના જોઈ હોય કદિ ! બાપ મેડે ને મા નીચે સૂવે. એક બેડરૂમ કે ડબલબેડ જેવું કંઈ હતું

જ નહીં ત્યારે ! ત્યારે તો કહેવત હતી કે જે પુરુષ આખી રાત સ્ત્રી જોડે સૂઈ જાય એ આવતા ભવે સ્ત્રી થઈ જાય !!! એનાં પર્યાયો અડે !

એક વરસ દિવસ જો અખતરો કરો, સંગથી જુદાપણાનો, તો સુંદર પ્રગતિ થઈ જાય !

વિષય કેવી વસ્તુ છે ? કપટવાળી. રાત્રે અંધારામાં થાય. સૂર્યની હાજરીમાં કરે તો હાર્ટફેઈલ ને બ્લડપ્રેશર થઈ જાય. આખા બ્રહ્માંડને ધ્રૂજાવે એવું મનુષ્યપણું, છતાં વિષયમાં લપટાઈને જાનવર જેવો બની ગયો છે !

ઘણાં બ્રહ્મચર્યનો વિરોધ કરે છે ને કહે છે કે અબ્રહ્મચર્ય એ તો કુદરતી છે, એમાં ખોટું શું છે ? બ્રહ્મચર્ય પાળવું એ અકુદરતી છે ? ના, બ્રહ્મચર્ય કુદરતી છે. આ જાનવરોય બ્રહ્મચર્ય જ પાળતા હોય છે. તેમને અબ્રહ્મચર્ય અમુક સિઝન પૂરતું જ, પંદર-વીસ દિવસ જ હોય વરસમાં. પછી કશું જ ના હોય.

એક જણે પરમ પૂજ્ય દાદાશ્રીને પૂછયું કે બ્રહ્મચર્ય વ્યાપી જશે તો મનુષ્યોની વસ્તી ઘટે જશે જગતમાં. ત્યારે દાદાશ્રીએ કહ્યું, 'સંતતિ નિયમનોનાં આટલા બધા ઓપરેશનનો થાય છે તોય વસ્તી વધ્યે જ જાય છે ! જાનવરોય વિષય કરે છે પણ તે કુદરતી છે. સિઝનલ જ છે અને આ તો સવાર-સાંજ આ જ ધંધો. વિષયની ભીખ માગે ? શરમ ના આવે ?

પતિ-પત્નીમાં જ્યાં વિષય વધારે ત્યાં ક્લેશ-કંકાસ બહુ થાય.

જે બ્રહ્મચર્યમાં આવી ગયો, તે દેવસ્થિતિમાં આવ્યો. મનુષ્યમાં દેવ ! શીલવાન થયો.

## ૮. બ્રહ્મચર્યની કિંમત, સ્પષ્ટવેદન આત્મસુખ

જ્યારે હક્કની સ્ત્રી સાથેનો વિષયવ્યવહાર છૂટવા માંડે ત્યારે આત્મવિજ્ઞાન સૂક્ષ્મતાએ સમજાય છે. પરિણામે જાગૃતિ વર્ધમાનપણાને પામી અત્યંત નિર્બોજ મુક્તદશા અનુભવાય અને ત્યારે પોતાનો સ્વ-આત્માનંદ સ્પષ્ટ અનુભવમાં નિરંતર રહ્યા કરે ! પણ 'વિષયમાં સુખ છે' એવો અનાદિનો અભ્યાસ તો ત્યારે જ તૂટે કે જ્યારે એ સુખથી ચઢિયાતું આત્મસુખ ચાખે ! ત્યારે ચિત્તવૃત્તિ બહાર વિષયમાં સુખ ખોળતી અટકે ને નિજઘરમાં પાછી વળી નિજસુખમાં લીન બને ! એ આત્મસુખ-

આત્માનું સ્પષ્ટવેદન 'સ્વરૂપ જ્ઞાનપ્રાપ્તિ' પછી અંતરાયું છે શાથી ? સ્વયં ક્રિયાકારી વિજ્ઞાન પ્રાપ્ત થયું હોવા છતાં આત્માની અનંત સમાધિનો અનુભવ શીદને અટક્યો છે ? એક વિષયદોષને કારણે જ ! એક આ વિષય અંતરાયો, તો સર્વ અંતરાય તૂટે. પરિણીતોને 'સ્પષ્ટવેદન' સુધીના સર્વ અંતરાય તૂટે એવા પ્રયોગો 'જ્ઞાની પુરુષ' દેખાડી દે છે.

જ્યાં સુધી પુદ્‌ગલમાંથી કંઈ સુખ લેવાની દાનત પડી છે, ત્યાં સુધી આત્મસુખ સ્પર્શી શકતો નથી. અને જ્યારે વિષયમાંથી સુખ લેવાનું સદંતર બંધ થાય ત્યારે આત્મસુખનું સ્પષ્ટ વેદન અનુભવાય. 'આ આત્માનું જ સુખ છે' એવું સ્પષ્ટ વેદન થવા માટે છ મહિના પણ પરિણીતો માટે વિષય-બંધ જરૂરી છે અને એ માટે 'જ્ઞાની પુરુષ' પાસે છ મહિનાની 'વ્રત-વિધિ' કરાવી લેવી. છ મહિના આજ્ઞાપૂર્વક વિષય-બંધ થાય, તો વૃત્તિઓ કે જે વિષય પ્રત્યે વળેલી, તેને અવકાશ સાંપડે છે, સ્વસુખ ભણી વળવાનો ! અને એક ફેરો સ્વસુખ ચાખે પછી વૃત્તિઓ વિષય તરફથી પાછી ફરી જાય છે. પણ વૃત્તિઓને અવકાશ ક્યારેય સાંપડ્યો છે ? ક્યા અવતારમાં વિષય નથી ભોગવ્યો ?

## ૯. લે વ્રતનો ટ્રાયલ

આત્મજ્ઞાન પછી આત્માનું સુખ સ્પષ્ટપણે અનુભવવું હોય તો બ્રહ્મચર્ય જરૂરી છે. સુખ વિષયનું છે કે આત્માનું છે, એ બેનું ડિમાર્કેશન થાય. ભેળસેળીયું સુખ ના ચાલે.

ગૃહસ્થ જીવનમાં પણ બ્રહ્મચર્ય પળાય. બન્ને સમજીને જ્ઞાની પાસે વ્રત લઈ લે, તો શું ના થાય ? બ્રહ્મચર્યની આ ભવે ભાવના કર કર કરે, તો આવતાં ભવે સહજપણે બ્રહ્મચર્ય પળાય. ભાવના એ બીજ છે ને અમલ એ પરિણામ છે !

દાદાશ્રી પાસેથી બ્રહ્મચર્ય વ્રત પામીને જે અનુભવો થયા છે મોક્ષાર્થીને, એનું વર્ણન થાય તેમ નથી. એ તો જાતે અનુસરે તો જ ખબર પડે !

બ્રહ્મચર્ય પાળવાનું નક્કી કરે, ત્યાંથી જ વીર્યનું ઉર્ધ્વીકરણ ચાલુ થઈ જાય છે.

વિષય માટે જ 'બીવેર-બીવેર'નાં બોર્ડ મરાયાં, એક વરસ દહાડો બ્રહ્મચર્ય વ્રત લઈ જુએ તો અનુભવ થાય. એ તો વિધિ આપનારની શક્તિ

જ કામ કરે છે ! પણ જો જ્ઞાનીની આજ્ઞાપૂર્વકનું હોવું જોઈએ. બ્રહ્મચર્યમાં પ્રતિક્રમણથી ટેસ્ટેડ થઈ જાય.

બ્રહ્મચર્ય કે અબ્રહ્મચર્યનો જેને અભિપ્રાય નથી, તેને બ્રહ્મચર્ય વ્રત વર્તાયું કહેવાય. જેને અબ્રહ્મચર્ય યાદેય ના આવે, તેને બ્રહ્મચર્ય મહાવ્રત વર્ત્યું કહેવાય !

કટકે કટકે કરીને, એટલે કે છ મહિના વિષય-બંધ કરીને પાછું બાર મહિના માટે આજ્ઞાપૂર્વક બંધ રાખે, પછી પાછું થોડો વખત રહીને બે વરસ માટે વ્રત લે, એમ કરતાં કરતાં ચાર-પાંચ વખત વરસ-બે વરસ માટે વિષય-બંધ રહે, તેનો વિષય સદંતર છૂટી જાય. કારણ કે જેમ જેમ વિષયથી છેટો રહ્યો, એનો પરિચય છૂટ્યો કે તેમ તેમ વિષય વિસારે પડતો જાય એવો છે. અર્થાત્ પરિચય પ્રસંગ જ છૂટવો આવશ્યક છે. પણ તેને માટે હિંમત કરીને એક ફેરો આમાં દૃઢ નિશ્ચયપૂર્વક ઝંપલાવવું પડે, પછી 'જ્ઞાની પુરુષ'ની વચનસિદ્ધિનો અનુભવ થાય તેવું છે. પછી આત્માનું સ્પષ્ટ વેદન પણ અનુભવાય તેવું છે. એક વિષયને ત્યજતાં સામે બદલામાં કેવી મોટી સિદ્ધિ સાંપડે છે ! નહીં તોય અનંત અવતાર વિષય આરાધ્યા, છતાં પરિણામ શું આવ્યું ? વિષયે તો આત્મવીર્ય હણ્યાં ને દેહનાં નૂરેય નીચોવી લીધાં ! મોટામાં મોટા આત્મશત્રુને સોડમાં તાણ્યો, આ તે કેવી ભયંકર ભૂલ ! આ ભૂલને ભાંગવા એક વાર પતિ-પત્ની બન્નેએ 'જ્ઞાની પુરુષ' પાસે પ્રત્યક્ષમાં બ્રહ્મચર્ય વ્રત, ભલે મુદતી લેવાય તો મુદતી લેવું. પણ સમજીને વ્રત લઈ લે તો પાછા વળવાનો ચાન્સ રહે છે, નહીં તો વિષય ઠેઠ સુધી છૂટે એવો જ નથી.

વ્રત લીધા પછી વ્રતના રક્ષણ માટે પ્રથમથી જ જાગૃતિ રાખવી હિતાવહ છે, એકાંત શૈયાસન, તેમજ સ્પર્શદોષથી પણ રહિત વ્યવહાર, આ વ્રતનું રક્ષણ કર્યા કરે છે, તેમજ 'જ્ઞાની પુરુષ' પાસે બ્રહ્મચર્ય વ્રતમાં રહેવાની દસ-પંદર મિનિટ શક્તિઓ માંગતા રહેવાથી બળ મળ્યા કરે છે ! પોતાનો નિશ્ચય અને 'જ્ઞાની પુરુષ'નું વચનબળ, તેમની વિધિ, તેમના આશીર્વાદ, કે જે કલ્પનાતીત શક્તિઓ પ્રગટાવનારા છે ! આમાં પોતાનો તો માત્ર દૃઢ નિશ્ચય અને નિશ્ચય પ્રત્યેને સિન્સીયારિટી, બાકીનું બીજું બધું 'જ્ઞાની પુરુષ'નું વચનબળ કામ કરી લે છે ! એ અજાયબ 'વ્રત-વિધિ'નાં પરિણામ તો, જેણે 'વ્રત-વિધિ' મેળવી હોય તે જ જાણે !

## ૧૦. આલોચનાથી જ જોખમ ટળે વ્રતભંગનાં

સંજોગવશાત્ કોઈથી વ્રતભંગ થઈ જાય તો ? એનું ભયંકર જોખમ છે, ભયંકર નર્કગતિના જોખમ ખેડાય ! જાણી કરીને, દાનત ખોરી કરી તેથી જ તો વ્રતભંગ થાય ને ! છતાં કરુણાળુ 'જ્ઞાની' તો આવાં વ્રતભંગીને પણ સાચા દિલથી તુરત જ કરેલી આલોચના, પ્રતિક્રમણ ને પ્રત્યાખ્યાનથી વ્રતભંગ દોષથી છોડાવે છે. પણ તેથી કરીને વ્રતભંગની છૂટ લેવાની કોઈને હોતી નથી. આ તો સંપૂર્ણ વ્રતરક્ષાની સાવચેતી પછી 'એક્સિડન્ટ' થાય તો જ ઉપાય કરાય. બાકી જાણી-જોઈને ટકરાય તેને શું કરાય ? અને 'જ્ઞાની' પણ પાત્ર જોઈને જ માફી આપે ને ! હૃદયપૂર્વકનો પશ્ચાત્તાપ ને દૃઢતાએ પુનઃ નિશ્ચય કરી પોતાની ભૂલ ભાંગવાનો એનો પુરુષાર્થ, તેમજ તેની ચોખ્ખી દાનત જોઈને જ 'જ્ઞાની' ફરી 'વિધિ' કરી આપી તેને દોષમાંથી છોડાવે છે ! જે કોઈ ચીજના કર્તા નથી, એવા 'જ્ઞાની પુરુષ' ચાહે સો કરી શકે !

'અક્રમ વિજ્ઞાન' એકાવતારી કે બે અવતારી પદ લાવનાર હોવાથી, વિષય સંપૂર્ણ ના છૂટે તો છેવટે વિષયથી સર્વાંશે છૂટવું જ છે એવી સતત ભાવના ભાવ ભાવ કરે, પ્રત્યેક દોષનો ખૂબ ખૂબ પસ્તાવો લે, હક્કના વિષયનાય નિરંતર પ્રતિક્રમણ કર કર કરે તો આવતા ભવમાં સ્ત્રી પરિગ્રહથી મુક્તદશાનો ઉદય આવે. અને જેને આવાં અજાયબ 'અક્રમ વિજ્ઞાન'નો સંપૂર્ણ લાભ ઉઠાવી આ જ ભવમાં આત્માના સ્પષ્ટ વેદન સુધીની દશા પ્રાપ્ત કરવી હોય તેણે તો પછી 'જ્ઞાની પુરુષ' પાસે સમજપૂર્વક બ્રહ્મચર્યવ્રતની આજ્ઞા-વિધિ પ્રાપ્ત કરી લેવી પડે ! પોતાનો દૃઢ નિશ્ચય અને 'જ્ઞાની પુરુષ'નું વચનબળ, આ બે ભેગાં થાય ત્યાં અવશ્ય નિર્વિઘ્ને સિદ્ધિ સરે જ ! માત્ર પોતાના નિશ્ચયને દૃઢપણે 'સીન્સિયર' રહેવું પડે, એમાં જરાય પોલ ના ચાલે ! આ તો નિશ્ચય થવામાં જ પોલ વાગે છે કે ''આ બધાં તો અક્રમ જ્ઞાનમાં રહે છે ને વિષય પણ ભોગવે છે, તો આમાં શું વાંધો ? આપણે શા માટે વ્રતની જરૂર ? 'જ્ઞાન' તો મળી ગયું છે, ઉકેલ તો આવી જ જશેને, પછી વિષયનો શું વાંધો છે ? વિષય તો 'ડિસ્ચાર્જ' છે ને, એટલે છૂટે જ નહીં ને ! છેલ્લા અવતારમાં બ્રહ્મચર્ય પાળીશું તોય મોક્ષ કંઈ અટકવાનો છે ? આપણે સ્થૂળ વિષય ભલે ના છૂટે, પણ આપણી ભાવના તો બ્રહ્મચર્ય પાળવાની છે ને ? પછી વાંધો

નહીં આવે !'' આમ બુદ્ધિ મહીં જાત જાતનાં 'પોલ' દેખાડ દેખાડ કરીને પોતાની પ્રગતિને રૂંધનારા આવરણ ઊભાં કરાવી નાખે છે. માટે બુદ્ધિનું એક અક્ષરેય સાંભળ્યા વિના 'જ્ઞાની પુરુષ' કઈ દૃષ્ટિએ વાતને સમજાવવા માંગે છે, તે 'એક્ઝેક્ટનેસ'માં સમજી સાચી રીતે પોતાના નિશ્ચયને અડગપણે 'સીન્સિયર' રહે તો જ વિષયને જીતી શકે, ને તો જ 'જ્ઞાની પુરુષ' મળ્યા તેમાં પોતાનું કામ નીકળી જાય !

હવે, એક જ ફેરો કરેલું વિષયનું સેવન મહિનાઓ સુધી ધ્યાન કે એકાગ્રતાની સ્થિરતાને બાધકકર્તા નીવડે છે, તો જેને પુદ્‌ગલધ્યાનથી છૂટી આત્મધ્યાનમાં જ લીન થવું છે, તેને વિષયસેવન માત્ર મોટામાં મોટું બાધક છે અને જેને મોક્ષ સિવાય કાંઈ જ ખપતું નથી, એવો એકમેવ ધ્યેય-નિશ્ચય વર્તે છે, તેને વિષય કે જે પુદ્‌ગલ સ્પૃહા-પુદ્‌ગલ રમણતા જ છે, તે મોટામાં મોટો અંતરાય સ્વરૂપે થઈ પડે છે ! એટલે ભાવના બ્રહ્મચર્યની હોય, ધ્યેય શુદ્ધાત્માનો ને નિયાણું મોક્ષનું હોય તો પછી તેને મોક્ષે જતા સુધી નિરંતરાયપદ સહેજેય વર્તે, તેવાં જ સંયોગો મળે ! બાકી વિષયને વશ તો અનંત અવતાર વર્ત્યા, એમાં એક જ ભવ સ્વરૂપજ્ઞાન જાગૃતિ સમેત, વિષયથી છૂટવામાં વીતે તો અનંત અવતારનું સાટું વળી જાય !!!

લોકસંજ્ઞામાં વર્તતા જગતને પ્રિય એવાં આ વિષય, એમાં જ અનંત અવતાર ખૂંપી, એની ગારવતામાં મોજ માણી. પણ પરિણામે નિજ આત્મઐશ્વર્ય, આત્મવૈભવ અને આત્મસિદ્ધિ ખોઈ, આટલું જ ભવોના સરવૈયામાં સાંપડે. પછી વિષય પ્રત્યે વૈરાગ્ય લાવવાનાં શાસ્ત્રોનું પઠન કે વિષય જીતવાની વ્યર્થ કસરતો કરવાની રહેતી નથી. માત્ર અનંત અવતારનું સરવૈયું 'જેમ છે તેમ' દેખાઈ જાય તો સહેજે વિષય પ્રત્યે વૈરાગ્ય વર્તે ! સંસારનું મૂળ બીજ વિષય છે, જેનું નિર્મૂલન થતાં સંસાર આથમી જાય છે. એક વિષય જીતાતાં પાંચેય મહાવ્રતો સહેજેય સિદ્ધ થાય છે. સંસાર વધારનારાં તેમ જ સંસારમાં ખૂંપાવી રાખનારાં નિમિત્તો 'બ્રહ્મચર્ય'થી સહેજે ઊડી જાય છે, પરિણામે અપરિગ્રહી દશા સાધી શકાય છે. વિષયમાં કપટ, અસત્ય, ચોરી તેમજ વિષય થકી થતી ભયંકર જીવહિંસા - શુદ્ધ બ્રહ્મચર્યના પાલન થકી એ સર્વ જોખમદારીથી સહેજેય મુક્ત થઈ જવાય છે. આવી અદ્‌ભુત બ્રહ્મચર્યની સિદ્ધિ સમજ્યા પછી કોણ એ ભેલાડી દે ?

## ૧૧. ચારિત્ર્યનો પ્રભાવ

ક્રમિકમાર્ગમાં કે પછી અક્રમમાર્ગમાં, પણ ચારિત્રનો પાયો એ જ મોક્ષપંથનો આધાર છે. જે ચારિત્રનો સ્ટ્રોંગ થયો, તે જગત જીતી ગયો. નહીં તો વિષયથી જે જિતાયો, તે જગત હાર્યો ! એટલે બ્રહ્મચર્ય સાધવા માટે તો બ્રહ્મચર્યનું પરિણામ, અબ્રહ્મચર્યના જોખમ માત્ર સમજવાનાં જ છે. 'ચારિત્ર'માં લાવવા કશું કરવાનું નથી. 'ચારિત્ર' સંબંધીનું જ્ઞાન ચોગરદમથી સમજમાં 'ફીટ' કરી લેવાનું છે, પરિણામે પછી તેનો નિશ્ચય જ તે વસ્તુને વર્તનામાં લાવે છે ! અને એ જ્ઞાનની ગેડ તો પ્રત્યક્ષ 'જ્ઞાની પુરુષ' જ બેસાડી શકે.

જેને સંસારનાં સર્વ બંધનોથી છૂટવું જ છે. મોક્ષે જ જવું છે, તેણે સર્વ બંધનોથી છૂટતાં છૂટતાં વિષય બંધન કે જે સંસારનાં સર્વ બંધનોનું મૂળ છે, તેમાંથી છૂટવું જ પડે. બે પ્રકૃતિ ક્યારેય એક થાય નહીં. પુદ્ગલનું આકર્ષણ પુદ્ગલ તરફથી આત્મા તરફ ક્યારેય પણ જવા ના દે ! આત્માએ કરીને ઐક્યતા-અભેદતા સાધીને અનંતાત્માઓ મોક્ષને પામ્યા. કિંતુ દૈહિક એકતા સાધીને કોઈ કંઈ અલ્પ પણ સિદ્ધિ સાધી શક્યું હોય એવું ક્યારેય શક્ય નથી ! વીતરાગોએ ચીંધેલા એકાંત શૈયાસનના પંથે જ વિચારવા જેવું છે, એવો ભાવ, એવો નિશ્ચય એક દિ' વીતરાગત્વ અવશ્ય પ્રગટ કરાવશે.

# ખંડ : ૨

# આત્મજાગૃતિથી બ્રહ્મચર્યનો માર્ગ

## ૧. વિષયી સ્પંદન, માત્ર જોખમ

જેમ જેમ વિષયનું સ્વરૂપ સંપૂર્ણ સમજાય, તેનાં જોખમી પરવશતામય પરિણામો સમજાય, તેનાથી થતી આત્મિક, આધ્યાત્મિક ખોટ અનુભવાય ત્યારે વિષયથી પાછાં ફરવાની તૈયારી થાય. પછી 'વિષયમાં સુખ છે' એ અભિપ્રાય તૂટ્યો ત્યારથી જ વિષયમાંથી છૂટવાની ભાવનાઓ જાગે ને 'વિષયમાંથી પોતે છૂટવું જ છે' એવો દૃઢ નિશ્ચય થાય, એટલે પછી દિશા નક્કી થાય અને વિષય-દોષ સામે છૂટવાની જાગૃતિ વધતી જાય. એ જાગૃતિ નિરંતર વિષય-વિકાર પરિણામ સામે ઝઝૂમતી રહે ને વિષયના એકે એક વિચારને ઉખેડીને ફેંકી દે. બે પાંદડી સુધી વધતાં

પહેલાં જ પ્રત્યેક કૂંપણને ઉખેડીને ફેંકી દેવામાં આવે તો જ વિષયબીજનું સર્વાંશે નિર્મૂલન થાય ! નહીં તો બે પાંદડે ચૂંટાય નહીં તો તે પછી કાબૂમાં રહેતું પછી તે વધી જઈને ઝાડ થઈ જતાં વાર લાગતી નથી ને તેનાં ફળ કે જે અસંખ્ય બીજ નંખાય તેવાં છે, તેવાં અસંખ્ય જોખમો ઊભાં થઈ જાય છે ! માટે વિષય-કૂંપણને બે પાંદડી થતાં પહેલાં જ ચૂંટી નાખવી પડે. એટલે શું કે વિષયનો વિચાર આવે કે દૃષ્ટિ સહેજ ખેંચાય કે દૃષ્ટિ બગડવા માંડે, તે પહેલાં જ જાગૃતિ હાજર રાખીને તેમજ 'થ્રી વિઝન'ના ઉપયોગે કરીને તથા સામાના શુદ્ધાત્મા દર્શનથી 'દેખત ભૂલી' ટાળવાનો પુરુષાર્થ માંડવાનો છે. મન અને વૃત્તિઓને દોષ થયો તે ઘડીએ જ સ્વચ્છ રાખવાનો 'જ્ઞાની પુરુષ'નો આપેલો પ્રતિક્રમણનો અદ્ભુત પ્રયોગ સદા જાગૃત રાખવો પડે ! અને તે તે દોષોને, ને વિષયગ્રંથિને પછી પાછળથી દહાડામાં ગમે ત્યારે સામાયિક-પ્રતિક્રમણના પ્રયોગથી ચોખ્ખી કરતાં કરતાં પરિણામે નિર્ગ્રંથ દશા ઉત્પન્ન થાય, એવું આ 'અક્રમ વિજ્ઞાન' છે.

'અક્રમ વિજ્ઞાન'થી ઉત્પન્ન થતી, જાગૃતિપૂર્વકના 'થ્રી વિઝન'ની દૃષ્ટિથી જોતાં જ મોહદૃષ્ટિ વિલય પામે છે. એમાં ફર્સ્ટ વિઝને નેકેડ દેખાય, બીજી જ સેકન્ડે સેકન્ડ વિઝનમાં ત્વચા રહિત અંગો દેખાય ને તરત પછીની સેકન્ડે કપાયેલો ચિરાયેલો દેહ દેખાય-હાડ, માંસ, કાપેલાં આંતરડાં ને મળ-લોહી બધું દેખાવા માંડે. ત્યાં પછી મોહદૃષ્ટિ એક ક્ષણ થોભે ખરી ?

## ૨. વિષય ભૂખની ભયાનકતા

'અક્રમ વિજ્ઞાન'ની જેમને પ્રાપ્તિ થઈ છે, તેઓને તો 'દેખત ભૂલી' ટાળવાનો રસ્તો ખુલ્લો થયો છે. દૃષ્ટિ બગડતાં જ પ્રતિક્રમણ ને શુદ્ધ ઉપયોગથી ચોખ્ખું કરી નાખવાનું છે, નહીં તો કોઈ કાળમાં ઉપલબ્ધ ના થાય એવાં આ અજાયબ 'અક્રમ વિજ્ઞાન'ને પણ ક્ષણમાં હલાવી નાખે તેવો આ 'દેખત ભૂલી'નો દોષ છે. માટે ત્યાં અત્યંત સાવધ રહેવાનું છે. કિંચિત્‌માત્ર પણ ગાફેલપણું ત્યાં ના ચલાવી લેવાય. બાકી પોઈઝનનાં પારખાં તે ના જ હોય ! એને પીતાં પહેલાં ફેંકી દીધે જ છૂટકારો મળે !

ક્રમિકમાર્ગનું બ્રહ્મચર્ય અને અક્રમમાર્ગનું બ્રહ્મચર્ય, એમાં ક્રમિકમાર્ગમાં નવવાડમાં કડક પાલન સાથે લક્ષ્મી-ગૃહ-સ્ત્રી-પુત્રાદિનો ત્યાગ કરી, અહંકારે કરી કરીને વિષયોમાંથી વૃત્તિઓને વાળવાની

પ્રક્રિયા ! જ્યારે અક્રમમાર્ગમાં કશાનો નિરોધ નથી, મનનો પણ નહીં, માત્ર 'અક્રમ વિજ્ઞાને' કરીને મનનાં સર્વ વિકારી પરમાણુઓને વિશુદ્ધિમાં વિપરિણમન થવા દેવાનાં છે. આ માર્ગમાં મુખ્ય લાભ તો એ મળી જ રહે છે કે 'પોતે' 'આત્મપદ'ને પ્રાપ્ત થયે અહંકાર ભાવ છૂટી જાય છે પછી મન-વચન-કાયાની સર્વે અશુદ્ધિઓને જ્ઞાને કરીને ઓગાળવાની રહે છે ! અહંકારે કરીને પળાયેલું બ્રહ્મચર્ય અત્યંત ઉપકારી છે છતાં એ વૈજ્ઞાનિક ઢબનું ના કહેવાય. કારણ કે એમાં બ્રહ્મચર્ય પાળનારો 'પોતે' જ છે. જ્યારે વૈજ્ઞાનિક રીતે તો 'પોતે' રિયલ સ્વરૂપે રહે, જ્ઞાતા-દ્રષ્ટા રહે અને 'રિલેટિવ' ભાગ બ્રહ્મચર્ય કેવું પાળે છે એ 'પોતે' 'જાણે'. અક્રમ માર્ગમાં આ વિજ્ઞાનમય દૃષ્ટિ ખૂલેલી હોવાથી બ્રહ્મચર્ય યથાર્થપણે પળાય ને 'પોતે' પોતાના સ્વ-સ્વભાવમાં પણ એક્ઝેક્ટ રહી શકે. આત્મજ્ઞાન સાથેનું સંપૂર્ણ શુદ્ધ બ્રહ્મચર્ય જ આત્યંતિક કલ્યાણકારી નીવડે.

પરમ પૂજ્ય દાદાશ્રીના એક કલાકના જ્ઞાનપ્રયોગમાં જ્ઞાનાગ્નિ થકી તમામ પાપો ભસ્મીભૂત થઈ વૃત્તિઓ નિજઘર પાછી વળે છે. અશુદ્ધ ચિત્ત શુદ્ધતાને પામ્યે, પોતે 'શુદ્ધ-ચિદ્રુપ' શુદ્ધાત્મા બને છે. પછી જે 'વિષય' રહે છે, તે 'ડિસ્ચાર્જ' ભાગનો છે. પૂર્વે જે અવળી માન્યતા હતી કે 'વિષયમાં સુખ છે' તેને કારણે ઊભાં થયેલા અભિપ્રાયને આધારે એ આસક્તિ ટકી રહે છે ! પણ જલેબી ખાધા પછી ચા મોળી લાગે, તેમ 'જ્ઞાની પુરુષ' પાસે 'સ્વરૂપ જ્ઞાન' પ્રાપ્તિ પછી વિષય સુખો મોળાં લાગે છે. પણ વિષય સંબંધેની 'રોંગ બિલીફ' સર્વાંશે નહીં ઉડવા કારણે વિષય ટકી રહે છે. 'જ્ઞાની પુરુષ'નાં વેણ જ એ અવળી માન્યતા ઉડાડવા એકમેવ જબરું હથિયાર છે કે જે વિના અવળી માન્યતાઓ તૂટી જવી અશક્ય છે. 'રોંગ બિલીફ' ઉડે કે અભિપ્રાય પણ ઉડવા માંડે. ને જેમ જેમ અભિપ્રાય ઉડે એટલે મન પણ વિષયથી વિરકત થતું જાય. માનસિક દોષો પણ આજ્ઞાપૂર્વકના પ્રતિક્રમણથી ચોખ્ખા થતા જાય ને ચિત્ત નિર્મળ ને મુક્ત રહેવા માંડે. જાગૃતિ ઉત્પન્ન થઈ વર્ધમાન થતી જાય, જેથી કરીને વિષય વિચાર કે ચિત્તના દોષ પકડાય ને પ્રતિક્રમણ વડે તે શુદ્ધિમાં પરિણમે ! વિષય-દોષ સામે તીવ્ર જાગૃતિ ઉત્પન્ન થવી, એ 'અક્રમ વિજ્ઞાન'ની અજાયબ 'ગીફ્ટ' છે !

અબ્રહ્મચર્યનો અભિપ્રાય જ અબ્રહ્મચર્યમાં જકડી રાખે છે. 'જ્ઞાની પુરુષ'ના પરિચયે કરીને સૂક્ષ્માતિસૂક્ષ્મપણે અબ્રહ્મચર્યનો અભિપ્રાય ઉડે

ને બ્રહ્મચર્યનો અભિપ્રાય ફીટ થાય. જ્યારે બ્રહ્મચર્યનો નિશ્ચય યથાર્થપણે પકડાઈ જાય ત્યારથી ગજબનું સુખ ઉભરાવા માંડે, એ સુખ જ વિષયસુખની અવળી માન્યતાઓ છોડાવી નાખનારું બની જાય છે. તેમાંય 'જ્ઞાની પુરુષે' દેખાડેલી બ્રહ્મચર્યની ચાવીઓ પુરુષાર્થ કાજે વાપરી જાણે તેની સર્વ રીતે 'સેફ સાઈડ' શક્ય બને છે. એવી સર્વ ચાવીઓ સ્થૂળ પ્રસંગોથી માંડીને આંતરિક સૂક્ષ્મ ઉદયોમાંથી કઈ રીતે નિર્લેપ રહી નીકળી જવું, તેમ જ ધ્યેયને વળગી રહેવું એટલું જ નહીં, પણ ધ્યેયસ્વરૂપ થઈ જવા કાજેની સર્વ વિજ્ઞાનમય વાણી અત્રે સંકલિત થઈ છે !

'વિષયમાં સુખ છે' એ રોંગ બિલીફ એટલી ગાઢ થયેલી છે કે તેનાં નિમિત્ત ભેગાં થતાં જ એ 'રોંગ બિલીફ' હાજર થઈ જાય છે અને તેમાં તન્મયાકાર બનાવી દે છે. 'વિષયમાં સુખ છે' તેની રોંગ બિલીફ જ્યાં જ્યાં જેવી જેવી રીતે બેઠી હોય, તેનાં સાધનો માટે જેવી રીતે રોંગ બિલીફ બેઠી હોય-તે તે સર્વને, એકેએકને જાગૃતિપૂર્વક મૂળમાંથી ઓળખી 'સામાયિક પ્રયોગ'માં લઈ જ્ઞાને કરીને, થ્રી વિઝન જાગૃતિએ કરીને ફેરવવાની છે. જ્યાં સુધી આ 'રોંગ બિલીફ' મૂળથી ના જાય ત્યાં સુધી વિષયનું આકર્ષણ સહજ રહેવાનું. માટે 'આકર્ષણ' ખલાસ થવા તેનાં 'રૂટ કૉઝ' રૂપે બિલીફને જ સર્વાંશે નિર્મૂલન કરવામાં પુરુષાર્થ રાખવો આવશ્યક રહે છે.

## ૩. વિષય સુખમાં દાવા અનંત

જગત આખું વિષયમાં સુખ માને છે ! માત્ર બ્રહ્મચારીઓ અને સમકિતી દેવો વિષયમાં માનતા નથી.

ખાવા-પીવામાં બીજા કશામાં સુખ ખોળે તે ચલાવાય, પણ વિષયમાં તો નર્યો ગંદવાડો જ છે, એમાં શું સુખ ? આટલું જ છોડવા જેવું છે. નહીં તો એ 'ફાઈલ' રૂપ થઈ મોક્ષે જતાં આંતરશે.

વિષય એ જીવતો પરિગ્રહ છે. મિશ્રચેતન પછી દાવો માંડે. વેર હઉ બાંધે. માટે ચેતો, આખી જિંદગી એના ગુલામ થઈ જવું પડે ! બે-મન એકાકાર ના જ થઈ શકે. એટલે સામસામા દાવા, અપેક્ષાઓ વિ. ચાલુ થઈ જ જાય. એક જ ફેરો જેની જોડે વિષય કર્યો હોય એને પેટે

જન્મ લેવો પડે. જલેબી દાવો માંડે, જો એને બંધ કરી દઈએ તો ?

વિષય ભોગવે રાગથી ને જ્યારે એનું પરિણામ આવે ત્યારે દ્વેષ આવીને ઊભો રહે. રાગથી વીંટ્યું, દ્વેષથી ઉકલે ને નર્યું વેર બાંધે. માટે જે વ્યક્તિ જોડે મન બંધાયું હોય એનાં ખૂબ પ્રતિક્રમણ કરો અને એનાં જ શુદ્ધાત્મા પાસે બ્રહ્મચર્યની શક્તિ માંગ માંગ કરવી કે વિષયથી મુક્ત કરો.

વિષયથી વેર બંધાય ને વધ્યા જ કરે, ભવોભવ સુધી. બીજા બી પડ્યા જ કરે, પડ્યા જ કરે. એને શેકવાની ચાવી જાણે, તો જ છૂટાય. બીજ કેવી રીતે શેકાય ? પ્રતિક્રમણથી, વિષયનું સુખ જે જે લીધું. તે લોન પર લેવાય છે. એને રીપે કરવું જ પડે અને રીપે કરતી વખતે દુઃખ ભોગવવું જ પડે. માટે આત્મામાંથી જ સુખ લેવા જેવું છે એવી બિલીફ તો ફીટ કરી દો !

## ૪. વિષય ભોગ, નથી નિકાલી

અક્રમજ્ઞાન મેળવ્યા પછી એકાવતારી થવું હોય તો મહીં ચોક્કસ રહેવું પડે. 'હું શુદ્ધાત્મા છું' એ નિરંતર જેના લક્ષમાં રહે છે એ મોટામાં મોટું બ્રહ્મચર્ય છે. વિષય એ શોખની વસ્તુ નથી, નિકાલ કરવા જેવી ચીજ છે ! બ્રહ્મચર્ય વ્રત હોય તો જલ્દી ઉકેલ આવે.

એકાવતારી થવું હોય તેણે વિષયમાં સેન્ટ પણ રુચિ ના જોઈએ. પોલીસવાળો મારી ઠોકીને માંસ ખવડાવે તેવું ઘટે. જ્ઞાની જગતનિષ્ઠામાંથી બ્રહ્મનિષ્ઠામાં બેસાડી દે. તે માટે જ્ઞાન પ્રાપ્ત કરવું પડે જ્ઞાની પાસેથી. ખરો આનંદ તો સાચું બ્રહ્મચર્ય હોય તો જ થાય. પરણેલાં હોય તો બન્નેની મરજીપૂર્વકનું બ્રહ્મચર્ય હોવું જોઈએ, નહીં કે તરછોડ મારીને !

ઉદયકર્મથી વિષય ભોગવ્યો એવું ક્યારે કહેવાય ? પોલીસવાળો ત્રણ દા'ડો ભૂખ્યા રાખીને માંસ ખવડાવે, મારી ઠોકીને, તેને ઉદયકર્મ કહ્યું. આ તો રાજીખુશીથી વિષય ભોગવે, તેને ઉદયકર્મ કેવી રીતે કહેવાય ? એને પોલ કહેવાય. ત્યાં કર્મ ચાર્જ થાય જ.

જે જે વિષયની ગાંઠ તૂટે, તે તે વિષય પર ખુલ્લેઆમ વ્યાખ્યાન કરી શકે. મહીં સ્હેજ પણ પોલ ના ચાલે. નહીં તો એનાથી પોતાનું ને બીજા બધાંયનું બગડે.

એક ફેરો વિષય કરે તો ત્રણ દિવસ સુધી માણસ ધ્યાનમાં સ્થિર ના રહી શકે ! વીતરાગોનો ધર્મ એ વિલાસીઓનો ધર્મ નથી.

ડિસ્ચાર્જ કયા ભાગને કહેવાય ? ગાડીમાંથી પડી જઈએ એને !

બ્રહ્મચર્ય સંબંધીનું જ્ઞાન જાણી રાખવું. પછી તે જ્યારે બિલીફમાં આવે પછી વિષય ઊડી જાય !

અક્રમ વિજ્ઞાનમાં હક્કના વિષયોની છૂટ આપી છે. કારણ કે એક અવતારનું બધું ડિસ્ચાર્જ છે. પણ પછી બીજે દૃષ્ટિ બગડવી ના જોઈએ. બીજે બગડે તો ચાર્જ થઈ જ જાય. ભગવાનના તાબામાં રહેવાનું છોડીને વિષયના તાબામાં ક્યાંક ફસાઈ તો નથી ગયા ને ?!

વિષયમાંથી છૂટ્યા પછી શુદ્ધાત્મા પદમાં વધુ રહેવાય. હક્કના વિષયનો વાંધો નથી, પણ તેય નિયમથી હોવું જોઈએ.

## ૫. સંસારવૃક્ષનું મૂળ, વિષય

જ્યાં વિષય છે ત્યાં કષાયો, અથડામણો, દ્વેષ છે.

વિષય અને કષાયમાં મૂળ ફેર શું ?

વિષય એ ગયા અવતારનું પરિણામ છે અને કષાય એ આવતાં ભવનું કારણ છે.

ક્રમિકમાં વિચારે કરીને આત્મા પામે. એકધારી નિરંતર વિચારધારા રહે, જેનાથી કર્મો ખપે, એને વિચાર જ્ઞાનાક્ષેપકવંત હોય છે.

વિષયને નો-કષાય(નહીં જેવા કષાય)માં મૂક્યું. કારણ વિષયમાં ક્રોધ-માન-માયા-લોભ નથી આવતાં. છતાં બ્રહ્મચર્યને મહાવ્રતમાં મૂક્યું છે ! કષાય એ કૉઝીઝ છે ને વિષય એ ઈફેક્ટ છે. માટે મોટો દોષ કષાયનો છે.

## ૬. આત્મા અકર્તા-અભોક્તા

વૈજ્ઞાનિક દૃષ્ટિએ આત્મા સૂક્ષ્મતમ છે અને વિષય સ્થૂળ છે. સૂક્ષ્મતમ સ્થૂળને કેવી રીતે ભોગવી શકે ? માટે આત્માએ વિષય ક્યારેય ભોગવ્યો નથી. અહંકાર સૂક્ષ્મ છે ને વિષય સ્થૂળ છે, માટે અહંકાર પણ

વિષયને ભોગવી શકતો નથી. અહંકાર ફક્ત ભ્રાંતિથી માને છે કે મેં વિષય ભોગવ્યો ! તેનો ભયંકર ભોગવટો આવે છે ! ગીતામાં કહ્યું છે, 'વિષયો વિષયોને ભોગવે છે !' જ્યારે આત્મા તો ત્રિકાળ શુદ્ધ જ છે !

## ૭. આકર્ષણ-વિકર્ષણનો સિદ્ધાંત

આકર્ષણ થાય છે પુદ્ગલનું, તે લોહચુંબક ને ટાંકણી જેવું. બાકી આત્માએ ક્યારેય વિષય ભોગવ્યો જ નથી.

વિષયોમાં નીડર એટલે સ્વચ્છંદી. દાદાનું મને જ્ઞાન મળ્યું છે, હવે વિષયો નડનાર નથી કહ્યું કે ભયંકર રીતે ગબડ્યો. આ જ નીડરતા થઈ ને આ જ વિષ થયું. માટે દુરુપયોગ થયો. અક્રમ વિજ્ઞાન બધી રીતે નિર્ભય કરનારું છે. પણ વિષયમાં નિર્ભય નથી થવાનું, ત્યાં જાગૃત રહેવાનું છે ! હક્કના વિષયની જ છૂટ છે, બીજે નહીં. વિષયમાં કપટ કરવું બીજું બધું કરવું, એ વિષ જ છે ને ?

પરમ પૂજ્ય દાદાશ્રી અત્યંત કરુણાથી કહે છે, 'આવું જ્ઞાન મળ્યા પછી તમે મુક્ત ના થાઓ, તો ક્યારે છૂટાશે ? આ બધું છે ને તેમાંથી છૂટવાનું છે. માટે કામ કાઢી લો.' અમે તમારું કામ કઢાવવા માટે બેઠા છીએ ! જ્ઞાની પાસે બેસીને જ્ઞાની જેવા ના થવાય, એમાં કોનો વાંક ?

જ્ઞાની પુરુષ નિરંતર દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવથી અપ્રતિબદ્ધપણે વિચરે છે ! એમને જોઈને શીખવાનું છે.

'અક્રમ વિજ્ઞાન' સ્ત્રી-પુરુષના આકર્ષણને શું કહે છે ? લોહચુંબક લોખંડને આકર્ષે જ, એવો પરમાણુઓનો સ્વભાવ છે ! તેમ સ્ત્રી-પુરુષના પરમાણુઓ એકબીજાને આકર્ષે. પોતે નહીં ખેંચાવાનું નક્કી કર્યું હોય છતાંય ખેંચાય, તો એ શું સૂચવે છે કે આમાં હવે 'પોતાનું' ચલણ નથી, કોઈ પરસત્તા-મેગ્નેટિક ફોર્સ ખેંચી રહ્યો છે. પૂર્વના 'ચાર્જ' થયેલાં પરમાણુઓને કારણે સ્ત્રી ને પુરુષ સામસામા 'ફિલ્ડ'માં આવે ત્યારે પરમાણુઓ ખેંચાય. ત્યારે પોતે માને છે કે, 'હું ખેંચાયો. મને હજી આકર્ષણ રહ્યા કરે છે.' આમાં ખરેખર પરમાણુઓ ખેંચાય છે. તેમાં જો 'હું' તન્મયાકાર ના થાય, તો પરમાણુઓ 'ઈફેક્ટ' આપી સહજ સ્વભાવે 'ડિસ્ચાર્જ' થઈને નિર્જરી જાય છે. પણ વિજ્ઞાનની આવી વાસ્તવિકતા નહીં સમજાવાથી 'પોતાને' માન્યતાની આંટી રહે; તેમજ મીઠાશની લાલચથી,

પોતે ઈફેક્ટમાં ભળ્યા વિના રહેતો નથી. પરિણામે નવું 'ચાર્જ' કરે છે. તેમાંય જો 'આત્મજ્ઞાન'ની જાગૃતિ હોય, તે તુર્ત જ પ્રતિક્રમણ કરી પાછો આત્મભાવમાં આવી જાય તો પરમાણુઓની અસરોથી છૂટે, ને પછી પ્રકૃતિનાં પરિણામોનો જોખમદાર 'પોતે' રહેતો નથી.

અવસ્થા દૃષ્ટિથી આકર્ષણ ઉદ્ભવે છે ને તત્ત્વદૃષ્ટિથી વીતરાગતા ઉત્પન્ન થાય. અવસ્થામાં તન્મયાકાર થયે જ મહીં ચુંબકત્વ ઉત્પન્ન થાય ને તેનું પછી સ્વભાવથી જ આકર્ષણ થવા માંડે, એટલે 'દૃષ્ટિ' બદલાય તો જ ચુંબકત્વ ઉડે ને આકર્ષણ અટકે. એટલે 'પોતે' આત્મસ્વભાવમાં રહે ને પરમાણુઓની પ્રત્યેક ક્રિયાને માત્ર જોયા-જાણ્યા કરે, પરમાણુઓ ગ્રંથિસ્વરૂપે ફૂટે ત્યારે પોતે તેમાં તન્મયાકાર ના થાય, તેની અસરોની નોંધ કરે, એક ક્ષણ પણ એ અસરને પોતાની ના માને, પર-પરિણામને પર જાણે ને પોતાના સ્વ-પરિણામની યથાર્થ સમજ વર્તે, તો વિષય વિષયરૂપ ન થતાં જ્ઞેય બની નિર્જરા પામી જાય છે. આવી જાગૃતિ તો, સર્વ સ્થૂળ દોષો થતાં અટકે, સૂક્ષ્મમાં પણ ઘણું બધું ચોખ્ખું થાય ને 'વિજ્ઞાન'ની સમજ યથાર્થ વર્તે ત્યારે જ પરિણમે !

### ૮. વૈજ્ઞાનિક 'ગાઈડ', બ્રહ્મચર્ય માટે

બ્રહ્મચર્ય ઉપર આટલાં બધાં ઝીણવટભર્યા, વૈજ્ઞાનિક ફોડ ક્યાંય ખુલ્લાં નથી થયાં. પરમ પૂજ્ય દાદાશ્રીએ ખૂબ જ સરળ રીતે તમામ રહસ્યો ખુલ્લાં કર્યા છે. જેનાં પુસ્તકો ખૂબ જ કામ લાગે એવાં છે સાધકોને ! કેટલાંય સાધકો દાદાનું પુસ્તક વાંચીને બ્રહ્મચર્ય સિદ્ધ કરી લે છે. એમની બ્રહ્મચર્યનું મહત્વ બતાડતી સચોટ વાણી અને વિષયનાં પરિણામોની ભયંકરતા ખુલ્લી કરતી વાણી સુજ્ઞ વાચકને ઊભાં જ કરી દે છે. અંદરથી જાગૃત કરી દે છે ને બ્રહ્મચર્યમાં વાળી દે છે ! આવી વાણી વાંચીને જ બ્રહ્મચર્ય પળાય.

**- ડૉ. નીરુબેન અમીન**

# અનુક્રમણિકા

## ૬. વિષય બંધ ત્યાં ડખાડખી બંધ



## ૭. વિષય એ પાશવતા જ



## ૮. બ્રહ્મચર્યની કિંમત, સ્પષ્ટ વેદન-આત્મસુખ

## ૪. વિષય ભોગ, નથી નિકાલી



## ૫. સંસારવૃક્ષનું મૂળ વિષય



## ૬. આત્મા અકર્તા-અભોક્તા



## ૭. આકર્ષણ - વિકર્ષણનો સિદ્ધાંત



## ૮. વૈજ્ઞાનિક 'ગાઈડ' બ્રહ્મચર્ય માટે !



★★★

## ખંડ : ૧

# પરિણીતો માટે બ્રહ્મચર્યની ચાવીઓ

## [૧]
## વિષય નહીં, પણ નિડરતા એ વિષ

### ચેતો, વિષયની નીડરતાથી

વિષયો એ વિષ નથી, વિષયમાં નીડરતા એ વિષ છે. માટે ગભરાશો નહીં. બધાં શાસ્ત્રોએ બૂમ પાડી કે વિષયો એ વિષ છે. શાનું વિષ છે ? વિષય એ વિષ તો હોતો હશે ? વિષયમાં નીડરતા એ વિષ છે. વિષય જો વિષ હોતને, તો પછી તમે બધા ઘેર રહેતાં હોત અને તમારે મોક્ષે જવું હોય તો મારે તમને હાંકીને મોકલવા પડે કે જાવ અપાસરે, અહીં ઘેર ના પડી રહેશો. એવું હાંકીને મોકલવું પડે કે ના મોકલવું પડે ? પણ મારે કોઈને હાંકવા પડે છે ? અમે તો કહીએ છીએ કે જાવ, ઘેર જઈને નિરાંતે પલંગમાં સૂઈ જાવ.

વિષયો વગરના બ્રહ્મચારી તો કેટલાં હશે આ દુનિયામાં ? એટલે પાંચ-દસ હજાર હોય, વખતે વીસ-પચ્ચીસ હજાર હોય. પણ તોય આ સાડાચાર અબજ માણસો તો વિષ પીધા કરે છે. વિષયને વિષરૂપ લખ્યા, તેની માણસને મનમાં શી અસર થાય ? 'વિષયો વિષ છે', આ શબ્દો પૈણેલાઓને સંભળાય તો શું થાય ? પૈણેલા આગળ આ શબ્દ બોલવો જ ના જોઈએ અને જે આવો શબ્દ આપે, તેને કહીએ કે અલ્યા, જો કદી

આવું વિષયો જ વિષ હોય તો પછી પૈણવાનું શેને માટે હતું ? આ તો થોડાક જ મનુષ્યો પૈણ્યા વગરના ફર્યા કરે છે. બીજું, આખું જગત તો પૈણેલું હોય છે. માટે જો ખોટું હોય તો આખું જગત પૈણે જ કેમ કરીને ? આ જે પૈણ્યા વગરના ફર્યા કરે છે, એ તો કસરતશાળામાં ગયા છે, કે સ્ત્રી વગર જિવાય છે કે નહીં ? એટલે એ તો કસરતશાળા છે. બાકી તમારે 'ટેસ્ટ એક્ઝામિનેશન'માંથી પસાર થવું પડશે, ને અહીં આગળ સ્ત્રીની સાથે જ, બૈરી-છોકરાં સાથે જ વીતરાગ થવું પડશે. ત્યાં હિમાલયમાં નાસી જઈને, વીતરાગ થઈએ (!) ને 'હમકુ ક્યા, હમકુ ક્યા ?' એમ કર્યા કરે, એ ચાલે નહીં.

સ્ત્રી વઢે અને રાતે એ ઘરમાં રહેવું, એ તો મોટામાં મોટી ટેસ્ટ એક્ઝામિનેશન છે ! એટલે સ્ત્રી સાથે મોક્ષ હોવો જોઈએ. સ્ત્રીની ગાળો ખાય અને સમતા રહે એવો મોક્ષ થવો જોઈએ.

ભગવાને આત્માના બે ભેદ પાડ્યા ; એક સંસારી ને બીજા સિદ્ધ. જે મોક્ષે ગયેલા છે તે સિદ્ધ કહેવાય છે ને બીજા બધાય સંસારી. એટલે તમે જો ત્યાગી હો તોય સંસારી છો ને આ ગૃહસ્થ પણ સંસારી જ છે. માટે તમે મનમાં કશું રાખશો નહીં. સંસાર નથી નડતો, વિષય નથી નડતા, કશું નડતું નથી, અજ્ઞાન નડે છે. એટલા માટે તો મેં પુસ્તકમાં લખ્યું કે વિષયો વિષ નથી, વિષયોમાં નીડરતા એ વિષ છે.

બૈરી-છોકરાં સાથે જ મોક્ષને માટે અમે આ રસ્તો બતાવ્યો છે. આ અહીંથી સીધો મોક્ષ નથી. આ એકાવતારી પદ છે. વીતરાગોની વાત તદ્દન સાચી છે કે સીધું જ મોક્ષે જવાતું હોય તો તો બૈરી-છોકરાં આ છેલ્લા અવતારમાં છોડવાં પડે. પણ આ તો એક અવતારીપદ છે. મોક્ષને ને સંસારને શી લેવાદેવા ? એકેય કર્મ ના બંધાય, એની અમે ગેરન્ટી આપીએ છીએ. સ્ત્રી-છોકરાં સાથેય કર્મ ના બંધાય.

## સ્ત્રીનો નહીં, વાંક પોતાનો

'વિષયો વિષ નથી' એવું એકલું કહેવામાં આવે, તો કેટલાંય ત્યાગીઓ જોડે મતભેદ પડી જાય કે તમે આવું કહો છો ? ના, હું વિષયને

વિષ કહેવા માગતો જ નથી. હું વિષયમાં નીડરતાને વિષ કહું છું. તમે વિષયોને વિષ કહો છો, એ હું કબૂલ કરતો નથી. જે ના પૈણેલો હોય અને એ જો બ્રહ્મચારી તરીકે રહેવા માગતો હોય તો હું બહુ ખુશ છું. પૈણેલો હોય તેને શું એમ કહેવું કે બાયડી છોડીને નાસી જા તું ?! છતાં બાયડી છોડીને નાસી ગયો હોય અને એનો મોક્ષ થાય એવું ક્યારેય પણ બને ? એવું કોઈના માન્યામાં આવે છે ? ત્યારે પૈણ્યો'તો શું કરવા ? શરમ નથી આવતી ? કોઈને દગો દેવાય નહીં. આ દુનિયામાં કોઈ જીવને કિંચિત્‌માત્ર દુઃખ આપ્યું હશે તો પણ મોક્ષ નહીં થાય. એટલે અમે આ સરળ રસ્તો ખોળી કાઢયો. નહીં તો આ બધાં પૈણેલાઓ કહે છે કે અમે મોક્ષે જવાનાં, તે શાથી એમ કહે છે ? પોતાને એમ લાગ્યું કે અમે મોક્ષમાં જવાને માટે આમ જઈ રહ્યા છીએ. કેટલાં માઈલ ઉપર હતા ને તે હવે સેન્ટ્રલ ક્યાં સુધી આવ્યું એવું તમને લાગે છે ?

**પ્રશ્નકર્તા :** નજદીક છે.

**દાદાશ્રી :** સ્ત્રી-છોકરાં સાથે છે, છોકરાં ભણાવે છે, બધું કરે છે. સ્ત્રી મોક્ષને વાંધો કરતી નથી. તમારા વાંકે મોક્ષ અટકે છે. વાંક તમારો છે, સ્ત્રીનો વાંક નથી. સ્ત્રી નડતી નથી, તમારી અજ્ઞાનતા નડે છે.

એવું છે ને, મનુષ્યોએ વિષયનું તો પૃથક્કરણ કરી જોયું નથી. જો માનવધર્મ તરીકે વિષયનું પૃથક્કરણ કરે, જેમ કે કોઈ વસ્તુનું આપણે પૃથક્કરણ કરીએ ને એમાં શું શું વસ્તુઓ ભળેલી છે એમ જુદું પાડીએ, એવી રીતે વિષયનું જો પૃથક્કરણ કરે તો માણસ વિષય કોઈ દહાડો ફરી કરે નહીં. બે દહાડાથી વધારાનું વાસી ભજિયું ખવાય જ નહીં, છતાંય પણ ત્રણ મહિનાનાં વાસી ભજિયાં ખાધાં હોય તોય એ જીવતો રહેશે, પણ વિષય કરે તો એ જીવતો નહીં રહે. વિષય એ એવી વસ્તુ છે, એનું પૃથક્કરણ કરે તો પોતાને વૈરાગ જ રહ્યા કરે. જો વિષયો વિષ હોત તો ભગવાન મહાવીર તીર્થંકર જ ના થાત. ભગવાન મહાવીરનેય દીકરી હતી. એટલે વિષયોમાં નીડરતા એ વિષ છે. હવે મને કંઈ નડવાનું નથી, એવું થયું એ વિષ છે.

**પ્રશ્નકર્તા :** નીડરતા એ બેદરકારી કહેવાય ને ?

**દાદાશ્રી :** નીડરતા શબ્દ એટલા માટે મેં આપેલો છે કે વિષયમાં ડરે, નાછૂટકે વિષયમાં પડે. એટલે વિષયોથી ડરો, એમ કહીએ છીએ. કારણ કે ભગવાન હઉ ડરતા હતા, મોટા મોટા જ્ઞાનીઓય ડર્યા હતા, તો તમે એવાં કેવાં છો કે વિષયથી ડરો નહીં ?! મને કંઈ હવે નડવાનું નથી, એ વિષ છે. માટે વિષયથી ડરો. વિષય ભોગવો ખરાં પણ વિષયથી ડરો. જેમ સુંદર રસોઈ આવી હોય, રસ-રોટલીને એ બધું ભોગવો ખરાં પણ ડરીને ભોગવો. ડરીને શા માટે કે વધુ ખાશો તો ઉપાધી થઈ પડશે, એટલાં માટે ડરો.

એક બાવો ખોળી લાવો કે જેને આજ પૈણાવીએ આપણે અને મહિનો જો ઘર માંડે તો સાચું ! આ તો ત્રીજો જ દા'ડે નાસી જાય હંકે ! આ ફલાણું લઈ આવો, ફલાણું લઈ આવો કહ્યું કે ભાગી જાય. અને આ લોકોને હેરાન કરે 'હવે તમારું શું થશે' કહેશે, એટલે મારે આ ભારે શબ્દો લખવા પડ્યા, કે 'વિષયો વિષ નથી, જાવ ભડકશો નહીં.' કહ્યું. હું તમારો ભડકાટ કાઢવા માટે આવ્યો છું. સહજ ભાવે વિષયો ભોગવોને ! સહજ હોવું જોઈએ. સહજ ભાવે જો વિષયો ભોગવે તો વિષયો વિષયોને જ ભોગવે છે. આ તો સહજ ભાવે ભોગવતાં આવડતું નથી ને !

**પ્રશ્નકર્તા :** એટલે વિષયોમાં જે ખૂંપે છે, એમાં એની કંઈ હિંમત નથી કામ કરતી, એ તો એની આસક્તિ કરાવે છે.

**દાદાશ્રી :** ના, આપણને તેનોય વાંધો નથી. વાંધો નીડરતાનો છે. એટલે કે 'હવે મને કંઈ નડવાનું નથી. હું ગમે તેમ વિષયો ભોગવું તો મને કશું થાય નહીં.' એવું બેફામપણું થાય, તે બેફામપણાને આપણે નીડરતા કહીએ છીએ. આ લોકોએ વિષયોને 'એકાંતિક વિષ' કહ્યું છે. એટલે સંસારીઓ 'ડિસ્કરેજ' થઈ ગયા. એટલે પછી આ સંસારીઓને વિષ જ પીધા કરવાનું ને ? આ ત્યાગીઓ એકલાને જ વિષ નહીં પીવાનું ? આ સ્ત્રી-વિષય એકલો જ વિષય નથી. ત્યાગીઓનાય બધા વિષયો હોય છે અને આ સંસારીઓનેય બધા વિષયો હોય છે. પણ આ શાસ્ત્રોમાં એકલા સ્ત્રી વિષયને માટે આવું બધું ઝેર સમાન કહ્યું છે. પણ એથી લોકોને ગભરાવી માર્યા છે કે આપણે તો સંસારી માણસ, વિષયો વિષ જેવા છે, તોય કરવા તો પડે છે ને ! એટલે એ પછી એમને ખૂંચ્યા કરે.

એ ગૂંચ કાઢી નાખવા જેવી છે ને ખૂંચ્યા કરે એ દુઃખ કહેવાય.

**પ્રશ્નકર્તા :** વિષયોમાં નીડરતા એ વિષ છે. તો નીડરતા ઉત્પન્ન થાય છે, એ શામાં આવે ?

**દાદાશ્રી :** પોતે નીડરતા રાખે તો રહે. એ અહંકારમાં આવે કે 'હું વિષયમાં જીતી ગયો, હવે વાંધો નથી આવે એવો.' એનું નામ નીડરતા. એ અહંકાર કહેવાય. જો નીડર રહ્યો તો એ વિષ થઈ ગયું. આ વિષયમાં નીડર તો ઠેઠ સુધી નથી થવાનું. પોલીસવાળાના પકડ્યા વગર કોઈ જેલમાં ના જાય ને ? પોલીસ પકડીને જેલમાં લઈ જાય તો જ જાવને ? પોલીસવાળાના લઈ ગયા વગર જેલમાં જાય તો ના સમજીએ કે એ નીડર થઈ ગયો છે ? પોલીસવાળો પકડીને જેલમાં લઈ જાય તો એનો ગુનો નથી, એવું આ વિષયમાં સંજોગો એને ખાડામાં પાડે તો એનો વાંધો નથી. અબ્રહ્મચર્યની ગાંઠ ઓગળે તો તો બધું જાય. આ સંસાર બધો એના ઉપર જ ઊભો રહ્યો છે. રૂટ કૉઝ જ આ છે. આ લોકોનાં દુઃખ કાઢવા માટે, લોકોના મનમાંથી ભાર નીકળી જાય એટલા માટે આ જ્ઞાની પુરુષ એમ કહે છે કે વિષયો એ વિષ નથી. તે તમને થાય કે ચાલો, આટલી તો નિરાંત થઈ !

## પત્ની સાથે મોક્ષ, એક શરતે

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા સ્વરૂપ થયા પછી સંસારમાં પત્ની જોડેનો સંસાર વ્યવહાર કરવો કે નહીં ? અને તે કેવા ભાવે ? અહીં સમભાવે નિકાલ કેવી રીતે કરવો ?

**દાદાશ્રી :** આ વ્યવહાર તો, તમારે પત્ની હોય તો પત્ની જોડે બંનેને સમાધાનપૂર્વક વ્યવહાર રાખજો. તમારું સમાધાન ને એમનું સમાધાન થતું હોય એવો વ્યવહાર રાખજો. એમને અસમાધાન થતું હોય ને તમારું સમાધાન થતું હોય એ વ્યવહાર બંધ કરજો. અને આપણાથી સ્ત્રીને કંઈ દુઃખ ન થવું જોઈએ. તમને કેમ લાગે છે ? કેવો વ્યવહાર કરવાનો ? એને દુઃખ ન થાય તેવો. બની શકે કે ના બની શકે ? હા, સ્ત્રી પૈણેલાં છે તે સંસાર વ્યવહાર માટે છે, નહીં કે બાવા થવા માટે. અને સ્ત્રી પાછી

મને ગાળો ન દે કે, 'આ દાદાએ મારો સંસાર બગાડ્યો !' હું એવું નથી કહેવા માંગતો. હું તમને કહું છું કે આ જે 'દવા' (વિષયસંબંધ) છે એ ગળપણવાળી દવા છે. માટે દવા હંમેશાં જેમ પ્રમાણથી લઈએ છીએ, એવી રીતે પ્રમાણથી લેજો.

ગળી લાગે એટલે પી પી કરવી એવું કંઈ કરાય ? જરા તો વિચાર કરો. શું નુકશાન થાય છે ? ત્યારે કહે છે કે, જે ખોરાક બધો ખાય છે એનું બ્લડ થાય છે, બીજું બધું થતાં થતાં છેવટે એનું રજ અને વીર્યરૂપે થઈ ખલાસ થઈ જાય છે. લગ્નજીવન દીપે ક્યારે ? કે તાવ બન્નેને ચઢે અને એ દવા પીવે ત્યારે. તાવ વગર દવા પીવે કે નહીં ? એકને તાવ વગર દવા પીવે, એ લગ્નજીવન દીપે નહીં. બન્નેને તાવ ચઢે ત્યારે જ દવા પીવે. ધીસ ઈઝ ધ ઓન્લી મેડિસિન. મેડિસિન ગળી હોય તેથી કંઈ રોજ પીવા જેવી ના હોય. લગ્નજીવન દીપાવવું હોય, તો સંયમીની જરૂર છે. આ બધાં જાનવરો અસંયમી કહેવાય. આપણું તો સંયમી જીવન જોઈએ ! આ બધાં જે આગળ રામ-સીતા ને એ બધાં થઈ ગયા, તે બધાં સંયમવાળા. સ્ત્રી સાથે સંયમી ! ત્યારે આ અસંયમ એ કંઈ દૈવી ગુણ છે ? ના. એ પાશવી ગુણ છે. મનુષ્યમાં આવાં ના હોય. મનુષ્ય અસંયમી ના હોવો જોઈએ. જગતને સમજ જ નથી કે વિષય શું છે ! એક વિષયમાં કરોડો જીવ મરી જાય છે, વન ટાઈમમાં તો, સમજણ નહીં હોવાથી અહીંયા મજા માણે છે. સમજતાં નથી ને ! ન છૂટકે જીવ મરે એવું હોવું જોઈએ. પણ સમજણ ના હોય ત્યારે શું થાય ?

એટલે અમે કહ્યું કે સ્ત્રીનો વાંધો નથી. પણ એવી શરતે બેઉને. સંપ અને સમજપૂર્વક કરો. ડોકટરે કહી હોય એટલાં વખત પીવાની. એ તો રોજ બે-બે ત્રણ વખત દવા પીએ, એના જેવું આ લોકોએ કરી નાખ્યું છે ને ? અને ખરેખર એ દવા એ ગળી નથી.

**પ્રશ્નકર્તા :** આ પણ આટલી જ દવા પીવી, એ કંઈ આપણા કાબૂમાં છે ? એ ડોઝ કાબૂમાં રહેતો ના હોય તો શું કરવું ?

**દાદાશ્રી :** ના કાબૂમાં હોય એવી વસ્તુ જ નથી હોતી આ દુનિયામાં.

## દવા ક્યારે પીવાય ? તાવમાં તરફડાય ત્યારે

આ 'અક્રમ વિજ્ઞાન' છે. પૈણવાથીય મોક્ષ જાય એવો નથી. તમે બધા સંસારી છો ને એક અવતારી થવું છે, તો તેનો ગુણાકાર ક્યાંય મળતો નથી. આ જૈનશાસ્ત્રો ચોખ્ખું ના પાડે છે, આચાર્યો પણ ના પાડે છે. છતાં આપણને શી રીતે ગુણાકાર મળી ગયો ? ત્યારે મેં કહ્યું કે, સ્ત્રીની સાથે રહો, પણ મારી શરત શું છે કે તમે ગમે તે ખાજો-પીજો, પણ આ સ્ત્રી વિષય સંબંધમાં તો બન્નેને તાવ ચઢે તો જ દવા પીજો. આ દવા મીઠી છે, તેથી શોખને માટે પીશો નહીં. નહીં તો આ સંસારીઓને એકાવતારી તો શું, પણ સમકિત જ જલદી ના થાય ને ! અને આ તો બધાને ક્ષાયક સમકિત વર્તે છે. ફક્ત આટલી જ ભૂલ રહે છે. જગત આખુંય, મીઠું એટલે પીવે જ બસ, તાવ હોય કે ના હોય. એટલે આપણાં લોકોને તો આ અનાદિથી જ આવો અધ્યાસ થયેલો, તેથી અમારે વારે વારે કહેવું પડે છે !

બધા ધર્મોએ ગૂંચવાડો ઊભો કર્યો કે સ્ત્રીઓને છોડી દો. અલ્યા, સ્ત્રીને છોડી દઉં તો હું ક્યાં જાઉં ? મને ખાવાનું કોણ કરી આપે ? હું આ મારો વેપાર કરું કે ઘેર ચૂલો કરું ? હવે બાયડી છોડી દો તો મોક્ષ મળશે એવું કહે. તો બાઈડીએ શું ગુનો કર્યો છે ?

**પ્રશ્નકર્તા :** અને બાઈડીઓય એમ કહે ને, કે અમારેય મોક્ષ જોઈએ, અમારે તમે નથી જોઈતા.

**દાદાશ્રી :** હા, એવું જ બોલેને ! આપણો ને આ બાઈનો, બેઉનો સહિયારો વેપાર. એટલે આમાં સ્ત્રીમાં દોષ નથી, તાવમાં દોષ નથી, તાવ ના ચઢ્યો હોય ને દવા પીઓ તેનો દોષ છે. એટલે આ બધી જોખમદારી સમજજો. આપણી વાત બાંયધરીપૂર્વકની છે અને તરત અનુભવમાં આવે એવી વાત છે !

## આવી સરળતા મોક્ષાર્થીને ક્યાંથી ?

દવા નિયમથી લેવામાં આવે તો જ એને આજ્ઞામાં રહ્યો કહેવાય.

વિષયની લિમિટ હોવી જોઈએ. સ્ત્રી-પુરુષનો વિષય ક્યાં સુધી

હોવો જોઈએ ? પરસ્ત્રી ના હોવી જોઈએ અને પરપુરુષ ના હોવો જોઈએ. અને વખતે એનો વિચાર આવે તો, એને પ્રતિક્રમણથી ધોઈ નાખવા જોઈએ. મોટામાં મોટું જોખમ હોય તો આટલું જ, પરસ્ત્રી અને પરપુરુષ ! પોતાની સ્ત્રી એ જોખમ નથી. હવે અમારી આમાં કશી ક્યાંય ભૂલ છે ? અમે વઢીએ છીએ કોઈ રીતે ? એમાં કશો ગુનો છે ? આ અમારી સાયન્ટિફિક શોધખોળ છે કે કેટલેથી, ક્યાં આગળ કર્મ નહીં ચોંટે, એવી શોધખોળ છે ! નહીં તો સાધુઓને એટલે સુધી કહ્યું છે કે સ્ત્રીની લાકડાની પૂતળી હોય તેને પણ જોશો નહીં, સ્ત્રી બેઠી હોય એ જગ્યાએ બેસશો નહીં. પણ મેં આવો તેવો ડખો નથી કર્યોને ? અને આવું સહેલું હોય તો પાળવું જોઈએ ને ? કે એમાં કશો વાંધો આવે છે ?

**પ્રશ્નકર્તા :** અમારે ઊંચે ચઢવું છે, માટે પાળવું જ છે.

**દાદાશ્રી :** તાવ ચઢે તો પીજો. એ તો ડાહ્યા માણસનું જ કામ હોય ને ? એટલે આ અમારું થર્મોમિટર મળ્યું છે. એટલે અમે કહીએ છીએ ને, કે સ્ત્રી સાથે મોક્ષ આપ્યો છે ! આવી સરળતા કોઈએ નથી આપી ! બહુ સરળ અને સીધો માર્ગ મૂકેલો છે. હવે તમારે જેવો સદ્ઉપયોગ કરવો હોય એ કરજો ! અતિશય સરળ ! આવું બન્યું નથી ! આ નિર્મળ માર્ગ છે, ભગવાન પણ એક્સેપ્ટ કરે એવો માર્ગ છે !

કોઈ માણસને સજા થયેલી હોય ને એને જેલમાં ઘાલે, તો એ ત્યાં આગળ જઈને જમીન લીંપતો હોય તો આપણે શું સમજીએ ? એને લીંપવાનો શોખ છે ? પેલો પોલીસને કાલાવાલા કરીને કહેશે 'જરા પાણી લાવી આપને.' તે લીંપવા માટે કાલાવાલા યે કરે. શાથી ? કે એને સૂતાં નથી ફાવતું. એટલે એને શોખ નથી, ક્યારે છૂટું, એવું એને મનમાં હોય જ ! છતાં એ લીંપે છે ! તો શું આ વિરોધાભાસ નથી ? ના, આ વિરોધાભાસ નથી. આ તો કામચલાઉ જોઈશે કે નહીં ? નહીં તો કેડો તૂટી જાય. એવું આપણે કહીએ છીએ કે તમે આ દવા પીજો, પણ 'આમાંથી ક્યારે છૂટાય ?' એ તો ચૂકાય જ નહીં ને ? એ જાગૃતિ ના હોય તો શું કામની ?

## છે ડિસ્ચાર્જ, છતાં માંગે જાગૃતિ

આપણું આ 'અક્રમ વિજ્ઞાન' શું કહે છે ? ચાર્જને 'ચાર્જ' કહે છે ને ડિસ્ચાર્જને 'ડિસ્ચાર્જ' કહે છે. ડિસ્ચાર્જ એટલે આપણે કોઈ ત્યાગ કરવાનો કહ્યો નથી. આ જ્ઞાન આપ્યું એટલે તમારે જે ત્યાગ કરવાનું હતું, તે અહંકાર અને મમતા એ બેઉનો ત્યાગ થઈ ગયો અને ગ્રહણ કરવાનું પોતાનું સ્વરૂપ 'શુદ્ધાત્મા', તે ગ્રહણ થઈ ગયું. એટલે ત્યાગ કરવાની વસ્તુ ત્યાગ થઈ ગઈ અને ગ્રહણ કરવાની વસ્તુ ગ્રહણ થઈ ગઈ ! એટલે ગ્રહણ-ત્યાગની કડાકૂટો રહી નહીં, કે મારે આ ગ્રહણ કરવું છે કે આ ત્યાગ કરવું છે એવું ! બીજું, એકલો હવે નિકાલ રહ્યો. કારણ કે અમે અમારા જ્ઞાનથી શોધખોળ કરેલી કે આ બધું ડિસ્ચાર્જ છે. હવે છે ડિસ્ચાર્જ છતાંય અત્યારનાં માણસોને જરા અમારે ચેતવવાં પડે છે, સ્ત્રી-પુરુષના વિષય સંબંધમાં ચેતવવા પડે છે.

એક મહાત્મા છે ને તે પછી એવું માની બેઠા કે આ બધું ડિસ્ચાર્જ જ છે. ત્યારે મેં એમને સમજણ પાડી કે

ડિસ્ચાર્જનો અર્થ શો ? કે તમને તાવ ચઢયો હોય પછી બેનને પૂછીએ કે તમને તાવ ચઢયો છે ? બન્નેને તાવ ચઢે તો દવા પી લેવી. એક ને તાવ ચઢ્યો હોય પણ પેલીને તાવ ના ચઢે ત્યાં સુધી આપણે પીવી નહીં અને બન્ને ને તાવ ચઢે ત્યારે પીવી. આ તો રોજ પીવે છે. મીઠી છે ને, ફર્સ્ટકલાસ બેઉ.... એટલે હું આવું કહું છું એમને. નહીં તો શરીર કેવાં દેખાય આમ ! હવે એ અજ્ઞાનતામાં પહેલાં દુઃખ હતું, બળતરા જ હતી આખો દહાડો એટલે તું આખો દહાડો છે તે આ ધંધો લઈ બેઠેલો પણ હવે નથી બળતરા. હવે સહેજ પાંસરો મરને ! બળતરા હોય ત્યાં સુધી હું વઢું નહીં કોઈને. હું જાણું કે બળતો માણસ શું ના કરે ? અને અખંડ આનંદવાળા બનાવી આપ્યા છે મેં તમને, હવે આ શું કરવા પી-પી કરો છે ! વગર તાવમાં મૂઆ દવા પીઓ છો ! કોઈ વગર તાવે દવા પીએ ખરો ? જરૂરિયાત જ નહીં શરીરને. એમ ને એમ આનંદમાં છે ! સમજવા જેવી વાત છે.

અને એ જે છે એ શરીરને નુકસાનકારક વસ્તુ છે. આ જે તમે ખાઓ છો, પીઓ છો એનું એકસ્ટ્રેક્ટ થતું થતું જે વીર્ય, એ આખો સાર છે એટલે તેય ઈકોનોમીકલી સ્ટેજ હોવા જોઈએ. ગમે તેમ લાફું વાપરવાનું નથી. હેં ! એટલે આપણે તો ચંદુભાઈને કહેવાનું કે ભઈ આમ ના ચાલે. 'લાફા ના થવાય' આપણે તો વિષયી છીએ જ નહીં. આપણને લાગતું-વળગતું નથી પણ આપણે ચંદુભાઈને કહેવું જોઈએ. નહીં તો પાછા ચંદુભાઈ માંદા પડે તો આપણે ઉપાધિ ખરીને ? એટલે ચેતતા રહીએ તો એમાં શું ખોટું ? નહીં તો એ નિર્વીર્ય થાયને શરીર તો આ કહેશે, હે..... ગયું, એ ગયું, આ ગયું. મેર ચક્કર ! ત્યારે પહેલા દાદાનું કહ્યું માન્યું નહીં ને હવે ગયું, ગયું કર્યા કરે છે. પાંત્રીસ વર્ષે તો એક ભઈને પક્ષાઘાત થઈ ગયો બહુ આસક્તિવાળા હતા. આમ ધર્મ સારો પાળે બધો. પછી મેં એમને કહ્યું આ તમે આસક્તિ મોળી ન્હોતી કરતાં પણ હવે તો મોળી કરવી પડશે ને ! ત્યારે કહે, 'મોળી શું આખી જ ગઈને. હવે ક્યાં આસક્તિ રહી ?' ત્યારે મેં કહ્યું 'પહેલેથી સમજ્યા હોત તો આ ભાંજગડ ના હોત ને ! આમ જેલમાં પૂરાવ છો ત્યારે સીધા પાંસરા થાવ છો. ત્યારે મુક્ત રહેવામાં શું વાંધો છે ?' પણ મુક્તિમાં ના રહે, નહીં ? જેલમાં જઈશું, ત્યારે રહીશું પાંસરા !

એટલે પછી આ માર્ગ અક્રમ નીકળ્યો કે ભઈ, ના, એવું તેવું નથી. બન્નેને તાવ ચઢ્યો હોય તો પીજો બા દવા. તાવ સાથે આખી રાત હૂડ..... હૂડ..... બેસી રહેવું એના કરતાં પીજોને ! એવું અક્રમ વિજ્ઞાન નીકળ્યું.

એટલે છેવટે મેં શું કહ્યું ? આ લોકો કાચા છે, એટલે મારે આ નવું વાક્ય મૂકવું પડ્યું. જો થોડાક પાકા હોત, ચારેક આની કાચા હોય ને બાર આની પાકા થયેલા હોત તો મારે એય ના કહેવું પડત. આ એક અપવાદ મૂકવો પડેલો ! હવે એનાથી આ જ્ઞાન કંઈ જતું રહેતું નથી, પણ એને પોતાને એ ગૂંચવી નાખે. દવા તો લેવી જરૂરી જ છે, કારણ કે 'મેરેજ' થયેલા છે. પણ સ્ત્રી-પુરુષનો જે સંબંધ છે તે મેં તમને એનાથી છૂટા નથી પાડ્યા. પણ કાયદો શું કહે છે કે જો મોક્ષે જવું હોય, તો ખાવાનું શેને માટે ? ભૂખ મટાડવા માટે ખાવાનું છે. એવું દવા તો તાવ ચઢે તો જ

પીવાની ને ? તમને સમજાયું કે તાવ કોને ચઢ્યો કહેવાય ને કોને ના ચઢ્યો કહેવાય ?

હવે આટલો જ એક નાનો અમથો કાયદો પાળવાનો કહું છું. આમાં કંઈ બહુ અઘરી વસ્તુ છે ? તેય જો તમે સાયન્ટિસ્ટ માણસો હો, તો તમને કહેવાની જરૂર નથી. આ બધા સાયન્ટિસ્ટ નહીં ને ? આ દવા તો ઘણી સરસ છે, સુગંધીદાર છે, માટે પીઓને, કહેશે ! અલ્યા, એ દવા કહેવાય. દવાનો શોખ ના હોય ! દવાનો તે શોખ હોતો હશે ? દવા એટલે ઉપાય કહેવાય.

**પ્રશ્નકર્તા :** શોખ શેનો રાખવાનો ?

**દાદાશ્રી :** આનંદનો, કાયમ આનંદ રહે એનો શોખ રાખવાનો અને જે થાળીમાં આવ્યું હોય, તે ખાવું-પીવું ને મોજ કરવી. એની કંઈ ના નથી. અને બ્રહ્મચર્ય પળાય તો એના જેવું તો સુખ, એ સુખની તો મર્યાદા જ નથી, એટલું બધું સુખ છે ! અમર્યાદ સુખ છે ! એ મેં જોયેલું છે ને અનુભવેલું છે ! તેથી અમને આખો દહાડોય આનંદ રહેને ! એવો આનંદ હોય તો પછી વિષય સાંભરે જ નહીં. વિષય યાદ જ ના આવે તો પછી ભાંજગડ ક્યાં રહી ?

## શરૂ કરો આજથી જ...

તમને 'તાવ ચઢે તો દવા પીજે' એ મારી વાત ગમી કે ના ગમી ?

**પ્રશ્નકર્તા :** ગમી ને !

**દાદાશ્રી :** એવું ! ગમ્યું હોય તો આજથી શરૂ કરી દેવું. ના ગમતું હોય તો થોડા દહાડા પછી. આપણે ઉતાવળ શી છે ? પચ્ચીસ વર્ષ પછી ! આની કંઈ ઓછી જબરજસ્તી છે ? બાકી મોટામાં મોટી જોખમદારી તો આ વિષયની જોખમદારી છે ! છતાં અમે કહ્યું કે તાવ ચઢે તો જ દવા પીજે. તો અમારી જોખમદારી ને તમને મોક્ષમાર્ગમાં વાંધો નહીં આવે. આ આટલી બધી જોખમદારી લેવા છતાં તમે કહો છો કે અમને બરોબર પૂરી છૂટ નથી આપતા, તો તે તમારી ભૂલ જ છે ને ? તમને કેવું લાગે

છે ? આપણું આ 'અક્રમ વિજ્ઞાન' છે ! સ્ત્રી સાથે રહેજો. આજે બધાં શાસ્ત્રોએ સ્ત્રી સાથે રહેવાની જ ના પાડી છે, ત્યારે અમે રહેવાનું કહીએ છીએ. પણ જોડે આ થર્મોમિટર આપીએ છીએ એટલે સ્ત્રીને દુઃખ ના થાય એવી રીતે વિષયનો વ્યવહાર રાખવો.

**પ્રશ્નકર્તા :** એ તાવ ચઢતો બંધ થાય કે નહીં ?

**દાદાશ્રી :** ના, એ તો ફરી પાછો ચઢે.

**પ્રશ્નકર્તા :** તો એને બંધ કેવી રીતે કરવો ?

**દાદાશ્રી :** એ બંધ ના કરશો. બન્નેને તાવ આવે ને દવા પીઓ તો જોખમદારી તમારી નહીં, પછી મારી જોખમદારી. જો શોખની ખાતર દવા પીતા હો તો તમારી જોખમદારી. હું જાણું છું કે તમે બધા પૈણેલા છો, એટલે બધાને કંઈ એમ ને એમ જ્ઞાન નથી આપ્યું ! પણ જોડે જોડે અક્રમની આ જવાબદારી લીધી છે કે આટલે સુધી કાયદામાં હો તો જોખમદાર હું છું.

**પ્રશ્નકર્તા :** વાઈફની ઈચ્છા ના હોય અને હસબંડના ફોર્સથી પીવી પડે દવા, તો શું કરવું ?

**દાદાશ્રી :** પણ એ તો શું કરે ? કોણે કહ્યું'તું, પૈણ ?

**પ્રશ્નકર્તા :** ભોગવે તેની ભૂલ. પણ દાદા કંઈક એવું બતાવો ને, એવી કંઈક દવા બતાવો કે જેથી કરીને સામા માણસનું પ્રતિક્રમણ કરીએ, કશું કરીએ તો ઓછું થઈ જાય.

**દાદાશ્રી :** એ તો આ સમજવાથી, વાત સમજણ પાડવાથી કે દાદાએ કહ્યું છે, કે આ તો પી પી કરવા જેવી ચીજ નથી. જરા પાંસરા ચાલો ને, એટલે છ-આઠ દહાડા મહિનામાં દવા પીવી જોઈએ. આપણું શરીર સારું રહે, મગજ સારું રહે તો ફાઈલનો નિકાલ થાય. નહીં તો ડિફોર્મ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તાવ ચઢે જ નહીં એવું કંઈક કરી આપો !

**દાદાશ્રી :** એવું જ કરી આપ્યું છે. પણ તમને હજુ....

**પ્રશ્નકર્તા :** નિશ્ચય કાચો છે.

**દાદાશ્રી :** નિશ્ચય કાચો છે. આ તો ઈફેક્ટ છે, આ ડિસ્ચાર્જ છે, એમ કરીને નિશ્ચય કાચો થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** સમજમાં આવે એટલે વર્તનમાં આવે જ ને ?

**દાદાશ્રી :** સમજમાં તો આવ્યું નથી. આ બુદ્ધિપૂર્વકનું સુખ નથી. એવું સમજમાં જ નથી આવ્યું. મેં જલેબી ખાવાની છૂટ આપી. દૂધપાક ખાવાની છૂટ આપી. આ દારૂમાં સુખ આવે છે, એ બુદ્ધિપૂર્વકનું સુખ ના કહેવાય. સીગારેટમાં સુખ આવે છે, એ બુદ્ધિપૂર્વકનું સુખ ના કહેવાય. આમ દેખાદેખીથી જ છે.

એક ફેરો જાણી લેવાની જ જરૂર છે કે તાવ આવે તો જ દવા પીવાય. પછી એ બાજુનું નક્કી થઈ ગયું, તો મન પછી એવું નક્કી રાખે છે. કારણ કે એને આત્મસુખ તો મળ્યું ને ! જેને કોઈ પ્રકારનું સુખ જ ના હોય, તેને તો પછી એ વિષય સુખ છે જ, એને તો આપણે વાળીએ જ નહીં અને એને તો વાળી શકીએ પણ નહીં. જ્યારે આ તો આત્મા તરફનું સુખ મળ્યું છે, તેથી પોતાના આ સુખમાં વળી જાય છે અને પાછું મન જ્યારે ક્યાંય સહેજ ટકરાય તો તે વખતે પાછું બહાર પેલી વિષય બાજુ નહીં વળતાં આત્મા બાજુ મહીં વળી જાય છે. પણ જેને આ જ્ઞાન ના મળ્યું હોય, તેને શું થાય ? આ મોક્ષનો માર્ગ છે. એટલે અહીં આટલું જ સમજજો જરા. તમને આ વાત ગમી કે ? આ 'અક્રમ જ્ઞાન' સાચું છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, સાચું છે.

**દાદાશ્રી :** વિષયની હાજરીમાંય મોક્ષ થાય એવું આ 'જ્ઞાન' છે ને ?! આ અમારી શોધખોળ છે. બહુ ઊંચી જાતની શોધખોળ છે ! તમને લાડવા-જલેબી બધું જ ખાવાની છૂટ આપી છે. કૃપાળુદેવે તો શું કહેલું કે, 'ભાવતી થાળી આવે તો બીજાને આપી દેજો.' તે કોઈએ, બીજાને આપી

દીધી ? એકેય એવો પાક્યો કે જેણે ભાવતી થાળી બીજાને આપી દીધી ? આ કોઈ આપી દે એવાં છે ? એ તો એક 'જ્ઞાની પુરુષ' એકલાં જ એવું કરે. જ્યારે મેં તો તમને કહ્યું કે, 'ભાવતી થાળી ખાજો, નિરાંતે ! કેરીઓ ખાજો, રસ ખાજો.' કોઈએ આવી છૂટ આપી નથી. અત્યાર સુધી કોઈ શાસ્ત્ર એવું નથી કહેતું કે સંસારીવેષે આમ થાય. આ તો બધાં શાસ્ત્રોએ 'સ્ત્રીથી છેટા ભાગો,' એવું કહેલું છે. પણ અમે આ નવી શોધખોળ કરી છે ! મારી આ નવી વૈજ્ઞાનિક શોધખોળ છે. ચોવીસ તીર્થંકરોનું ભેગું વિજ્ઞાન છે આ !

અહીં આપણે પોતાની સ્ત્રી કે પોતાના પુરુષ પૂરતી જ વિષયની છૂટ આપીએ છીએ, એમાં એવી જવાબદારી રહેતી નથી. એથી અમે છૂટ આપી છે. બાકી શાસ્ત્રકારોએ તો આ હપુચું ઉડાડી જ મેલ્યું કે 'એય સ્ત્રીને છોડી દો' એમ કહી દીધું. પણ આ તો આપણું વિજ્ઞાન છે, એટલે એક બાજુ શાંતિ રહે એવું છે અને એટલે આજ્ઞામાં રહેવા તૈયાર થાય છે. બાકી છૂટ આપી છે, એનો જો ઊંધો અર્થ કરે તો તો આમાં માર ખાઈ જાય ને ?

## લોકસંજ્ઞાથી ફસાયો વિષયમાં

બાકી વિષય તો લોકસંજ્ઞા છે. ખાલી વિચાર્યા વગરની વાત છે. કૃપાળુદેવે તો એનું બહુ ખરાબ રીતે વર્ણન કર્યું છે. એને તો 'થૂંકવા યોગ્ય પણ એ ભૂમિકા નથી,' એમ કહ્યું છે. તેનાં પર લોક ટીકા કરે ! જગત છે ને ! જગતને આ વાત ગમે નહીં ને ? દુનિયામાં તો સહુ સહુની દૃષ્ટિ જ જુદી હોય. એટલે એક જણનું કહેલું સાચું માનવાનું જ ના હોય.

**પ્રશ્નકર્તા :** પણ એ 'વ્યવસ્થિત'ના ક્ષેત્રમાં વિષય ખરો કે નહીં ?

**દાદાશ્રી :** ખરું ને ! પણ તે તાવ આવે તો 'વ્યવસ્થિત'ના ક્ષેત્રમાં, નહીં તો 'વ્યવસ્થિત'નો દુરુપયોગ કરીએ છીએ. તાવ ચઢે તો ટીકડી લીધી હોય તેનો વાંધો નહીં. રોજ તાવ ચઢતો હોય તો રોજ ટીકડી લેવી, પણ તાવ ચઢતો હોય તો જ લેવાય. નહીં તો ના લેવાય. તમને આ વાત ગમી કે ?

**પ્રશ્નકર્તા :** ગજબની વાત છે દાદા !

**દાદાશ્રી :** એમ ?! જુઓ અમે કશો વાંધો ઉઠાવ્યો છે ? નહીં તો એક વખત પણ સ્ત્રીનો સંયોગ, તે શાસ્ત્રકારો ના પાડે છે. એ તો શું કહે છે કે, 'ઝેર ખાજે, મરજે, પણ સ્ત્રી સંયોગ ના કરીશ.' જ્યારે અમે તો તમારી જવાબદારી લીધી છે. કારણ કે તમે આત્મા માટે નિઃશંક થયેલા છો. ફક્ત આટલું જ કહ્યું છે ને કે, તાવ ચઢે તો જ દવા પીજો. બાકી જગતમાં તો બધા વિષય જ છે, આ સ્ત્રી વિષય તે એકલો જ વિષય નથી. સ્ત્રી છોડી તોય નર્યા વિષય જ છે. વિષય વગરનો મનુષ્ય થઈ શકતો નથી. જ્યાં સુધી દૃષ્ટિ બદલાય નહીં, ત્યાં સુધી વિષય જ છે. દૃષ્ટિ બદલાય, તેય સમ્યક્ દૃષ્ટિ થાય, ત્યારે વિષય ઓછા થાય. પણ વિષય જાય નહીં. એ તો સાતેય સાત પ્રકૃતિ જાય ત્યારે વિષય જાય.

## અક્રમ સિવાય, આવી છૂટ મળે ?

એટલે અમે અક્રમ વિજ્ઞાનમાં તો પોતાની સ્ત્રી સાથેનાં અબ્રહ્મચર્યનાં વ્યવહારને અમે બ્રહ્મચર્ય કહીએ છીએ. પણ તે વિનયપૂર્વકનો અને બહાર કોઈ સ્ત્રીના પર દૃષ્ટિ ના બગડવી જોઈએ અને દૃષ્ટિ બગડી હોય તો તરત ભૂંસી નાખવી જોઈએ. તો એને આ કાળમાં અમે બ્રહ્મચારી કહીએ છીએ. બીજી જગ્યાએ દૃષ્ટિ નથી બગડતી, માટે બ્રહ્મચારી કહીએ છીએ. આને કંઈ જેવું તેવું પદ કહેવાય ? અને પછી લાંબે ગાળે એને સમજાય કે આમાંય બહુ ભૂલ છે ત્યારે હક્કનું પણ છોડી દે. ઘણાં એ છોડી દીધેલું. આ તો બહુ મોટામાં મોટું અહિતકારી વસ્તુ હોય તો આ સ્ત્રી વિષય એકલો જ છે, આ જગતમાં.

એટલે આ બધું સમજવું પડે. એમ ને એમ ગપ્પું ચાલતું હશે ? કેવો બાબો ને બેબી છે, હવે શું કામ આપણે.... સારા સંપીને ફ્રેન્ડશીપથી રહીએ. અને પ્રારબ્ધમાં ઉદય હોય તો, બેઉ જણને તાવ ચઢ્યો હોય તો દવા પીવો, એવું કહું છું હું. હું ખોટું કહું છું કે તમારો વિરોધી છું હું કંઈ ? બધું વિચારીને લખેલું છે ને મેં.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. સાચી વાત છે.

**દાદાશ્રી :** ખાવા-પીવામાં તો ક્યાં આપણે કશો વાંધો ઉઠાવ્યો છે, કે આ ના ખાશો ને તે ના ખાશો ?! ત્યારે કપડાં પહેરવામાં વાંધો ઉઠાવ્યો છે ? ચાર ગોદડાં પાથરો તોય કશો વાંધો છે ? બીજી કશી ભાંજગડ નથી. અહીં આગળ તમે કાનમાં અત્તર ઘાલીને આવો તોય અમને કશો વાંધો નથી. એક ફક્ત આ વિષયસંબંધીનો જ જોખમવાળો માલ છે. એટલે અમે ધીમેથી સમજાવીએ. કારણ કે અમારા શબ્દ યથાર્થ જાગૃતિમાં રહે નહીં ને, કે આત્મા કેવો છે ? મૂળ આત્મા કેવો છે ? કે, 'મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓમાં પણ અસંગ છે.' અને એ જ સ્વરૂપ અમે તમને આપેલું છે. સંગી ક્રિયાઓમાં પણ પોતે અસંગ છે. પોતે સંગી ક્રિયાનો જાણનાર છે. હવે આટલી બધી જાગૃતિ તમને રહે નહીં ને !

**પ્રશ્નકર્તા :** મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓમાં તદ્દન અસંગ છે, એવું સ્ટેજ આવતું હશે ને ?

**દાદાશ્રી :** આવે. તે કોઈ ક્ષણ આવે, દરેક ક્ષણ ના આવે. આ જ્ઞાન છે એટલે ફર્યા કરે ખરું. કોઈ ક્ષણ આવે. આપણે અહીં રોજ સૂર્યગ્રહણ હોય છે ?! એના જેવું છે !

અમે એટલા બધા જ્ઞાન વાક્યો આપ્યા છે કે તમને દરેક પ્રસંગમાં એલર્ટનેસ રહે. તે એટલી બધી જાગૃતિ રહેવી જોઈએ.

❖❖❖❖❖

# [૨]
# દૃષ્ટિદોષના જોખમો

## આંખનો તે શો ગુનો ?

અત્યારે તો બધું ઓપન બજાર જ થઈ ગયું છે ને ? એટલે સાંજ પડ્યે દેખાય કે કશોય સોદો જ નથી કર્યો, પણ એમ ને એમ બાર સોદા લખી નાખ્યા હોય. આમ જોવાથી જ સોદા થઈ જાય ! બીજા સોદા તો થવાના હશે તે થશે, પણ આ તો જોવામાત્રથી જ સોદા થઈ જાય ! આપણું જ્ઞાન હોય તો એવું ના થાય. સ્ત્રી જતી હોય તો એની મહીં તમને શુદ્ધાત્મા દેખાય, પણ બીજા લોકોને શી રીતે શુદ્ધાત્મા દેખાય ? જોવાથી તને સોદો થાય છે હવે ? નથી થતો ને ? ને જ્ઞાન પહેલાં તો કેટલાં થતાં'તાં સાંજ સુધીમાં ?

**પ્રશ્નકર્તા :** દસ-પંદર થઈ જાય.

**દાદાશ્રી :** અને કોઈના લગનમાં જઉં તો ? કોઈને ત્યાં લગનમાં ગયા હોઈએ, તે દહાડે તો આપણે બહુ બધું જોઈએ ને ? સોએક સોદા થઈ જાય ને ? એટલે એવું છે આ બધું ! એ તારો દોષ નથી ! બધા મનુષ્યમાત્રને એવું થઈ જ જાય. કારણ કે આકર્ષણવાળું દેખે એટલે દૃષ્ટિ ખેંચાઈ જ જાય. એમાં સ્ત્રીઓનેય એવું ને પુરુષોનેય એવું, આકર્ષણવાળું દેખે કે સોદો થઈ જ જાય ! જેમ આપણે માર્કેટમાંથી શાક આકર્ષણવાળું હોય તો સાંજે લઈને જ આવીએ છીએ ને ?! ના લેવું હોય તોય લે છે ને ?! કહેશે, 'બહુ સરસ શાક દેખાયું એટલે લઈને આવ્યો !' કેરીઓ આકર્ષણવાળી નહીં લાવતા લોક ? સરસ રૂપાળી દેખાતી હોય તો ? રૂપાળી દેખી તો સોદો કરી નાખે છે ને ? પછી કાપ્યા પછી મોઢું ખાટું

થાય ત્યારે કહેશે કે પૈસા છૂટી પડ્યા ! આવું છે આ જગત !! આ તો બધા આંખના ચમકારા છે ! આંખ દેખે છે અને ચિત્ત ચોંટે છે !! આમાં આંખનો શો ગુનો ? ગુનો કોનો ?

**પ્રશ્નકર્તા :** મનનો ?

**દાદાશ્રી :** મનનોય શો ગુનો ? ગુનો આપણો કે આપણે કાચા પડ્યા, ત્યારે મન ચઢી બેઠું ને ?! ગુનો આપણો જ ! પહેલાં તો એવોય વિચાર કરતા હતા કે અહીં આપણાથી ના જોવાય, આ તો બહેન થાય, આ તો મામાની દીકરી થાય, ફલાણું થાય. અત્યારે તો કશું જોવામાં બાકી જ નથી રાખતા ને ? આ તો બધી પાશવતા કહેવાય ! થોડું-ઘણું વિવેક જેવું કશું ના હોય ?

દૃષ્ટિનો જરા વિચ્છેદ ના થવો જોઈએ. કોઈની પ્રત્યે આપણી દૃષ્ટિ ખેંચાય તો આખો દહાડો પ્રતિક્રમણ કરવું પડે. તે કેવડું મોટું બીજ નાખેલું કે આપણી દૃષ્ટિ ખેંચાયા કરે ! એક સંતે તો દૃષ્ટિ ખેંચાતી હતી, તેથી તેમણે આંખમાં મરચું નાખ્યું. પણ આપણે એવું કરવાનું નથી કહેતા. આપણે મરચું ના નાખશો એમ કહીએ છીએ. આપણે તો પ્રતિક્રમણ કર્યા કરવું. એમણે મરચું શાથી નાખ્યું હશે ? કે આંખનો દોષ છે એટલે મરચું નાખ્યું, આંખને દંડ દો, એમ કહે છે. અલ્યા, દોષ તારો છે. આંખને દંડ શું કામ કહે છે ? પાડાને વાંકે પખાલીને ડામ દે છે.

## પાડાને વાંકે પખાલીને ડામ

ભગવાને કહેલું કે, એક ભૂલ ના કરશો. કોનો વાંક છે ત્યાં ડામ દેજો ! પાડાનો વાંક અને પખાલીનો વાંક બન્નેનો વાંક જોજો અને પછી ડામ દેજો ! પણ આ જગતના લોકો તો પાડાના વાંકે પખાલીને ડામ દે છે ! 'આ ગુનો કોનો છે ?' એવી તપાસ તો કરવી જ જોઈએ ને ? આમ તો કહે છે કે 'મારે બ્રહ્મચર્ય પાળવું છે' ને પછી કહે છે કે 'મારે નથી ઈચ્છા છતાં દેહ આમ ખેંચાય છે.' તો તેં ઉપાય શો કર્યો ? તો કહેશે, 'દેહમાં ખાવાનું ઓછું નાખ્યું છે !' અલ્યા, પાડાને વાંકે પખાલીને ડામ શું કામ આપું છું ? પણ આ વાત એને શી રીતે સમજાય ? વિચાર કરને

કે મારી ઈચ્છા નથી, તો આ દેહ ખેંચે છે કોણ ? આ દેહ તો ટાંકણી જેવો છે. જો લોહચુંબક સામું ધરશો તો તો ટાંકણી હાલ્યા કરશે ! આ દેહમાં 'ઈલેક્ટ્રિકલ બૉડી' છે. તે સરખે સરખા પરમાણુ મળી આવે તો 'બૉડી' ખેંચાય. પણ આ તો કહેશે, 'કાલથી હવે દેહને ખાવાનું નથી આપવું, આ દેહને હવે ભૂખ્યો રાખીશ !' અલ્યા, ભૂલ ખોળી કાઢને ! આ તો પૂરણ-ગલન છે. તે પૂરણ કર્યું છે, તો ગલન થશે જ. માટે મૂળ 'રૂટ કૉઝ' ખોળી કાઢ. પણ 'રૂટ કૉઝ' પોતાને પોતાની મેળે શી રીતે જડે ? એ તો જ્ઞાની પુરુષ જણાવી શકે. માટે જ્ઞાનીને ખોળ ! ને જ્ઞાની તો કો'ક ફેરો હોય, એ તો અતિ અતિ દુર્લભ છે !

કોઈક સ્ત્રી બહાર શાકભાજી લેવા નીકળે, તે કોઈક પુરુષને દેખીને એનું ચિત્ત ત્યાં ચોંટે. આ ચિત્ત ચોંટવાથી બીજ પડે. તે આવતા જતા આવા પચ્ચીસ-પચાસ પુરુષ જોડે બીજ પડે. આમ રોજ બને, તે પાર વગરના પુરુષો જોડે બીજ પડે. એવું પુરુષને સ્ત્રીઓ સામે થાય. હવે જો જ્ઞાન હાજર હોય તો બીજ પડવાનું અટકી જાય, છતાં પ્રતિક્રમણ કરે તો જ ઉકેલ આવે. આ બીજ તો મિશ્રચેતન જોડે પડે. મિશ્રચેતન પછી દાવો માંડે. મિશ્રચેતન તો કેવું હોય કે બન્નેની મરજીના ડિફરન્સ, બન્નેનાં સંચાલન જુદાં. ત્યાં પોતાની ઈચ્છા ના હોય તોય સામાને સુખ ભોગવવા જોઈએ, તો શું થાય ? એમાંથી પછી રાગ-દ્વેષનાં કારખાનાં થાય. આપણી પાસે તો જ્ઞાન છે, તો શુદ્ધાત્મા જોઈને ચોંટ ધોઈ નાખવાની. નહીં તો આ ચિત્ત ચોંટે તો, એનું ફળ બે-પાંચ હજાર વર્ષેય આવે !

સ્ત્રી-પુરુષોમાં આ કળિયુગના આધારે સામસામી અસર થાય છે. બંનેને સંતોષ હોય તોય બહાર કંઈક જુએ છે, તો દૃષ્ટિ મંડાઈ જાય છે. એ મોટામાં મોટું ભય સિગ્નલ છે. આ દૃષ્ટિમાં મીઠાશ વર્તે તેય બહુ મોટું જોખમ. તમે માની હો, તો તમને કોઈ સ્ત્રી માન આપે તો તમારી દૃષ્ટિ ખેંચાઈ જાય, લોભી હોય તો તેને લોભ આપે તોય દૃષ્ટિ ખેંચાઈ જાય. પછી બધું જીવન ખેદાનમેદાન કરી નાખે !

એટલે ચેતવાનું શું કે સ્ત્રીએ પુરુષથી ને પુરુષે સ્ત્રીથી, બિલકુલ લપ્પન-છપ્પન નહીં રાખવી જોઈએ, નહીં તો એ ભયંકર રોગ છે ! એ

વિચારથી જ માણસને બેભાનપણું રહે છે ! તો પછી આત્માની જાગૃતિ ક્યારે થાય ? એટલે આટલું ચેતવાનું છે ! આમાં શું અઘરું છે કશું ?

**પ્રશ્નકર્તા :** ત્યાં સાવચેત રહેવું જોઈએ.

**દાદાશ્રી :** એટલેથી જ છેટું રહેવા જેવું છે. બીજી બધી બાબતો અમે છોડી દેવડાવીએ, રસ્તો કરીએ પણ અહીં તો ચેતન મિશ્રિત થયું ને ? એટલે સ્ત્રી-પુરુષોએ બન્નેએ ચેતવા જેવું, ભયંકર જોખમ છે !!! હંમેશાં નીચું જ જોવું, બીજો કોઈ બાધ આપણા માર્ગમાં નથી. ઘેરેય આની આ જ વાતચીત કરવી. તે પછી ઘરનાં બધાં સમજી જાય કે દૃષ્ટિ ઊંચી કરવા જેવી જ નથી.

'વેરાઈટિઝ ઓફ પેકિંગ્સ' છે ! આનો પાર આવે એવો નથી, પણ એટલી બધી જાગૃતિય રહેતી નથી. એટલે નક્કી જ કરવું કે જે થવાનું હોય તે થાય, પણ દૃષ્ટિ માંડવી જ નથી. નહીં તો બીજ તો બહુ મોટાં પડી જાય, તે આવતો ભવ ખલાસ કરી નાખે !! પેલી જ્યાં જાય ત્યાં આને જવું પડે અને પછી ખલાસ થઈ જાય.

## ન મિલાવો દૃષ્ટિ કદિ

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં એકબીજાને માન આપવું એ તો કંઈ ખરાબ ના કહેવાય ને ?

**દાદાશ્રી :** માન આપવું, પણ દૃષ્ટિ નીચી રાખીને. દૃષ્ટિ બગડે કે તરત ખબર પડી જાય. માનમાં તો તરત દૃષ્ટિ બગડે. આટલું જ જોખમ છે, બીજું કશું જોખમ નથી.

તમને બધું કામ લાગશે કે ?

કેટલાંકને કેવું હોય કે માનની ગાંઠ વિષયને માટે જ રક્ષા કરતી હોય. એટલે એનો વિષય ગયો કે માનની ગાંઠ છૂટી જવાની. કેટલાંકને પહેલી માનની ગાંઠ હોય ને પછી વિષય હોય છે, એટલે માનની ગાંઠના આધારે વિષય હોય છે અને કેટલાંકને વિષયના આધારેય માનની ગાંઠ હોય છે ! એટલે એનો આધાર નિરાધાર થાય કે પેલું ઊડ્યું.

**પ્રશ્નકર્તા :** કોઈ સ્ત્રીને આપણે બહેન તરીકે માનીએ, દીકરી તરીકે માનીએ કે માતા તરીકે માનીએ, તો પછી તેના માટે આપણને ખરાબ ભાવ ના થાયને ?

**દાદાશ્રી :** માનવાથી કશું ફળ મળે નહીં. માનેલું રહે જ નહીં ને ! લોકો તો સગી બહેન જોડે હઉ 'વ્યવહાર' કરે છે ! એવાં ઘણાં દાખલા હું જાણું છું. માટે માનેલું કશું રહે નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એ કે દરેક બાબતમાં ચેતતા રહેવું જોઈએ ?

**દાદાશ્રી :** બહુ જ ચેતતા રહેવું જોઈએ અને આ તો દાદાની આજ્ઞા છે ને ? તે આ આજ્ઞા તો ખાસ બધાને આપેલી જ છે ! જેને જીતવું છે, તેને અમારી આ મોટામાં મોટી આજ્ઞા પાળવાની છે. બાકી, માનેલું કશું રહે નહીં.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા ભાવથી જોતા હો, તો પછી વાંધો જ ના આવેને ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા ભાવથી તો જોઈ લેવાનું છે. પણ દૃષ્ટિ તો ના જ મંડાવી જોઈએ. તમને કોઈ જે' જે' કરે અને બે શબ્દ સારા બોલે તો તરત તમારી દૃષ્ટિ એનાં પર મીઠાશવાળી મૂકાશે અને પેલીની દૃષ્ટિ તમારે માટે પછી બગડશે. એટલે માન આપે ત્યાંથી તેને દુશ્મન માની લેવું. વ્યવહારમાં સાધારણ માન આપે તો તો વાંધો નથી, પણ જો બીજા પ્રકારનું માન આપે, ત્યાંથી આપણે જાણવું કે આ આપણા દુશ્મન છે, આપણને ખાડામાં લઈ જશે !

મોટામાં મોટું જોખમ જ આ છે, બીજું કોઈ જોખમ જ નથી. બાકી, માનેલું કશું રહે નહીં. આવું તમે કંઈથી લાવ્યા માનેલું ?

**પ્રશ્નકર્તા :** ના, એ તો આ પ્રશ્ન નીકળ્યો કે કોઈને ભાઈ-બહેન એ દૃષ્ટિથી જોતાં હોય તો કેવું ?

**દાદાશ્રી :** ના, એ દૃષ્ટિથી જોવાય જ નહીં ને ! એ દૃષ્ટિ તો હવે

રહી જ નથી ને ! એટલે એ દૃષ્ટિથી જોવામાં 'સેફસાઈડ' રહી નથી. તમને શી ખબર પડે કે આ પ્રજા કેવી છે ? સગા કાકાની દીકરી ઉપરેય દૃષ્ટિ બગડે ! આ તો ઘેર-ઘેર બધો આવો માલ થઈ ગયો છે ! કળિયુગ તો બધે ફેલાઈ ગયો છે.

## દૃષ્ટિ બગડે ત્યાં ભવ જોડાય

**પ્રશ્નકર્તા :** બ્રહ્મચર્ય સંબંધી બહાર કોઈ બોલતું જ નથી.

**દાદાશ્રી :** 'મેરી ભી ચૂપ ઔર તેરી ભી ચૂપ' એવું પોલંપોલ ચાલ્યું છે. હું બ્રહ્મચર્ય સંબંધી વાત કરું છું ત્યારે મોટા મોટા આચાર્ય-મહારાજોને આશ્ચર્ય થાય છે કે, 'આ કાળમાં આવું ના હોય, તો માણસ નર્કે જશે.' કારણ પહેલાં તો લોકોની એકાદ જગ્યાએ દૃષ્ટિ બગડતી. આજે તો ઠેર ઠેર દૃષ્ટિ બગડે છે ! તે પછી હિસાબ ચૂકવવા જવું જ પડે. એટલે એ જ્યાં જાય, હલકી નાતમાં જાય તો આપણે પણ હલકી નાતમાં જવું પડે. છૂટકો જ નહીં. હિસાબ ચૂકવવો જ પડે. હવે આ બધા બિચારાને આની ખબર જ ના હોય ને ! કે આની જવાબદારી શું છે ? તમે જાણો કે આ લોકો આવું કરે છે ? તે આપણેય એવું કરીએ છીએ, વીંછી જો ડંખ મારે તો તરત કેમ છેટા રહો છો ? 'આમાં ડંખ મારનારું છે' એમ કોઈ દેખાડનાર નથી ને ?!

નીચી નાતમાં ઊંચા પુરુષોને શા માટે જન્મવું પડે છે ? વિષય વિકારના રોગ જેને લાગુ થયા છે, એ બધાય નીચી નાતોમાં જન્મ પામે છે, એક જ આધારે. વિષય-વિકાર જેને ઓછાં હોય, તે ઊંચી નાતમાં ઊંચા કૂળ અને ઉચ્ચ ગોત્રમાં હોય. વિષયદોષ ઓછો એટલે ! દૃષ્ટિ જ ફેર થવાથી એ જ્યાં જાય ત્યાં જવું પડે. એટલે ચેતવાનું છે. પોતાની સ્ત્રી સિવાય બીજે દૃષ્ટિ જ ના બગડવી જોઈએ. બીજે દૃષ્ટિ બગડી તો ખલાસ થઈ ગયું. હું શું કહું છું કે બીજી કોઈ સ્ત્રીને જોઈશ નહીં, કુદરતી રીતે તારે ભાગે આવેલી હોય, તેને તું ભોગવ. કો'કની સ્ત્રી ઉપર નજર કરે તો તે ચોરી કર્યા બરાબર છે. આપણી સ્ત્રી ઉપર કોઈ નજર કરે તો તમને સારું લાગે ખરું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એવું આપણે પણ કાયદેસર રહેવું જોઈએ. ગમે એવી દેખાવડી હોય તોય છોકરી પર નજર જાય નહીં, આટલું સાચવવાનું કહ્યું છે.

**પ્રશ્નકર્તા :** પવિત્ર રહેવાનું.

**દાદાશ્રી :** હા, પવિત્ર રહેવાનું છે. પવિત્ર રહેવા છતાં ક્યાંક આંખ ખેંચાઈ જાય અને કંઈક જરા ભૂલ થઈ ગઈ હોય તો અમે સાબુ આપેલો છે, તેનાથી તરત જ ડાઘ ધોઈ નાખજો. તરત ધોઈ ના નાખે તો કપડું મેલું થયા કરે. આ છોકરાઓને બિચારાને દૃષ્ટિ બગડે. તમારે મોટી ઉંમરનાને પણ સાબુ આપવો પડે. કારણ કે આ આંખ તો ક્યારે બગડશે, તે કહેવાય નહીં. અમે આ સ્ત્રી સાથે મોક્ષ આપેલો છે. તમને હું કહું કે સ્ત્રી મૂકીને અહીં આવતા રહો ને એને મનમાં દુઃખ થયું, તો પછી તમે કોઈ દહાડો મોક્ષે જઈ શકો ? અને હું તમને બોલાવું તો હું યે મોક્ષે જઉં ખરો ? તમને બેઉને રખડાવી માર્યાં, તેમાં મારોય મોક્ષ થાય ખરો ?!

વાંધો ફક્ત સ્ત્રી-પુરુષો બે સામસામે ભેગા થાય છે ત્યાં આગળ મૂળ દૃષ્ટિનો રોગ છે. તે દૃષ્ટિ બગડે તો પ્રતિક્રમણ કરી લેવું. બસ, એટલો જ વાંધો ! બીજો કોઈ વાંધો નથી. કારણ કે શાસ્ત્રકારોએ કહ્યું છે, જગતે કહ્યું છે કે પેટ્રોલ અને અગ્નિ એ બે જોડે ના મૂકાય. છતાં, આપણે અહીં જોડે બને છે. તો આટલું ચેતીને ચાલવાનું કે દીવાસળી ના પડવી જોઈએ.

અહીં આ સ્ત્રીઓને, પુરુષોને દરેકને પ્રતિક્રમણનું સાધન આપ્યું છે. દૃષ્ટિ બગડી કે તરત પ્રતિક્રમણ કરવું, પછી જોખમદારી મારી. કારણ કે તમે પ્રતિક્રમણ કર્યું, મારી આજ્ઞા પાળી એટલે જોખમદારી બધી મારી. પછી આપને શું જોઈએ ? જોખમદારી દાદા લેતા હોય, પછી શો વાંધો છે ?

આપણાં જ્ઞાનથી બહાર તો દૃષ્ટિ બેસે જ નહીં અને બેસે તો ઉખેડીને પાછું પ્રતિક્રમણ કરી લે. બેસે ખરી પહેલાંનો માલ ભરેલો એટલે. પણ ઉખેડીને પ્રતિક્રમણ કરે.

**પ્રશ્નકર્તા :** દૃષ્ટિ ના બગડે, મન ચોખ્ખું રહે, એનાં માટે તો કેટલી બધી જાગૃતિ રાખવી પડે ?

**દાદાશ્રી :** ઓહોહો, તો એની તો જાગૃતિ ના રાખે, ત્યારે તો પછી કરવાનું શું ત્યારે ?! એ તો ફાઈલો હજુ આવતાં ભવમાંય ચોંટે પાછી. ગયા અવતારની ચોંટેલી, તે આ જ્ઞાને કરીને ઉખાડી નાખવાની છે. નવી ચોંટે નહીં એ જ જોવાનું ને !

## કિંમત રૂપાળી ચામડીની

આપણે રૂપાળાં કપડાં પહેર્યાં હોય, તો કોઈને મોહ થાય ને ? એ કોનો ગુનો કહેવાય ? એટલે આપણા પર કોઈને મોહ થયો, તો એ આપણો જ ગુનો છે !!! તેથી વીતરાગો કહે છે કે, 'નાસી છૂટો. આપણાથી સામાને મોહ થઈ જાય તો તે બિચારો દુ:ખી થાય, તે આપણા નિમિત્તે જ ને !' ત્યારે આ વીતરાગોનું વિજ્ઞાન કેવું હશે ? ત્યારે વીતરાગો કેવા ડાહ્યા હશે ? તમને કેવા લાગે છે ? ડાહ્યા નથી લાગતા ? સામાને દુ:ખ ના થાય, એટલા માટે પોતાના વાળ ચૂંટી કાઢે.

પહેલાં સાધુ-આચાર્ય મહારાજ રૂપાળા હોય, તોય તે માથે વાળ વધારીને, રૂપનાં છૂંદણા ના કરે, રૂપ કેવી રીતે દબાય એવું ખોળ ખોળ કરે. દાઢીઓ વધારે, લોચ કરે, આમ કરે, તેમ કરે ! પણ એ લોકો બહુ જાગૃતિપૂર્વક રહેવાના. કારણ કે 'મારા રૂપથી કોઈને દુ:ખ થશે' એમ એ કહે.

**પ્રશ્નકર્તા :** કોઈને સુખ પણ થાય ને ?

**દાદાશ્રી :** જેને સુખ થયું હોય, તેનું પરિણામ દુ:ખ આવવાનું જ. કારણ કે એનું પરિણામ દુ:ખદાયી છે. એટલે એનાથી સુખ થાય તોય તેનું પરિણામ દુ:ખદાયી છે !

અત્યારે તો માણસોમાં એવાં રૂપ, એવો લાવણ્યભાવ ના હોય એટલે એ વાળ ના રાખે કે દાઢી રાખે તો તો માંદા માણસ જેવો દેખાય, દાઢી વધી હોય એટલે શરીર ભલેને જાડું હોય પણ લોકો તેને 'કેમ

તબિયત બગડી છે કે શું ? શું થયું છે ?' એમ પૂછશે. અત્યારે તો માણસોને રૂપ જ નથી હોતું. જે થોડુંઘણું રૂપ હોય છે, તે પછી અહંકારને લઈને કદરૂપો દેખાય ! એ રૂપ, એ લાવણ્યતાની તો વાત જુદી જ હોય ! અંગ-ઉપાંગ બધાં સરખાં હોય. અંગ-ઉપાંગ લાંબાં-ટૂંકાં હોય, એને રૂપ જ કેમ કહેવાય ? એ તો બધું સરખું, 'રેગ્યુલર સ્ટેજ'માં હોવું જોઈએ. એવી લાવણ્યતા આ કાળમાં હોય નહીં ને ! રૂપ, લાવણ્યતાનો આધાર શા શા વિચારો ધરાવે છે, તેના પર છે.

## રૂપાળાં, ભોગવાય વધુ

**પ્રશ્નકર્તા :** મોહ કોને વધારે થાય ? રૂપાળી ચામડીવાળાને કે કાળી ચામડીવાળાને ?

**દાદાશ્રી :** રૂપાળી ચામડીવાળાને. જેની રૂપાળી ચામડી હોય તો જાણવું કે લોકોના હાથે એ વધારે ભોગવાઈ જશે.

**પ્રશ્નકર્તા :** જે રૂપાળી ચામડીવાળો હોય, તેના પુદ્ગલમાં શું મોહ વધારે ભરેલો હોય ?

**દાદાશ્રી :** હા, ત્યારે જ રૂપાળી ચામડી હોય ને ! એવું છે, રૂપાળી ચામડી એટલે ગોરી ચામડીને નથી ગણાતી. ઘઉંરંગી ચામડીને 'બેસ્ટ' ગણેલી છે, આપણા હિન્દુસ્તાનને માટે. મારો ને તમારો રંગ ઘઉંરંગ કહેવાય. એને 'બેસ્ટ' રંગ કહ્યો છે અને એ જ છેલ્લામાં છેલ્લો રંગ છે. રૂપાળી ચામડીવાળા તો ગોરાગબ જેવા હોય, તે મોહી વધારે હોય. તેથી એ વધારે ભોગવાઈ જાય. એવું આ બધા કુદરતના નિયમ છે. આપણને તો હવે આ 'જ્ઞાન' હાજર રહેવું જોઈએ.

જે જે આકર્ષણવાળો માલ હોય, આકર્ષક માલ હોય, તે બધો વેચાઈ જાય. છોકરા-છોકરીઓ બધું જ વેચાઈ જાય !

**પ્રશ્નકર્તા :** આવો આકર્ષણવાળો માલ શાના આધારે હોય ?

**દાદાશ્રી :** મોહ વધારે હોય એટલે પછી એ આકર્ષક માલ થાય. એને મૂર્છિત કહેવાય. મોહ ઓછો થયા પછી અંગ બધું ઘાટીલું હોય, પણ

ચામડી આકર્ષક ના હોય. ઘાટીલા હોય એટલે એને રૂપાળા કહેવાય. ચામડી આકર્ષક હોય, એ રૂપ ના કહેવાય. એ તો એક જાતનો બજારૂ માલ કહેવાય. જેની લે-વેચ, લે-વેચ થયા જ કરે. આ બધાને કેરીઓ લેવા મોકલીએ તો, તે કેવી લાવે ? ઉપરથી રૂપાળી દેખાતી હોય એ લાવે. પછી મહીંથી એ ખાટી નીકળશે કે કેવી, એ તો પછી ભગવાન જાણે !!

## ખૂલ્યું રૂપાળાનું રહસ્ય

**પ્રશ્નકર્તા :** હમણાં જે આપણું છે એ નિકાલી છે, એ બરોબર છે. પણ આવતો ભવ જે થશે, એમાં બધું ઘાટીલું, સુંદર અને ભવ્ય હશે ને ?

**દાદાશ્રી :** એ તો એનાં અંગ-ઉપાંગ બધાં ઘાટીલાં હોય, પણ ચામડી એવી આકર્ષક ના હોય. ચામડી આકર્ષક તો હલકી નાતની હોય, જે મોહી જાત હોય, ભોગવાઈ જવાનાં હોય ત્યાં જ ચામડી આકર્ષક હોય. જ્યારે પેલાને તો ચામડી આકર્ષક ના હોય. ઘાટ બહુ સુંદર હોય, આંખ સુંદર હોય, નાક સુંદર હોય, કાન સુંદર હોય, કપાળ બધું સુંદર હોય, એ બધું ઘાટીલું હોય.

પ્રભાવશાળી હોય, તેને જોતાં જ પ્રભાવ થાય એટલે કે આપણો ભાવ ફરી જાય, જ્યારે પેલાને જોતાં એવાં ભાવ થાય કે અધોગતિમાં લઈ જાય. બોલો, ત્યારે જોતાં જ જે માલ અધોગતિએ લઈ જાય, તે માલ કેવો હશે ?! તેથી આપણા લોકો કહે છે કે ભઈ, પ્રભાવશાળીને મળજો. જેથી આપણા ભાવ આગળ વધે, પ્રભાવ કરે. અને પેલાને જોતાંની સાથે જ જ્ઞાન હોય તેય જતું રહે.

**પ્રશ્નકર્તા :** દાદા, આપણો આ જે ભરેલો માલ છે, તે આ જ ભવમાં બદલાઈ જશે ને ?

**દાદાશ્રી :** એ તો બધું બદલાઈ જાય. આપણે ફેરવવા ધાર્યું એટલે બધું બદલાઈ જ જવાનું ને ! આ તો બધી જૂની ખોટ. હવે એ ધંધો બંધ કરી દીધો.

તીર્થંકર ભગવાન મહાવીરની ચામડી આકર્ષક નહોતી. ભગવાન ઘાટીલા હોય. એમનામાં મોહની પ્રકૃતિ જ નહીં ને ! મોહ પ્રકૃતિ એ જ આકર્ષક ચામડી છે. મોહ પ્રકૃતિવાળાની આંખોય વિકારી હોય. એને પાછા આજનાં જીવડાં શું માને છે કે હું કેવો રૂપાળો છું ? અલ્યા, તારી કિંમત જ નથી દુનિયામાં ! પ્રભાવ ના થાય. ઊલટું, જોતાંની સાથે જ ભાવ એવો થાય કે અધોગતિએ લઈ જાય ને જ્ઞાન હોય તેય જતું રહે. પુરુષો છોકરીઓને જુએ છે, તો જોતાંની સાથે જ જ્ઞાન જતું રહે. આ છોકરીઓ પુરુષોને જુએ, તો જોતાંની સાથે જ જ્ઞાન જતું રહે. એટલે આ માલ જોવો જ નહીં. જેનાથી પ્રભાવ ઉત્પન્ન થાય, આપણા ભાવ ફરે, વિચાર ફરે, એ માલ જુઓ. આ તો બધો કચરો માલ, 'રબીશ', વેચાણીઓ માલ !

આવું જગતમાં કોઈ કહે જ નહીં ને ? આવી વાત જ ઉઘાડી પાડેલી ના હોયને ! જગત જાણતું જ નથી આ ! લોકો એમ સમજે છે કે કેવો દેહકર્મી છે આ ! અલ્યા, દેહકર્મીને શું તોપને બારે ચઢાવવાનો છે ? એનાથી તો લોકોની અધોગતિ થાય છે ! મનુષ્ય તો કેવો હોય ? પ્રભાવશાળી હોય કે જેને આમ જોતાં જ આપણા મનના વિચારો સરસ આવે, આપણે સંસાર ભૂલી જઈએ. તેથી તો આપણા લોકો પ્રભાવશાળીને વખાણતા. ચામડીની કિંમત તને સમજાઈ ને ?

**પ્રશ્નકર્તા :** 'ઝીરો વેલ્યુએશન'.

**દાદાશ્રી :** આ રેશમી ચાદરથી બાંધેલો માલ છે. એમાં માંસ, લોહી, પરુ, બધોય ગંદવાડો છે. ગટર ને એ બધુંય આમાં છે. આ તો બેભાનપણે લોકો, ભાન વગર ચાલે છે. આ માલ ચાદર બાંધ્યા વગર આપે તો કેટલાં લોકો ખુશ થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** કોઈ અડે જ નહીં.

**દાદાશ્રી :** અરે ! જુએ નહીં. આમ જુએ તોય તરત બહાર થૂંકે ! અલ્યા, ત્યારે આ તારા પેટમાં શું છે ? આ તો પાછો હાથેય ફેરવ ફેરવ કરે અને પછી વિષયની આરાધનાઓ ચાલે.

## તપાસો વિષયનું પૃથક્કરણ

એક ભાઈને વૈરાગ નહોતો આવતો. તેથી મેં એને 'થ્રી વિઝન' આપ્યાં. પછી એવું થ્રી વિઝને જોયું, તો એને બહુ સરસ વૈરાગ આવી ગયો. તારે એવું જોવું પડે ખરું ?

**પ્રશ્નકર્તા :** હા. એવો ઉપયોગ કરવો પડે.

**દાદાશ્રી :** એમ ? એટલે હજુ મોહ ખરો ને ?

**પ્રશ્નકર્તા :** હા, હજુએ આમ કો'ક વખત મોહ ચઢે. ધારો કે બૈરી સરસ કપડાં પહેરીને આમ ચાલે તો, પછી મહીં મૂર્છા ઉત્પન્ન થાય.

**દાદાશ્રી :** એમ ? ત્યારે પેલા જાપાનીઝ પૂતળાને સરસ કપડાં પહેરાવે છે, ત્યાં કેમ મોહ નથી થતો ?! સ્ત્રીનું મડદું હોય અને તેને સારાં કપડાં પહેરાવે તો મોહ થાય ?

**પ્રશ્નકર્તા :** ના થાય.

**દાદાશ્રી :** કેમ ના થાય ? તો આ બધાને શેનો મોહ થાય છે ? સ્ત્રી છે, કપડાં સારાં પહેર્યાં છે, પછી મડદું હોય ને મહીં આત્મા નથી તેની ઉપર મોહ થાય ? તો શેની ઉપર મોહ થાય છે ? આ વિચાર્યું નથી ને ? આત્મા ના હોય એવી સ્ત્રી જોડે મોહ કરે કોઈ ?

**પ્રશ્નકર્તા :** ના કરે.

**દાદાશ્રી :** તો એનું શું કારણ ? તો એ શું આત્મા જોડે મોહ કરે છે ? તારી જે બૈરી છે ને, એની ઉપર ગયા અવતારની તારી દૃષ્ટિ ચોંટી ગયેલી, તેનું આ ફળ આવ્યું છે.

**પ્રશ્નકર્તા :** મારા વિચારો બ્રહ્મચર્ય લેવાના છે ને એનો એવો વિચાર નથી, તેથી એ એવી બગડી છે ને !

**દાદાશ્રી :** એ જ પરવશતા ને ! કેટલી બધી પરવશતા !!

**પ્રશ્નકર્તા :** અને એને તો ઊલટું આશ્ચર્ય લાગે છે કે તમને મારા

પર આકર્ષણ કેમ થતું નથી ?

**દાદાશ્રી :** એને એમ કહેવું કે તું આમ સંડાસમાં અંદર જાય છે, તોય મને બહાર રહીને દેખાય છે એટલે આકર્ષણ થતું નથી.

**પ્રશ્નકર્તા :** તો તો એ ભડકી જાય.

**દાદાશ્રી :** નહીં, પણ એને સમજણ પડે કે સંડાસ જઉં એવું દેખાય તો તો આકર્ષણ જ કેમ થાય ? એ કેવું ખરાબ દેખાય ?! પણ આય બોમ્બ ફાટે એવું થઈ જાય ને ? તો આમેય ફસામણ થઈ ગઈ ને ? લક્કડકા લાડુ ખાયા વો ભી પસ્તાયા, નહીં ખાયા વો ભી પસ્તાયા.

## દરાજ ખંજવાળે એવું સુખ

**પ્રશ્નકર્તા :** દાદા, ખરું કહું ને તો હજી વિષયમાં મને પોતાને કો'ક વખત સ્વાદ આવી જાય છે.

**દાદાશ્રી :** એ સ્વાદ તને છોડતો નથી ? પણ આમાં સ્વાદ જેવું છે જ ક્યાં ? નર્યો ગંદવાડો ! આ ગંદવાડાને ચૂસવા જઈએ તોય એમાં એટલી બધી ગંધ છે, ઓહોહો એટલી બધી ગંધ છે !! કેટલી ગંધ હશે ? પાર વગરની ગંધ છે ! કૃપાળુદેવે શું લખ્યું છે ? તે વાંચ્યું છે ? એમણે એનું વર્ણન કર્યું છે તે આપણને ચીતરી ચઢે.

**પ્રશ્નકર્તા :** છતાંય પણ આ ઈન્દ્રિયને એમાં સ્વાદ આવી જાય છે ને ?

**દાદાશ્રી :** સ્વાદ કશો નથી આવતો. એ સ્વાદ તો દરાજ થઈ હોય ને વલૂરે, તે એવો સ્વાદ આવે છે ! એ વલૂરે ત્યારે આપણે કહીએ 'હવે બંધ રાખતો ?' તો પણ એનો એવો સ્વાદ આવે છે, તે છોડતો નથી. પછી લ્હાય બળે છે ત્યારે પાછું ખરાબ લાગે ! લ્હાય તો બળે જ ને ? કૃપાળુદેવે આ સુખની સરખામણી દરાજ વલૂરે એના જેવું સુખ કહ્યું. માણસ વિષય કરતો હોય તો તે ઘડીએ એનો ફોટો પાડીએ તો કેવો દેખાય ?

**પ્રશ્નકર્તા :** ગધેડા જેવો !

**દાદાશ્રી :** એમ ? શું વાત કરે છે ? એ તો આ મનુષ્યને શોભે ?

## વિષયનું વિવરણ, 'રાજચંદ્ર'ની દૃષ્ટિએ...

પહેલાના ઋષિમુનિઓ એક પુત્રદાન માટે જ વિષય કરતા, પછી આખી જિંદગીમાં નહીં.

**પ્રશ્નકર્તા :** આખી જિંદગીમાં નહીં ?

**દાદાશ્રી :** નહીં, આ શાને માટે પૈણવાનું છે ?! પરસ્પર સામસામી સંસારકાળ પૂરો કરવા માટે, કે 'ભઈ, તારે આટલું કામ કરવાનું ને મારે આટલું કામ કરવાનું.' અને સ્ત્રીને ભો ના લાગે અને પુરુષને જરા હૂંફ રહે.

**પ્રશ્નકર્તા :** તો ઋષિઓ આખી જિંદગી શું કરે ?

**દાદાશ્રી :** આમ જોડે રહે ને ખાવા-પીવાનું બધુંય, પણ સાધનાઓ જ કર્યા કરવાની. ભગવાનની ભક્તિ કરે, આત્માને માટે જ બધું કરવાનું ! પૈણવાનું એ તો મદદને માટે પૈણવાનું હોય છે, કે સંસારમાં હેલ્પિંગ થાય ! એકલો હોય, તે શું કરે ? કમાવા જાય કે ખાવાનું કરે ? પણ આ તો છોકરાનાં કારખાનાં કાઢ્યાં ! ચાર-આઠ થાય, કોઈને ડઝનેય થાય ! છોકરાંની જરૂર ના હોય તોય વિષય કરે છે. અલ્યા, છોકરાંની જરૂર નથી, હવે તારે વિષય શું કરવો છે ? પણ એમાં એને ટેસ્ટ આવે છે ! વિષયમાં તે વળી કયું સુખ છે ? શ્રીમદ્ રાજચંદ્રે તો કહ્યું કે આ તો વમન કરવાને યોગ્ય પણ ભૂમિકા નથી. થૂંકવાનું કહે તોય ગમે નહીં. બીજી જગ્યાએ થૂંકાય, પણ અહીં તો આપણને થૂંકતાંય શરમ આવે. લોકો કેવું માની બેઠા છે ? બધું ઊંધું જ માની બેઠા છે ને ?!

## કૃપાળુદેવે કહ્યું સ્ત્રી વિષે...

કૃપાળુદેવના પત્રમાં શું લખ્યું છે ? ''સ્ત્રીના સંબંધમાં મારા વિચાર.''

''અતિ અતિ સ્વસ્થ વિચારણાથી એમ સિદ્ધ થયું છે કે શુદ્ધજ્ઞાનને આશ્રયે નિરાબાધ સુખ રહ્યું છે તથા ત્યાં જ પરમ સમાધિ રહી છે. સ્ત્રી

એ સંસારનું સર્વોત્તમ સુખ માત્ર આવરણિક દૃષ્ટિથી કલ્પાયું છે. પણ તે તેમ નથી જ. સ્ત્રીથી જે સંયોગ સુખ ભોગવાનું ચિહ્ન તે વિવેકથી દૃષ્ટિગોચર કરતાં વમન કરવાને યોગ્ય ભૂમિકાને પણ યોગ્ય રહેતું નથી.''

કૃપાળુદેવ શું કહે છે કે વમન કરવાને યોગ્ય પણ એ સ્થાન નથી. માટે બીજી સારી જગ્યાએ ઊલટી કરજો. વળી આગળ શું કહે છે કે,

''જે જે પદાર્થો પર જુગુપ્સા રહી છે, તે તે પદાર્થો તો તેના શરીરમાં રહ્યા છે અને તેની તે જન્મભૂમિકા છે.''

જન્મભૂમિકા શાથી કહી કે આ જન્મભૂમિકા એવાં ને એવાં બધા કચરાને જ જન્મ આપે છે !

**પ્રશ્નકર્તા :** જુગુપ્સા એટલે શું ?

**દાદાશ્રી :** જુગુપ્સા એટલે ચીઢ. જેની પર ચીઢ રહી છે, એ બધી જ ચીજો એમાં જ છે ને ! અલ્યા, રેશમી ચાદર બાંધી એટલે બધું સારું થઈ ગયું ? કૃપાળુદેવે તો બહુ બહુ લખ્યું છે, પણ લોકો શું સમજે બિચારા ?

''વળી, એ સુખ ક્ષણિક, ખેદ અને ખસના દરદ રૂપ જ છે. તે વેળાનો દેખાવ હૃદયમાં ચિતરાઈ રહી હસાવે છે કે આ શી ભૂલવણી ? ટૂંકમાં કહેવાનું કે તેમાં કંઈ પણ સુખ નથી અને સુખ હોય તો તેને અપરિચ્છેદ રૂપે વર્ણવી જુઓ.''

એટલે આ વિષયનું બહુ વિવરણ કરી કરીને તપાસ કરી જુઓ, એમ કૃપાળુદેવ કહેવા માગે છે. એની સુગંધી જોવી હોય તો, એ જગ્યા સોડી તો જો, તને કેવું લાગે છે ? વળી ઉઘાડી આંખે ધોળે દહાડે જુએ, તો એ જગ્યા રૂપાળી દેખાય ?! બધી જ રીતથી એની ચીઢ ચઢે !

''એટલે માત્ર મોહદશાને લીધે, તેમ માન્યતા થઈ છે એમ જ જણાશે. અહીં હું સ્ત્રીના અવયવાદિ ભાગનો વિવેક કરવા બેઠો નથી. પણ ત્યાં ફરી આત્મા ન જ ખેંચાય એ વિવેક કરવા તેનું સહજ સૂચવન કર્યું છે. સ્ત્રીમાં દોષ નથી, પણ (વ્યવહાર) આત્મામાં દોષ છે અને તે દોષ

જવાથી આત્મા જે જુએ છે તે અદ્‌ભુત આનંદમય જ છે, માટે એ દોષથી રહિત થવું એ જ પરમ જિજ્ઞાસા છે.''

સ્ત્રીનો દોષ નથી, આપણી ભૂલનો દોષ છે, આપણી સમજણનો દોષ છે. સ્ત્રીનો શો દોષ ? જો સ્ત્રીમાં દોષ હોય તો તો પછી આ ભેંસોય સ્ત્રી જ છે ને ? કેમ ત્યાં લોકો નથી ખેંચાતા ? આપણી અવળી સમજણ છે એટલે ખેંચાઈએ છીએ. એ અવળી સમજણ કાઢીએ એટલે બધું નીકળી જાય અને જ્યારે ત્યારે તો આ અવળી સમજણ કાઢ્યા વગર છૂટકો જ નથી. આ ગંદવાડો છે, એટલો બધો ગંદવાડો છે કે મને તો એ ચીઢ જ નથી જતી !

**પ્રશ્નકર્તા :** પણ એના બદલે સ્ત્રીઓને શુદ્ધસ્વરૂપે, શક્તિરૂપે, આત્મારૂપે જોઈએ તો ?

**દાદાશ્રી :** શુદ્ધરૂપે જુઓ તો બહુ સુંદર કહેવાય ! અમે સ્ત્રીઓને શુદ્ધસ્વરૂપે જોઈએ છીએ, તે અમને બહુ આનંદ થાય. શુદ્ધસ્વરૂપે જોવા જઈએ તો સ્ત્રી એ તો ખોખું છે, પેકિંગ છે. એમાં એ બિચારીનો શો દોષ ? આપણી જ ભાંજગડ છે, આપણી દૃષ્ટિ અવળી છે. આપણે દૃષ્ટિ ફેરવીએ તો આપણને કશું અડતું નથી. આપણી દૃષ્ટિ અવળી છે તે ભૂલ છે. તેમાં કોઈનો શો દોષ ?

''શુદ્ધ ઉપયોગની જો પ્રાપ્તિ થઈ, તો પછી તે સમયે-સમયે પૂર્વોપાર્જિત મોહનીયને ભસ્મીભૂત કરી શકશે, આ અનુભવગમ્ય પ્રવચન છે !''

હા, શુદ્ધ ઉપયોગની પ્રાપ્તિ થઈ જાય, પછી એ મોહ ખલાસ કરી નાખે !

''પણ પૂર્વોપાર્જિત મોહનીય હજુ સુધી મને વર્તે છે, ત્યાં સુધી મારી શી દશાથી શાંતિ થાય ? એ વિચારતાં મને નીચે પ્રમાણે સમાધાન થયું.''

''સ્ત્રીને સદાચારી જ્ઞાન આપવું. એક સત્સંગી તેને ગણવી. તેનાથી ધર્મબહેનનો સંબંધ રાખવો. અંતઃકરણથી કોઈ પણ પ્રકારે મા, બહેન અને

તેમાં અંતર ના રાખવું. તેના શારીરિક ભાગનો કોઈ પણ રીતે મોહકર્મને વશે ઉપભોગ લેવાય છે ત્યાં યોગની સ્મૃતિ રાખી, 'આ છે તો હું કેવું સુખ અનુભવું છું ?' એ ભૂલી જવું. મિત્રે, મિત્રની જેમ સાધારણ ચીજનો પરસ્પર ઉપભોગ લઈએ છીએ તેમ એ વસ્તુ લેવા (વિ)નો સખેદ ઉપભોગ લઈ પૂર્વબંધનથી છૂટી જવું. તેનાથી જેમ બને તેમ નિર્વિકારી વાત કરવી.''

**પ્રશ્નકર્તા :** યોગની સ્મૃતિ રાખવી એટલે શું ?

**દાદાશ્રી :** યોગ એટલે આત્મયોગની. પોતે 'શુદ્ધાત્મા છે' એની સ્મૃતિ રાખવી અને ''આ છે તો, હું કેવું સુખ અનુભવું છું'' તે ભૂલી જવું. એનામાં શુદ્ધાત્મા જોઈને આ સુખ ભૂલી જવું. આત્મા જોઈએ તો કશો વાંધો નથી. સ્ત્રીની જોડે ભાઈબંધની જોડે રહીએ એ રીતે રહેવું.

''સ્ત્રીના સંબંધમાં કોઈ પણ રાગ-દ્વેષ રાખવા મારી અંશ માત્ર ઈચ્છા નથી. પણ પૂર્વોપાર્જનથી ઈચ્છાના પ્રવર્તનમાં અટક્યો છું.''

પણ તે આ બધું એમ ને એમ થાય એવું નથી. બહુ બહુ વિચારે તો આ છૂટે. પણ એવું બહુ વિચાર્યેય પણ થાકી જાય એવું છે. માટે કોઈ એવા માણસને જો મળી ગયા હોય કે આપણે એમની જોડે રહીએ તો એમના પ્રમાણે આપણે થઈ જઈએ, એમ ને એમ જ એવા થઈ જઈએ, એમનો પ્રભાવ પડ્યા કરે આપણી પર અને આપણે તે રૂપ થતાં જઈએ. એટલે વસ્તુસ્થિતિમાં બીજો કોઈ ઉપાય નથી. અમને બધી ગૂંચો આગળ દેખાયેલી ! સ્થૂળ ભાગ બધો વિચારે કરીને ને સૂક્ષ્મ ભાગ બધો દર્શનથી જોઈ નાખેલો ! તેથી તો જગતની બધી ગૂંચો ઉકેલી નાખીએ છીએને ?!

## બુદ્ધિથી પણ છૂટે વિષય

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રોમાં પણ સ્ત્રીના રૂપનું વર્ણન બહુ કર્યું છે.

**દાદાશ્રી :** શાસ્ત્રોમાં સ્ત્રીના રૂપનું જે વર્ણન છે, એ શાસ્ત્રો જુદી જાતનાં છે. મોક્ષમાર્ગમાં સ્ત્રીનું વર્ણન આવું ના હોય. સ્ત્રી તો દેવી છે. એ તો પહેલાં તો રિવાજ હતો કે પૈણતી વખતે શરત એટલી જ હોય કે એક-બે છોકરાં ઉત્પન્ન થાય એટલા પૂરતો જ વિષય હોય, બાકી બિલકુલ

વિષય જ નહીં. વિષયમાં એ લોકો પડે જ નહીં. એ લોકોને લાખ રૂપિયા આપો તોય વિષય કરવા તૈયાર ના હોય. એટલી એની જાગૃતિ હોય કે હું વિષય કરું તો ફોટો કેવો પડે ! જ્યારે આજે તો પાંચ હજાર આપીને વિષય કરે ને ?! કશું ભાન જ નથી આ લોકોને !! તને એવું લાગ્યું ને ? આપણે આ બધું ઊંધું બોલતા નથી ને ?

**પ્રશ્નકર્તા :** એક્ઝેક્ટ છે દાદા, હન્ડ્રેડ પરસેન્ટ કરેક્ટ છે.

**દાદાશ્રી :** ત્યારે લોકોને કેમ આવું પોલું ચાલતું હશે ? કશું ભાન જ નથી કે ક્યાં જઈ રહ્યા છે. 'જ્ઞાની પુરુષ'ની પાસે વિષયની વાતો સાંભળી નથી, નહીં તો વિષય રહે જ નહીં, ઊડી જ જાય !

**પ્રશ્નકર્તા :** વિષયની વિરુદ્ધ બોલીએ, તો ઊલટું આ જગતના લોકો ગાંડા કહે કે આ 'ઓલ્ડ માઈન્ડેડ' છે.

**દાદાશ્રી :** એવું બોલાય નહીં ને એવો કાયદોય નહીં ને ! અને આ વિષય છે તો લગનવાળા છે, આ વાંજાવાળા છે, આ માંડવાવાળા છે. એટલે આ છે તો બીજું બધું છે, એટલે કશું બોલાય નહીં. આ તો જેને મોક્ષે જવું હોય, તેને જાણવા જેવું. બીજાને કશું આવું જાણવાની જરૂર જ નથી ને !

આ વિષયો બુદ્ધિથી દૂર થઈ જાય તેમ છે. મેં વિષયો બુદ્ધિથી જ દૂર કરેલા. જ્ઞાન ના હોય તોય વિષયો બુદ્ધિથી દૂર થાય. આ તો ઓછી બુદ્ધિવાળા છે, તેથી વિષય રહેલા છે.

**પ્રશ્નકર્તા :** આ બુદ્ધિશાળીઓ પણ વિષયોનું 'વેરીફિકેશન' કરતા નથી ?

**દાદાશ્રી :** ના, બુદ્ધિશાળીઓએ વિષયનું 'વેરીફિકેશન' કર્યું જ નથી. ઊલટાં બુદ્ધિશાળીઓ જ વિષયોમાં વધારે ઊંડા ઊતર્યા છે. અરે, આ 'મરીન ડ્રાઈવ' ને બધે ત્યાં આગળ જઈને જોઉં તો એમના વિષયને જોઈને તું એમ જ સમજું કે આ તો માણસ છે કે પશુઓ છે ?! ટબની અંદર નહાય ને પાછા અત્તર ઘસીને ! હંમેશાં જ્યાં દુર્ગંધ હોય, ત્યાં શું કરવું પડે ?

**પ્રશ્નકર્તા :** હા, અત્તર ઘસવું પડે. પણ પાછલાં કેટલાં સમયથી કોઈએ એવો રસ્તો જ નથી બતાવ્યો કે આ વિષયોથી પણ બહાર કંઈક સુખ છે.

**દાદાશ્રી :** આ મહાવીર ભગવાને રસ્તો બતાડ્યો, પણ કોઈએ માન્યો નહીં ને ! આ બુદ્ધિશાળી લોકોએ જ લખ્યું છે કે જગતમાં વિષયસુખ બધાં સુખોમાં સર્વશ્રેષ્ઠ સમાન છે. વળી, બુદ્ધિશાળીઓએ તો એટલે સુધી લખ્યું કે કેળ હોય એવાં એનાં પગ છે. જાંઘો તો આવી છે, ફલાણી આવી છે, ને આમ બધું સ્ત્રીનું વર્ણન કરેલું છે. એટલે પછી લોક ગાંડા બન્યા. પણ કોઈએ એમ લખ્યું કે સ્ત્રી સંડાસ જાય છે ત્યારે કેવી દેખાય ?! જે સંડાસ જતો હોય, તેની જોડે વિષય જ કેમ કરાય ? એને અડાય જ કેમ ? આ કેરી જો સંડાસ જતી હોય, તો આપણાથી કેરી ખવાય જ નહીં ને ? પણ કેરી તો ચોખ્ખી હોય છે, તેથી કેરી ખવાય ને !

## એકે ડંખ ખાધો, ખવડાવ્યો બધાંને

આ તો તમને સમજણ પાડવા માટે કહીએ કે જેથી તમને સંતોષ થાય કે આપણે માર્ગ લીધો છે એ સાચો છે. બાકી વિષયમાં સુખ નથી જ એવું તો કોઈ કહે જ નહીં ને ? બધા તો વિષયના સુખનું જ શીખવાડે.

એવું છે, કે એક માણસને આંગળીમાં કંઈક દરદ થયું હશે, ત્યારે કોઈએ કહ્યું કે ભમરીનો ગલ ચોપડે તો મટી જાય. એટલે એ ભમરીનો ગલ લેવા માટે બીજા એક જણે ગોખલામાં હાથ નાંખ્યો, પણ ત્યાં એક વીંછી બેસી રહેલો હશે. તેણે પેલાને ડંખ માર્યો એટલે પેલાથી ગલ લવાયો નહીં ને ઉપરથી એ શું કહે છે કે, મારાથી તૂટ્યું નહીં. એટલે બીજો કહે, 'તારાથી ના તૂટ્યું, લાવ હું તોડી નાખું.' પછી બીજાએ મહીં હાથ નાંખ્યો. તો એનેય ડંખ માર્યો. એટલે પેલો સમજી ગયો કે આણે ડંખ કહ્યો નહીં, માટે આપણેય કહેવું નથી. એણે એ ડંખ કહ્યો નહીં. પછી ત્રીજો ગયો. તેનેય ડંખ માર્યો. એવું વીંછી બધાને ડંખ મારમાર કરે છે, પણ કોઈ કહેતું નથી.

**પ્રશ્નકર્તા :** પણ આ સંસારના લોકો તો, પોતે એમાં સુખ માન્યું

છે. એટલે બધાને પકડીને કહે છે, કે આમાં જ મજા છે, ચાલો !

**દાદાશ્રી :** આ લોકોએ તો વિષયની જાહેરાતો છાપી અને બધા લોકોને એ બાજુએ વાળ્યા અને છતાંય જો બળતરા, જો બળતરા, તું મુંબઈમાં જા તો ખરો ! નાગા નાચગાન જુએ છે, તોય બળતરા ! અત્યારે તો બધું એ જ તોફાન ચાલી રહ્યું છે ને ?! ને તેથી બળતરા પણ પાર વગરની ઊભી થઈ છે. એવી બળતરા ઊભી થઈ છે કે દારૂ પણ પીવો પડે. સ્ત્રી રાખવી પડે. બધુંય આપે તોય એને શાંતિ થાય નહીં એટલે પછી એને મનમાં એમ થાય કે આપઘાત કરી નાંખીએ. પછી આખો દહાડો એ પી પી કર્યા કરે. પછી જો રાત-દહાડો બળતરા-બળતરા અને બળતરા ! એવું થાય પછી !

**પ્રશ્નકર્તા :** રસ્તો જ નહીં જડતો હોય તો શું કરે ?!

**દાદાશ્રી :** રસ્તો દેખાડનાર કોઈ છે જ નહીં. સૌ કોઈ વિષયનો માર્ગ દેખાડે. મા-બાપ પણ કહેશે કે પૈણ બા, અમે એકલાં તો ફસાયાં છીએ, તમને પણ ફસાવ્યા વગર અમે રહીએ જ નહીં ને !!

**પ્રશ્નકર્તા :** એમાં જો કોઈ બ્રહ્મચર્ય તરફ જાય, તેના તો બધા વિરોધી થઈ જાય.

**દાદાશ્રી :** હા. લોકોને નામના કાઢવી છે, 'મારા છોકરાનાય છોકરાએ નામ કાઢયું.' કહેશે ! પછી એની ફસામણ જે થવાની હોય તે થાય, પણ 'મારું નામ તો નીકળે', કહેશે !

❖❖❖❖❖

# [3]
# અણહક્કની ગુનેગારી

## અણહક્કથી ના ચેતાય તો...

જો તું સંસારી હોઉં તો તારા હક્કનો વિષય ભોગવજે, પણ અણહક્કનો વિષય તો ના જ ભોગવીશ. કારણ કે આનું ફળ ભયંકર છે અને તું ત્યાગી હોઉં તો તારી વિષય તરફ દૃષ્ટિ જ ના જવી જોઈએ ! અણહક્કનું લઈ લેવું, અણહક્કની ઇચ્છા કરવી, અણહક્કના વિષય ભોગવવાની ભાવના કરવી, એ બધી પાશવતા કહેવાય. હક્ક અને અણહક્ક, એ બે વચ્ચે લાઈન ઓફ ડીમાર્કેશન તો હોવી જોઈએ ને ? અને એ ડીમાર્કેશન લાઈનની બહાર નીકળાય જ નહીં ! તોય પણ લોક ડીમાર્કેશન લાઈનની બહાર નીકળ્યા છે ને ?! એને જ પાશવતા કહેવાય. હક્કનું ભોગવવાનો વાંધો નથી.

ભગવાન મહાવીરેય પોતાના હક્કનું ભોગવતા હતા. એ કંઈ થાળી ફેંકી નહોતા દેતા. જે હક્કનું ભોગવે, એને ચિંતા ના થાય.

**પ્રશ્નકર્તા :** પણ હક્કનું કોને કહેવું અને અણહક્કનું કોને કહેવું ?

**દાદાશ્રી :** આપણા પોતાના હક્કની ચીજ તો દરેક માણસ સમજે. આ મારું ને આ પારકું, એ તરત બધાં સમજી જાય. મારી પથારી કઈ, મારું ઓશીકું કયું, એ બધું નાનું છોકરુંય સમજી જાય. મારી જમવાની થાળી આવે તો, હું મારી મેળે મહીં જે મૂક્યું હોય તે બધું ખાઉં, તે હક્કનું કહેવાય. તો કોઈ બૂમ ના પાડે, કોઈ વાંધો ના કરે, કોઈ દાવો ના કરે. આપણામાં લગ્ન કરાવે છે, તે લગ્ન કરાવે એટલે આ તમારા બેઉનું હક્કનું છે. એનો ભગવાનને વાંધો નથી, પણ અણહક્કનું હશે તો વાંધો છે. કારણ

કે અણહક્કનું એટલે બીજાના હક્કનું એણે લૂંટી લીધું. ચોર તો સારા કે લક્ષ્મી જ લૂંટી જાય, પણ આ તો બીજી જ વસ્તુઓ લૂંટી જાય. પછી કહેશે, 'મારે મોક્ષે જવું છે.' અલ્યા, મોક્ષે જવાનો આ માર્ગ જ ન હોય. આ ઊંધો જ રસ્તો લીધેલો છે. અણહક્કનું ભોગવી લે છે કે નથી ભોગવતા ? ભોગવે છે અને પાછા ચોરીછૂપીથી નહીં, રોફથી ભોગવે છે.

**પ્રશ્નકર્તા :** જાણે છે છતાંય અણહક્કનું ભોગવવાનો પ્રયત્ન કરે છે.

**દાદાશ્રી :** તેથી જ આ દુઃખ છે ને ! તેથી જ આ સંસાર ઊભો રહ્યો છે. સંસારમાં સુખ જોઈતું હોય તો અણહક્કનું ભોગવશો નહીં. અણહક્કનું ભોગવે, એમાં 'હું સુખી છું' એમ મનથી માને એટલું જ છે. બાકી, એમાં 'સેફસાઈડ' નથી અને હું જે વાત કરું છું, એ તો કાયમને માટેની 'સેફસાઈડ' છે.

**પ્રશ્નકર્તા :** અણહક્કનું ભોગવવા કઈ વૃત્તિ ઢસડી જાય છે ?

**દાદાશ્રી :** આપણી દાનત ચોર છે, તે વૃત્તિ.

**પ્રશ્નકર્તા :** ના, પણ તમે કહો છો કે તમે જો અણહક્કથી ભોગવવા ના ગયા હોય તોય તમને જે મળવાનું છે, તે મળવાનું જ છે. પણ લેવા જવામાં નવાં પરિણામ ઊભાં થાય છે ને ?

**દાદાશ્રી :** આ શેઠનું ખેતર અમારી જોડે હતું ને એક કાકાનું જોડે ખેતર હતું. તેમાં જ્યાં ગલકું દેખાય, તે અમે તોડી લાવતા હતા. ત્યારે એ હક્કનું કહેવાય ? આપણે કહેવું જોઈએ કે હું તમારા ખેતરમાંથી ગલકું તોડી લાવીશ અગર તો તોડી લાવ્યા પછી પણ મારે કહેવું જોઈએ. પણ અણહક્કનું તો ના જ લેવાય.

લોકોએ અણહક્કનું ખાધું ને પીધું, અણહક્કનું તો બધું જ કર્યું; કંઈ કરવામાં બાકી નથી રાખ્યું ને ! સંસાર એટલે 'હક્કનું ભોગવો' એમ કહે છે અને હક્કનું ભોગવવાનો વાંધો નથી. સ્ત્રી પણ પૈણે તો, એક તમને પોષાતી ના હોય તો બે પૈણજો. બાકી, આપણે ત્યાં તો તેરસો હઉ પૈણેલા !

તેય છે તે સ્ત્રી-પુરુષ હક્કનું હોય, માલિકીનું હોય તો તેનો વાંધો નથી. હક્કનું કોને કહેવાય ? આખો સમાજ કબૂલ કરે. પૈણાવે, તે ઘડીએ બધા જાનમાં હઉ આવે. પણ અણહક્કી હોય તો ભાંજગડ છે.

ઘેર હક્કની હોય તો પણ બહાર બીજે દૃષ્ટિ બગાડે છે પાછી ! હક્કનું ભોગવને ! બીજે અણહક્ક પર દૃષ્ટિ જ કેમ જાય ? પોતાને જે પરણેલી છે, તે સિવાય બીજે બધે આખી જિંદગી દૃષ્ટિ બગડવી જ ના જોઈએ ! હક્કનું છોડીને બીજી જગ્યાએ 'પ્રસંગ' થાય, તો એ સ્ત્રી જ્યાં જાય, ત્યાં આપણે અવતાર લેવો પડે. એ અધોગતિમાં જાય તો આપણે ત્યાં જવું પડે. આજકાલ બહાર તો બધે એવું જ થાય છે. 'ક્યાં અવતાર થશે ?' તેનું ઠેકાણું જ નથી. અણહક્કના વિષય જેણે ભોગવ્યા, તેને તો ભયંકર યાતનાઓ ભોગવવી પડે. તેની છોડી પણ એકાદ અવતારમાં ચારિત્રહીન થાય. નિયમ કેવો છે કે જેની જોડે અણહક્કના વિષય ભોગવ્યા હોય તે જ પછી મા થાય કે છોડી થાય. અણહક્કનું લીધું, ત્યારથી જ મનુષ્યપણું જાય. અણહક્કનો વિષય એ તો ભયંકર દોષ કહેવાય. આપણે કો'કનું ભોગવી લઈએ એટલે પોતાની છોડીઓ કો'ક ભોગવે, તેની ચિંતા જ નથી ને ! એનો અર્થ એ જ થયોને ? અને એવું જ થાય છે ને !? પોતાની છોડીઓ લોકો ભોગવે જ છે ને !! આ બહુ નાલાયકી કહેવાય, 'ટોપમોસ્ટ' નાલાયકી કહેવાય. પોતાને ઘેર છોડીઓ હોય તો પણ બીજાની છોડીઓ જુએ છે ? શરમ નથી આવતી ? 'મારે ઘેર પણ છોડીઓ છે' એવું ભાન રહેવું જોઈએ કે ના રહેવું જોઈએ ? આપણે ચોરી કરીએ તો કોઈ બીજો ચોરી કર્યા વગર રહે જ નહીં ને ? જ્યાં અણહક્કના વિષય હોય, ત્યાં તે કોઈ રસ્તે સુખી ના થાય. પારકું આપણાથી લેવાય જ કેમ કરીને ?

લોકોએ વિષયોની લૂંટબાજી કરી છે. આપણે બધાને નથી કહેતા. કારણ કે 'એક્સેપ્શન કેસ' બધામાં હોય જ. પણ ઘણો ખરો એવો માલ થઈ ગયો છે કે વિષયોમાં લૂંટબાજી અને અણહક્કના વિષયો ભોગવે છે. હક્કના વિષયની તો ભગવાનેય ના નથી પાડી. ભગવાન ના પાડે તો ભગવાન ગુનેગાર ગણાય. અણહક્કનું તો ના પાડે. જો પસ્તાવો કરે તો

પણ છૂટે. પણ આ તો અણહક્કનું આનંદથી ભોગવે છે, તેથી ઘોડાગાંઠ મારે. તે કેટલાંય અવતાર બગાડે. પણ પસ્તાવો કરે તો ઘોડાગાંઠ ઢીલી થાય ને છૂટવા માટે અવસર મળે.

જેમ પોતાની સ્ત્રી હોય, એવી દરેકને પોતાની સ્ત્રી હોય. દરેક છોકરીઓ કો'કની સ્ત્રી થવા માટે જ જન્મેલી હોય છે, એ પારકો માલ કહેવાય. કોઈની સ્ત્રીને બીજી રીતે જોઈ શકાય નહીં, ભૂલથી જોવાઈ જાય પાછલા સંસ્કારને લીધે, તો પ્રતિક્રમણ કરવું જોઈએ. આટલું જ સાચવવાની જરૂર છે. બીજું કશું સાચવવાની જરૂર નથી.

## અણહક્કમાં ભંગ પાંચેય મહાવ્રત

એટલે પોતાના ઘરમાં બધા માણસો પર બિલકુલ કંટ્રોલ રાખવો જોઈએ, નહીં તો પછી નાકકટ્ટો થશે ત્યારે બૂમાબૂમ કરશે. પોતે શીલવાન હોય તો છોકરીઓ શીલવાન થાય, નહીં તો પોતાનું જ ઠેકાણું ના હોય તો છોકરીઓ તો બગડી જ જાયને પછી. ફાધરનો વ્યવહાર એવો ના દેખાવો જોઈએ કે છોકરીઓનાં મનમાં ફાધરનો સહેજેય દોષ દેખાય. છોકરીઓને ફાધરનો એક પણ દોષ ના દેખાય એવી રીતે ફાધરે જીવન જીવવું જોઈએ. આ તો કંઈ ફાધર છે ? આ તો અડધા જાનવર જ છે !! ફાધર તો કેવા હોય કે છોકરાંઓને એમની સહેજ પણ ખાનગી બાબત માલમ ના પડે.

**પ્રશ્નકર્તા :** પહેલાં તો સામાજીક ભયો પણ બહુ હતા ને ?

**દાદાશ્રી :** હા, એ સામાજીક ભયની જરૂર હતી. એ ભયથી જ લોકો સીધા રહેતા હતા. અમારા વખતમાં તો વિચારેય નહોતા આવતા. એ છોડીઓ-છોકરાંઓ બધાં ફરે તોય વિચારો જ નહીં. એ જાતના સંસ્કારો જ નહીં.

કોઈની છોકરી જતી હોય અને એના ઉપર દૃષ્ટિ બગડે, તો તે ઘડીએ તરત જ આપણને વિચાર ના આવવો જોઈએ ? કે ભઈ, મારી છોકરીની ઉપર દૃષ્ટિ કોઈ બગાડે તો કેટલું મને ખરાબ લાગે ?! એવો વિચાર ના આવવો જોઈએ ?

**પ્રશ્નકર્તા :** આવે જ છે.

**દાદાશ્રી :** એવો વિચાર આવે તો જ એ મનુષ્ય છે અને બીજાની પર દૃષ્ટિ બગાડે, એને મનુષ્ય જ કેમ કહેવાય ? તે બધું અણહક્કનું જે હોય વસ્તુ, તેની પર દૃષ્ટિ ના બગાડાય ને ? પોતાની હક્કની સ્ત્રી હોય, તેનાં માટે કોઈ જાતનો વાંધો નહીં. સંસારના લોકોય કહે કે ના ભઈ, આ તો સારું છે, પોતાની સ્ત્રી છે. ખભે હાથ નાખીને જતો હોય તોય લોકો પાછળ અમથા ટીકા કરે. પણ પછી કહેશે, 'ભઈ, એની સ્ત્રી છે.' તો એનો વાંધો નથી, પણ અણહક્કનું તો લોકો ટીકા યે કરે, નીંદા યે કરે. કરે કે ના કરે ? અને જગત નીંદા કરે ને, ત્યાં આપણો બધો, બધાં દોષ ફરી વળે. માટે અણહક્કનું બહુ નુકસાનકારક ને ?

કાગળ લખ્યો અને જ્યાં સુધી નાખ્યો નથી મહીં પોસ્ટમાં, ત્યાં સુધી નીચે લાઈન લખાય કે આગળ અમે તમને ગાળો ભાંડી છે કાગળમાં પણ એની અમે માફી માંગીએ છીએ, એમ નીચે વાક્ય લખાય.

**પ્રશ્નકર્તા :** તે ઉપરનું બધું ભૂંસાઈ જાય.

**દાદાશ્રી :** ભૂંસાઈ જાય. એનો અર્થ સવળો થઈ જાય. એટલે આજ કલાક પ્રતિક્રમણ કરો બરોબર.

**પ્રશ્નકર્તા :** ચારિત્ર ભ્રષ્ટતા, એ આત્માના માર્ગે જતાં રોકે ?

**દાદાશ્રી :** એ તો નર્કે જવાની નિશાની છે આ.

તમને હક્ક કેટલો છે કે જે સ્ત્રી પૈણ્યા, તે સ્ત્રીની જોડે તમે જતાં હોય તો કોઈ આંગળી ના કરે ને પર-સ્ત્રી જોડે જતાં હોય તો સંસારના લોકોય આંગળીઓ કરે. તો જ્યાં કંઈ પણ આંગળી થાય તમારી પાછળ, ત્યાં નર્કગતિ છે. અને તમારી દૃષ્ટિ બગડી તો અણહક્કનું, અને અણહક્કનું તમે ભોગવવાની ઈચ્છા કરી, માટે ત્યાં આગળ જાનવર ગતિ.

**પ્રશ્નકર્તા :** આપે એવું કહ્યું છે ને, અણહક્કના વિષયો નર્કે લઈ જાય. એ શાથી ?

**દાદાશ્રી :** અણહક્કના વિષયમાં હંમેશાં કષાયો હોય, ને કષાયો હોય એટલે નર્કમાં જવું પડે. પણ આ ખબર પડે નહીં લોકોને. એટલે પછી બીતાં નથી, ભડકેય નથી લાગતી કોઈ જાતની. અત્યારે આ મનુષ્યભવ તો, ગયા અવતારે સારું કરેલું તેનું ફળ છે.

**પ્રશ્નકર્તા :** સ્વર્ગ ને નર્ક, બે અહીં જ છે ? એ અહીં જ ભોગવવાનું ?

**દાદાશ્રી :** ના, અહીં નથી. અહીં તો નર્ક જેવી વસ્તુ જ નથી. નર્કનું તો હું વર્ણન કરું ને એ માણસ સાંભળે, તો સાંભળતાં જ મરી જાય એટલાં દુઃખો છે ! ત્યાં તો જેણે ભયંકર ગુના કર્યા હોય, તેને પેસવા દે ! અહીં સ્વર્ગ-નર્ક જેવું કશું છે નહીં. અહીં તો ઓછું પુણ્યવાળાને ઓછું સુખ અને વધુ પુણ્યવાળાને વધારે સુખ. કોઈને પાપ હોય ત્યારે એને દુઃખ હોય.

અણહક્કમાં તો પાંચે પાંચ મહાવ્રતોનો દોષ આવી જાય છે. એમાં હિંસા થઈ જાય છે, જૂઠું થઈ જાય છે, ચોરી તો, આ ઉઘાડી ચોરી કહેવાય. અણહક્કનું એટલે ઉઘાડી ચોરી કહેવાય. પછી અબ્રહ્મચર્ય તો છે જ અને પાંચમું પરિગ્રહ, તે આ મોટામાં મોટો પરિગ્રહ છે. હક્કના વિષયવાળાને મોક્ષ છે પણ અણહક્કના વિષયવાળાને મોક્ષ નથી, એમ ભગવાને કહ્યું છે.

પોતાના હક્કના વિષય હોય તો ભોગવજો. અણહક્કનો વિચાર ના આવવો જોઈએ. હક્કના વિષય હોય તો હક્કનું, અમે બેઉને વિધિ મૂકી આપીએ. એને અબંધભાવની વિધિ મૂકી આપીએ. તે હક્કનું પણ પોતાની રાજીખુશીથી ના હોવું જોઈએ. જેમ પોલીસવાળો પકડીને માંસાહાર કરાવડાવે, તેના જેવું હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે પોતાના ઉદયકર્મ પ્રમાણે ?

**દાદાશ્રી :** ના. ઉદયકર્મમાં તો અણહક્કનાય હોય, પણ અણહક્કનું ના હોવું જોઈએ. હક્કનું એટલે જગતના લોકો એક્સેપ્ટ કરે, લોકો નિંદા કરે નહીં એવું હોય અને તે પણ પોતાની સ્ત્રી જોડેનું જ હોવું જોઈએ,

લોકમાન્ય હોવું જોઈએ. તે પોતાને પણ ખૂંચે નહીં, ભય ના લાગે. નહીં તો અણહક્કનું ભય લાગે, કાંકરો ખૂંચે એમ ખૂંચ્યા કરે.

## હરૈયા ઢોરની શું ગતિ ?

આ લોકોને તો પાછું કશું ભાન ના હોય ને ! અને હરૈયા જેવા હોય. હરૈયા એટલે તમે સમજ્યા ને ? તમે હરૈયા કોઈને જોયેલા ? હરૈયું એટલે જેનું હાથમાં આવે, તેનું ખાઈ જાય. આ ભેંસ-બંધુને તમે ઓળખો કે ? એ બધાં ખેતરોનું ચોખ્ખું જ કરી આપે. આમ આ હરૈયા પાડા જેવું જગત છે. અલ્યા, મૂઆ તને વિચાર ના આવ્યો કે તારેય બહેન, દીકરી છે. તું બીજી જગ્યાએ લે છે, તો તેના ફળ રૂપે તારું આ જશે. તમે જેવો ધક્કો મારો છો, તેવું પરિણામ ઊભું થશે. આ જગત બગાડવા જેવું છે નહીં. બગડી ગયું હોય તો એને સહન કરી લેવું. ફરી નવેસરથી બગાડવું નહીં. આ તો હરૈયા ઢોર ને જે આવ્યું તે ખાઈ જાય એટલે લોક પછી પોતાની છોડીઓને ખાઈ જાય. એની લોકને કંઈ પડેલી નથી. આવું જો બધા હરૈયા થાય તો શું રહ્યું ?

બહુ જૂજ માણસો છે કે જેને કંઈક આમાં મહત્ત્વતા સમજાયેલી છે. બાકી મળ્યું નથી ત્યાં સુધી હરૈયા નથી ! મળ્યું કે હરૈયા થઈ જતાં વાર ના લાગે. આ શોભે નહીં આપણને ! આપણાં હિન્દુસ્તાનની, કેવી ડેવલપ પ્રજા ! આપણે તો મોક્ષે જવાનું છે !!

પહેલાંના કાળમાં મનુષ્યો કેવાં હશે ? પારકી બહેન-દીકરી હોય તેય પોતાની ગણે અને પોતાનીય પોતાની. કેવું સુંદર વાતાવરણ ! આ તો બધું 'ફ્રેકચર' થઈ ગયું. પછી સુખ કેવી રીતે આવે ? સાંસારિક સુખ તો આમાં હોય જ નહીં.

## થ્રી વિઝનની જાગૃતિ જવલ્લે જ

અણહક્કનું હોય તો બધા મારવા ફરી વળે, શાથી ? અણહક્કની ધાડ પાડી તેથી ! અણહક્કની ધાડ જાણી-જોઈને પાડે છે ? ના, એ તો દૃષ્ટિ એવી થઈ ગઈ છે. લોકોની દૃષ્ટિ તો જાત જાતની હોય. તે તમારી

દૃષ્ટિ આમ સીધી હોય તોય પેલી તારી દૃષ્ટિ ખેંચી લે. એટલે ત્યાં પછી સામું જોઈએ ત્યારે ભાંજગડ થાય ને ! જ્ઞાની પુરુષને તો ગમે તેની સામે જોવાનો વાંધો નહીં. કારણ કે એમની પાસે તો બધી જ જાતના 'લોક એન્ડ કી' હોય, કોઈનું એમની પાસે ચાલે નહીં. પણ બધી જાતના 'લોક એન્ડ કી' ક્યારે થાય કે વિષય બંધ થાય પછી. એટલે જ્ઞાની પુરુષને વિષય જ ના હોય, ત્યારે એમને એવો વ્યવહાર જ ના આવે ને ! વિષય ક્યારે જાય ? એ વિષય તો જાગૃતિથી જાય. વિષય એમ ને એમ જાય એવો નથી. છેલ્લો વિષય, એક હક્કનો વિષય પણ તૂટે ક્યારે ? જાગૃતિ હોય તો. જાગૃતિ કોનું નામ કહેવાય કે આમ સ્ત્રી-પુરુષ કપડાં પહેરેલાં છતાં નાગા દેખાય, પછી 'સેકન્ડ વિઝને' ચામડી ખસી ગયેલાં દેખાય અને 'થર્ડ વિઝને' અંદર બધું ચૂંથાઈ ગયેલો બધો માલ હોય એવું દેખાય. આ ત્રણ વિઝન 'એટ એ ટાઈમ' એક મિનિટની અંદર જ થઈ જાય. હવે એટલી જાગૃતિ હોય ત્યારે છેલ્લા સ્ટેશનમાં પહોંચાય. આખી દુનિયામાં જાગૃતિવાળા કેટલાં ? સો-બસો માણસ હશે ને ? કોઈ કાળે એક જાગૃતિવાળો હોતો નથી. આ કાળમાં જ આ હું એકલો છું. આવાં જાગૃતિવાળા તો હોતાં હશે ? પોતે દેહધારી થઈ અને આવી જાગૃતિ તો હોતી હશે ? મોટો સાયન્ટિસ્ટ હોય કે માનસશાસ્ત્રી હોય, પણ આવી જાગૃતિ જ ના હોય ને !!

**પ્રશ્નકર્તા :** આપના જ્ઞાન પછી, આ જાણ્યા પછી થોડાંક મહાત્માઓને એવી જાગૃતિ થઈ ગઈ હોય ને ?

**દાદાશ્રી :** એવું થોડા થોડા પ્રમાણમાં થયેલું હોય, પણ વધારે ના થાય ને ! 'જ્યાં સુધી એ પ્રયોગ છે, ત્યાં સુધી એ જાગૃત છે.' એવું ના કહેવાય. અને જો જાગૃત છે તો એ કાદવમાં હાથ જ ઘાલે નહીં. ને આ એંઠવાડામાં હાથ ઘાલે છે તો એ જાગૃત જ નથી, બેભાન છે.

## અણહક્કનું લઈ જાય નર્કે...

નિરંતર આજ્ઞામાં રહેવાય, નિરંતર સમાધિમાં રહેવાય, સરળ અને સમભાવી પાછો એવો આપણો માર્ગ છે. કેરીઓ બધું ખાવાની છૂટ આપી

છે. ફક્ત એક વિષય એકલો જ, પોતાની સ્ત્રી કે પોતાના પુરુષ સિવાય અન્ય વિષય ન હોવો જોઈએ અને વિષય, જે અણહક્કના વિષય છે, એનાથી તો અધોગતિ નોતરવાનું થાય. અને વિષયમાં તો કયું સુખ છે ? આ જાનવરોનેય એમાં સુખ નથી દેખાતું. જાનવરોય સીઝન પૂરતાં ફક્ત વિષયમાં પડે છે, તેય સીઝનનો ઉશ્કેરાટ છે. જાનવરોનેય આ ગમે નહીં. તેથી તો આ બધા બ્રહ્મચર્ય વ્રત લઈને બેઠા છે. આ વિષયમાં ક્યાંય સુખ ના દેખાયું. જેનાં મોઢાં ગંધાય, જે શરીરમાંથી રાત-દહાડો નર્યો ગંદવાડો જ નીકળતો હોય, તેની ઉપર વિષય કેમ ઉત્પન્ન થાય ?

આ તો આજ્ઞા પાળવાની ગોઠવણી કરી દે, તો રાગે પડી જાય. પોતાની સ્ત્રી સિવાય બીજે અન્ય અણહક્કના વિષયો ભોગવવા જતાં તો નર્કગતિની નિશાની સામે આવે !

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન મળ્યું અને આવું અણહક્કનું થાય એટલે જોખમદારી વધી જાય ને ?

**દાદાશ્રી :** ભયંકર. પછી જ જોખમદારી વધેને ! નહીં તોય પહેલાં જોખમદાર હતો જ, જવાનો જ હતો જાનવરમાં. એને કશી પડેલી જ નહોતી ને ! હવે સારા માર્ગે આવ્યા પછી જો કદી આવી ભૂલ થયા કરે તો શું થાય ? આજ્ઞા બને એટલી પાળવી, આજ્ઞા ઉપર આવી જવું. બ્રહ્મચર્ય આવ્યું અને આ જ્ઞાન છે, એટલે પછી સુખ ખૂટે જ નહીં.

અબ્રહ્મચર્ય તો એવું કે આ અવતારમાં સ્ત્રી થયેલી હોય, અગર તો બીજી રખાત હોય તો આવતાં અવતારમાં પોતાની છોકરી થઈને ઊભી રહે એવી આ સંસારની વિચિત્રતા છે. તેથી ડાહ્યા પુરુષો બ્રહ્મચર્ય પાળીને મોક્ષે ગયેલાને !

## હક્કના જ હદમાં, તેની ગેરેન્ટી

**પ્રશ્નકર્તા :** નાનપણથી જ છોકરીઓમાં બહુ જ રસ છે.

**દાદાશ્રી :** છોકરીઓને જોવાનો કે છોકરીઓમાં ?

**પ્રશ્નકર્તા :** બધુંય છે. પહેલાં જોવામાં હતો પછી....

**દાદાશ્રી :** એ જ રોગ છે. એ જ પોલ છે. હું એ જ પૂછું છું ક્યાં આગળ ? અહીં મૂઆ નથી, ત્યાં તો મૂઆ છો ને ! એમાં કેટલું ધારેલું સફળ થયું છોકરીઓમાં ?

**પ્રશ્નકર્તા :** આ બાબતમાં અત્યાર સુધી મને કોઈએ કંઈ જાણકારી આપી જ નથી.

**દાદાશ્રી :** પારકી સ્ત્રી કે પારકી છોકરી સાથે કંઈ પણ દૃષ્ટિ બગડે તો ભયંકર પાપ છે. તારી પોતાની સ્ત્રી હોય તો વાંધો નથી. પણ પારકી અને પછી અહીં તો હરૈયો રહ્યો પણ ત્યાંય પૂછડાં સાથે હરૈયો કૂદે, કૂદાકૂદ, કૂદાકૂદ. આ મનખો જતો રહેશે. મહાપરાણે મળેલું આ માણસપણું જતું રહેશે. માટે ચેત જરા.

એટલે તો તુલસીદાસને આખું શાસ્ત્ર લખવાનો વખત ના આવ્યો પણ બે જ અક્ષર બોલ્યા,

'પરધન પથ્થર માનીએ, પરસ્ત્રી માત સમાન.

ઈતને સે હરિ ના મિલે, તો તુલસી જમાન.' કહે છે.

કૃપાળુદેવ તો જમાન થયા છે અને આ બીજા જમાન. હક્કનું ખાય તો મનુષ્યમાં આવે, અણહક્કનું ખાય તો જાનવરમાં જાય.

**પ્રશ્નકર્તા :** અમે અણહક્કનું તો ખાધું છે.

**દાદાશ્રી :** ખાધું છે તો હજુ પ્રતિક્રમણ કરો ને, હજુ ભગવાન બચાવશે. હજુ દેરાસરમાં જઈને પશ્ચાત્તાપ કરો. હજુ જીવતા છો. આ દેહમાં છો ત્યાં સુધી પશ્ચાતાપ કરો.

**પ્રશ્નકર્તા :** ખાલી પશ્ચાત્તાપ કરવાથી શું થાય ?

**દાદાશ્રી :** એ તમને સમજણ હોય તો કરો. જ્ઞાની પુરુષનું માનવું હોય તો માનો. ના માનવું હોય તો તમારી મરજીની વાત છે. એ તમારે ના માનવું હોય તો એનો કોઈ ઉપાય છે નહીં. હજુ પશ્ચાત્તાપ કરશો તો ગાંઠો ઢીલી થઈ જશે અને ઉપરથી રાજીખુશી થઈ તે કરેલું છે. તે

નર્કગતિનું બાંધી કાઢ્યું છે. અણહક્કનું ખાધું તો ખરું, પણ રાજીખુશીથી કરે, તો નર્કગતિમાં જાય અને જો પશ્ચાતાપ કરે તો જાનવરમાં આવે. ભયંકર નર્કગતિ ભોગવવાની છે. માટે જો અણહક્કનું હજુ જેટલું ખાવું હોય એટલું ખાજો લોકોનું.

**પ્રશ્નકર્તા :** આ બધામાંથી છૂટવાનો શ્રેષ્ઠ ઉપાય શું ?

**દાદાશ્રી :** અણહક્કનું ખાધું હોય તેનો પશ્ચાતાપ કરો. અણહક્કનું ખાવાના વિચાર આવે તોય પશ્ચાતાપ કરો. આખો દહાડો પશ્ચાતાપમાં જ રહો. આવું ન ખવાય. મારે તો હક્કનું હોય તો જ મારા કામનું. પોતાના હક્કની સ્ત્રી હોય, પોતાના હક્કનાં છોકરાં હોય, ઘર-મકાન બધું આપણું હોય, પણ પારકાંના હક્કનું કેમ લેવાય ? એ પછી જાનવર થયે છૂટકો નથી, નર્કગતિના અધિકારી થયાં છે. ભયંકર દુઃખોમાં સપડાયા. હજુ ચેતવું હોય તો ચેતજો. આ જ્ઞાની પુરુષ શું કહે છે કે તમને પશ્ચાતાપરૂપી હથિયાર આપ્યું છે. પ્રતિક્રમણ કર્યા કરો.

‘હે ભગવાન ! અણસમજણથી, ખરાબ બુદ્ધિથી, કષાયોથી પ્રેરાઈને પણ આ જે મેં દોષો કર્યા છે, ભયંકર દોષો કર્યા છે. એની ક્ષમા માગું છું.’ કષાયોની પ્રેરણાથી કર્યા છે, તમે તમારી જાતે નથી કર્યા. હજુ કરવું હોય તો પ્રતિક્રમણ કરજો, ના કરવું હોય તો તમારી મરજીની વાત છે.

❖❖❖❖❖

# [૪]
# એક પત્નીવ્રત એટલે જ બ્રહ્મચર્ય

## લોકનિંદ્ય નહીં, તે જ લોકપૂજ્ય

કળિયુગમાં એક ફક્ત ગૃહસ્થીને વિકાર કેટલો ઘટે કે એની સ્ત્રી પૂરતો જ. ગૃહસ્થધર્મ છે એટલે એની સ્ત્રી પૂરતો જ વિકાર હોય, તો ભગવાને એને એક્સેપ્ટ કરેલું છે. એક પત્નીવ્રતની ભગવાને છૂટ આપી છે કે બીજે દૃષ્ટિ પણ ના બગડે. બહાર જાય, ગમે ત્યાં જાય પણ દૃષ્ટિ ના બગડે. વિચાર પણ ના આવે, ને વિચાર આવે તો ક્ષમા માંગી લે એવું એક પત્નીવ્રત હોય તો ભગવાનને વાંધો નથી ! એ તો શું કહે છે, કે આ કાળમાં એક પત્નીવ્રતને અમે બ્રહ્મચર્ય કહીશું અને જે લોકનિંદ્ય નથી, માટે તેને અમે લોકપૂજ્ય કહીશું. ભગવાન કેવા ડાહ્યા છે !! આ કાળમાં જ્યાં ને ત્યાં બધે લોકોની નરી નિંદાઓ જ થઈ રહી છે અને લોકો નિંદ્યકર્મ જ કરી રહ્યા છે ને ? વેપારમાંય અને ધર્મમાંય, બધે ધંધો જ આ માંડ્યો છે ને ? એમાંય કોઈ અપવાદ હશે. અપવાદ તો હોય જ હંમેશાં. છતાં હિંદુસ્તાનમાં તો આજે સાત્ત્વિક વિચારના માણસો થવા માંડ્યા છે. એટલે આગળ ઉપર સારું થવાનું છે.

## 'એક પત્નીવ્રત' આ કાળનું બ્રહ્મચર્ય જ

જેણે લગ્ન કરેલું છે, તેને તો એક જ કાયદો અમે કરી આપેલો કે તારે બીજી કોઈ સ્ત્રી તરફ દૃષ્ટિ બગાડવાની નહીં. અને વખતે દૃષ્ટિ એવી થઈ જાય તો પ્રતિક્રમણ વિધિ કરવાની અને નક્કી કરવાનું કે આવું હવે ફરી નહીં કરું. પોતાની સ્ત્રી સિવાય બીજી સ્ત્રીને જોતો નથી, બીજી સ્ત્રી પર જેની દૃષ્ટિ રહેતી નથી, દૃષ્ટિ જાય છતાં એના મનમાં વિકારી

ભાવ થતો નથી, વિકારી ભાવ થાય તો પોતે ખૂબ પસ્તાવો કરે છે, એને આ કાળમાં એક સ્ત્રી છે છતાંય બ્રહ્મચર્ય કહેવાય.

આજથી ત્રણ હજાર વર્ષ પહેલાં હિન્દુસ્તાનમાં સોમાંથી નેવું માણસો એક પત્નીવ્રત પાળતા હતા. એક પત્નીવ્રત અને એક પતિવ્રત; કેવા સારા માણસો કહેવાય એ ! જ્યારે આજે ભાગ્યે જ હજારમાં એક હશે !

આ કાળમાં જેને પરસ્ત્રીનો વિચાર પણ ના આવે અને એક જ સ્ત્રી સાથે રહે તોય તેને અમે બ્રહ્મચર્ય કહીએ છીએ. એને સ્વરૂપનું જ્ઞાન ના હોય તોય તે દેવગતિમાં જાય. બોલો, ત્યારે આ દેવગતિવાળાઓએ કેટલી બધી સગવડો કરી ! બીજું, આઈસ્ક્રીમ ખાવાની ટેવ હશે એનો વાંધો નહીં આવે, સિનેમા જોવાની ટેવ હશે એનો વાંધો નહીં આવે, પણ આ સ્ત્રી-પુરુષના વિષય સંબંધનો મોટો ગુનો છે. તેમાંય લગ્ન કરેલું હોય તેટલાં પૂરતાનો વાંધો નહીં આવે. કારણ કે 'બાઉન્ડ્રી' છે, 'બાઉન્ડ્રી' ચૂક્યાનો વાંધો છે. કારણ કે તમે સંસારી છો, એટલે 'બાઉન્ડ્રી' હોવી જોઈએ. 'બાઉન્ડ્રી'માં મન પણ ના ચૂકવું જોઈએ, વાણી પણ ના ચૂકવી જોઈએ, વિચાર પણ ના ચૂકવો જોઈએ. એક પત્નીવ્રતના 'સર્કલ'માંથી વિચાર બહાર ના જવો જોઈએ, ને જાય તો વિચાર પાછો બોલાવી લેવાનો. આ કાળ વિચિત્ર છે, માટે 'બાઉન્ડ્રી'ની બહાર ના જવું જોઈએ.

જે કોઈ આ કાળમાં એક પત્નીવ્રતવાળો હોય તોય બહુ ઉત્તમ. તેને હું કહું કે, 'ભાઈ, તારે જ્ઞાનેય લેવાની જરૂર નથી. બીજી સ્ત્રી સંબંધી તને વિચારેય નથી આવતો, દૃષ્ટિય નથી માંડતો અને તારા સ્વપ્નામાં પણ બીજી સ્ત્રી નથી આવતી, તો જા તારે જ્ઞાન લેવાની જરૂર નથી.' અમે એક જ વાર આશીર્વાદ આપીએ કે જેથી ત્રીજે અવતારે મોક્ષે જતો રહે ! વગર જ્ઞાને !!! એક પત્નીવ્રત એ કંઈ જેવી તેવી વસ્તુ છે ?! એક પત્નીવ્રત હોય, તેને આ કાળમાં બ્રહ્મચારી જ કહેવાય છે. આ કાળમાં માણસ એક પત્નીવ્રત રહી શકે જ નહીં. હિન્દુસ્તાનમાં પચ્ચીસ-પચાસ માણસ એવાં નીકળે પણ તેય પાછાં જડભાવવાળા હોય, બુદ્ધિપૂર્વકના નહીં, અબુદ્ધિપૂર્વકના અને તેય તેમની પુણ્યૈના આધારે હોય.

## પરણો ચાર, પણ તેમને જ સિન્સીયર

આ તો નાછૂટકે પૈણવાનું કહ્યું છે અને પૈણું તો એક પત્નીવ્રત પાળજે, કહે છે. એક પત્નીવ્રત પાળતો હોય અને આ દુષમકાળ હોય અને જો બીજી જગ્યાએ દૃષ્ટિ ના બગડતી હોય, તો એને બ્રહ્મચર્ય કહ્યું.

**પ્રશ્નકર્તા :** ધારો કે બે વાઈફ હોય તો, એ શા માટે ખરાબ ?

**દાદાશ્રી :** કરોને બે વાઈફ. કરવામાં વાંધો નથી. પાંચ વાઈફ કરો તોય વાંધો નથી. પણ બીજી ઉપર દૃષ્ટિ બગાડે, બીજી સ્ત્રી જતી હોય, તેની પર દૃષ્ટિ બગાડે તો ખરાબ કહેવાય. કંઈ નીતિ-નિયમ તો હોવાં જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** મારી પાસે કોઈ પ્રિન્સિપલ્સ નથી.

**દાદાશ્રી :** તો જાનવરની પેઠ રાખવાની જરૂર છે ? જાનવરની પેઠ રાખીએ તો છૂટું જ હોય. તમારે જ્યાં આગળ અનુકૂળ આવે તેમ કરો. આ મનુષ્યોએ પોતાનો માનવધર્મ સચવાય એટલા માટે આ વ્યવસ્થા કરેલી છે. નહીં તો જાનવરમાં જ ગયો ને પછી તો ! પછી એ જાનવરમાં જ ખપી જાય ને ? કારણ કે કો'કની બેન-દીકરી હોય એવી આપણી બેન-દીકરી હોય, તો આપણે એટલાં માટે સેફસાઈડ જોવી જોઈએ ને ? આપણી બેન-દીકરી એવી કો'કની બેન-દીકરી.

ફરી પૈણવા માટે વાંધો નથી. મુસલમાનોમાં એક કાયદો કાઢ્યો કે બહાર દૃષ્ટિ ના બગાડવી જોઈએ. બહાર કોઈને છંછેડવું ના જોઈએ. પણ તમને એક સ્ત્રીથી ના પોષાતું હોય તો બે કરો. એ લોકોએ કાયદો રાખ્યો કે ચાર સુધી તમને છૂટ છે ! અને આપણને પોષાતી હોય તો ચાર કરો ને ? કોણ ના પાડે છે ? છો લોકો બૂમો પાડે ! પણ પેલી બાઈને દુઃખ ન હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ બાઈને તો નેચરલી દુઃખ હોય જ.

**દાદાશ્રી :** તો પણ કોઈને દુઃખ થાય એવું વર્તન ન હોવું જોઈએ. અને તે પોતાની સ્ત્રીને દુઃખ ના થાય, એ પહેલું જ જોવું જોઈએ. કારણ

કે આપણે એને વિશ્વાસ આપીને લાવ્યા છીએ. આપણે લગ્નથી બંધાયા છીએ. પ્રોમીસ આપેલું છે. પ્રોમીસ આપ્યા પછી જો દગો દઈએ તો પછી આપણે હિન્દુસ્તાનની આર્ય પ્રજા તો ના કહેવાઈએ, પણ અનાડી તો કહેવાઈએ ને !!

**પ્રશ્નકર્તા :** તો ચાર પત્ની કેમ કરે છે ?

**દાદાશ્રી :** મુસલમાનોને એમના કુરાનમાં લખ્યું, કુરાનનો કાયદો છે કે મુસલમાન દારૂ પીવે નહીં. દારૂનો છાંટો પડ્યો હોય તો એટલી જગ્યા કાપી નાખે, ખરો મુસલમાન આવો હોય. ખરો મુસલમાન કેવો હોય, કોઈ સ્ત્રી તરફ દૃષ્ટિ બગાડે નહીં અને જરૂર હોય તો બીજી પૈણે, ત્રીજી પૈણે, ચાર કરે પણ દૃષ્ટિ ના બગાડે. કેટલું સુંદર બંધારણ છે એનું. પણ શું થાય હવે, આ લોકો તો થઈ ગયા એવાં ! એટલે જ્યાં ને ત્યાં દૃષ્ટિ બગાડે છે.

**પ્રશ્નકર્તા :** ચાર પત્ની કરવાથી દૃષ્ટિ સુધરશે એવું કંઈ ખાતરી ખરી ?

**દાદાશ્રી :** ના, એ શું કહેવા માંગે છે. તું દૃષ્ટિ બગાડીશ નહીં. તું ચાર પત્ની કર એટલે પછી પોતે નક્કી કરેલું હોય કે મારે આટલામાં જ રહેવાનું છે. અને આ તો એને નક્કી થઈ ગયું, એક જ છે ને મારે ! એટલે બીજે બહાર દૃષ્ટિ બગાડવાની છૂટ થઈ ગઈ એને. આ બહાર દૃષ્ટિ બગાડવાથી શું થાય છે, કે એ કંઈ કાર્ય થતું નથી, પણ દૃષ્ટિ બગડવાથી બીજ પડે છે અને એ બીજમાંથી વૃક્ષ થાય છે. માટે અમે આ બધાને કહી દીધેલું કે તમારી દૃષ્ટિ બગડે તો તમે પ્રતિક્રમણ કરજો એટલે તમને બીજ નહીં પડે. દૃષ્ટિ બગડતાંની સાથે પ્રતિક્રમણ કરો.

**પ્રશ્નકર્તા :** એમનો ધર્મ એમ કહે છે કે ચાર સ્ત્રી પરણો પણ દૃષ્ટિ ન બગાડો. પણ દૃષ્ટિ બગાડવી-ન બગાડવી એ એના હાથમાં છે ને !

**દાદાશ્રી :** આ ભવમાં અત્યારમાં સાંભળ્યું હોય એ જ્ઞાન, તો આવતા ભવમાં ફીટ થઈને જ આવ્યો હોય. પછી બહાર દૃષ્ટિ ના બગડે.

**પ્રશ્નકર્તા :** ખાલી સાંભળ્યું હોય એ ?

**દાદાશ્રી :** હા, જ્ઞાન જો એણે સાંભળ્યું હોય આ, કે આવું જ કરવાનું છે તો આ ભવમાં બગડે વખતે, ગયા અવતારમાં સાંભળ્યું નથી એટલે. પણ આ તો આવતા ભવમાં ફીટ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ છતાં આ ભવમાં જે કર્મ બંધન કર્યા, એ તો ભોગવવા જ પડે ને પછી ?

**દાદાશ્રી :** એ તો ભોગવવા પડે, પણ બીજું.... બીજું નહીં ભોગવવું પડે. એનો અંત આવી જાય. પણ આ હિસાબ તોય આવી જાય. પણ એ લોકોને ચોખ્ખું કહ્યું છે. ચાર સુધી ભોગવજો, પણ તમે બહાર દ્દષ્ટિ ના બગાડશો અને તેય છે તે, એનું આરોગ્ય નિદાન છે. દ્દષ્ટિ બગાડવી એ આરોગ્ય ઉપર બાધક છે. એ કાયદો મુસલમાનોનો બહુ ગમે છે અમને. મુસલમાનોનો કાયદો, બહુ સારો કાયદો !

મુસલમાનોનાં શાસ્ત્રોમાંય એવાં સરસ કાયદા છે કે ભાઈ, તારે પૈણવું હોય તો ચાર પૈણજે, પણ દ્દષ્ટિ ના બગાડીશ કોઈની ઉપર. આ એમનો કાયદો સરસ છે ને ? તને કેવો લાગે છે ? વધારે ગુનો તો દ્દષ્ટિ બગાડવાનો છે, સ્ત્રીઓ રાખ્યાનો નથી. દ્દષ્ટિ બગાડ્યાનો ગુનો બહુ છે. બીજી બધી સ્ત્રીઓ તરફ દ્દષ્ટિ કરે તો, તે સારું કહેવાય ? માટે પોતાનું જે છે, એ ભોગવવાનું છે. ભગવાને શું કહ્યું છે ? તું ભોગવ, પણ તારું હક્કનું જે છે તે ભોગવ. અણહક્કનું ના ભોગવીશ. અમથા અણહક્કના ભોગવવાના ચાળા કરીએ, તેનાં તો ભવોભવ બધા બગડી જાય. હવે તારી દ્દષ્ટિ બીજી જગ્યાએ નહીં જાયને ? કોઈ દહાડોય નહીં જાયને ? આ કાળમાં આની કિંમત વધારે અંકાઈ છે. કસોટીનો કાળ છે એટલે દ્દષ્ટિ પણ બદલાવી ના જોઈએ. અને બદલાઈ હોય તો પ્રતિક્રમણ આપેલું છે, એનાથી ચોખ્ખું કરી નાખવાનું.

## ખપે સૂક્ષ્મથી પણ એક પત્નીવ્રત

આ કાળમાં એક પત્નીવ્રતને અમે બ્રહ્મચર્ય કહીએ છીએ અને

તીર્થંકર ભગવાનના વખતમાં જે બ્રહ્મચર્યનું ફળ મળતું હતું, તે જ ફળ પામશે, એની અમે ગેરેન્ટી આપીએ છીએ.

**પ્રશ્નકર્તા :** એક પત્નીવ્રત કહ્યું, તે સૂક્ષ્મથી કે એકલું સ્થૂળ ? મન તો જાય એવું છે ને ?

**દાદાશ્રી :** સૂક્ષ્મથી પણ હોવું જોઈએ અને વખતે મન જાય તો મનથી છૂટું રહેવું જોઈએ. અને એના પ્રતિક્રમણ કર કર કરવાં પડે. મોક્ષે જવાની લિમિટ કઈ ? એક પત્નીવ્રત અને એક પતિવ્રત. એક પત્નીવ્રત કે એક પતિવ્રતનો કાયદો હોય, એ લિમિટ કહેવાય.

હવે આખી જિંદગી બીજે મન ના બગડ્યું, તો તારું ગાડું સારું જશે. નહીં તો પછી....

**પ્રશ્નકર્તા :** બરાબર, આપે કહ્યું એ પ્રમાણે એક પત્નીવ્રત જ, એની સિવાય બીજું કાંઈ નહીં.

**દાદાશ્રી :** બીજે તો દૃષ્ટિ પણ ના બગડવી જોઈએ અને બગડે તો તરત પ્રતિક્રમણ કરજે. અનંત અવતાર છૂટી જઈને મોક્ષે જવાનું એ કંઈ સહેલી વસ્તુ નથી અને પેલું બ્રહ્મચર્ય હોય તો તો વાત જ જુદી છે ને !

**પ્રશ્નકર્તા :** હમણાં તો લગ્ન કરું છું, પણ અમુક વર્ષો પછી તો બ્રહ્મચર્ય લઈ શકાય ને ?

**દાદાશ્રી :** હા, બેઉ જણ લેવા તૈયાર હોય તો લેવાય. બન્નેય તૈયાર હોય તો પાંચ વર્ષ પછી પણ લેવાય.

**પ્રશ્નકર્તા :** પણ આ બ્રહ્મચારીઓ જેવું તો રીઝલ્ટ આવે નહીં ને ?

**દાદાશ્રી :** એ તો ભૂતને જોડે ફેરવવું જ પડે ને ! અને પેલી બઈ જાણે કે આ ભૂતને મારે ફેરવવો પડે છે. એટલે આ ઉપાધિ તો ખરી જ ને ! એક ફેરો સહીસિક્કા થઈ ગયેલા એટલે કરાર તૂટે નહીં ને ! જ્યારે બ્રહ્મચારીને તો કોઈ નામ દઈ શકે નહીં ને ? કોઈ દાવો જ ના માંડે ને ? એટલે એના જેવું તો એકેય નહીં.

**પ્રશ્નકર્તા :** તો સિન્સીયરલી એક પત્નીવ્રત પાળીએ તો વાંધો ના આવે ને ?

**દાદાશ્રી :** પછી આપણી આ પાંચ આજ્ઞા પળાય તો મોક્ષ થાય. આ પાંચ આજ્ઞા પાળવી જોઈએ ફક્ત અને એક પત્નીવ્રત પાળે એટલે બહુ સારું કહેવાય, બ્રહ્મચર્ય જેવું જ ફળ આપે.

**પ્રશ્નકર્તા :** પણ આટલો વખત બ્રહ્મચર્યની જે ભાવના કરી છે, બ્રહ્મચર્યનાં જે બીજ નાખ્યાં છે, તો આવતા ભવમાં તો દીક્ષા મળશે ને ?

**દાદાશ્રી :** એની ચિંતા કરીને આપણે શું કામ છે ? અત્યારે તો આપણે અત્યારની ભાંજગડ કરવી. આવતાં ભવની ભાંજગડ અત્યારે કરીએ તો શું થાય ? અત્યારે તો આપણી શી સ્થિતિ છે ? અત્યારે આપણા દોષ દેખાય છે ને ? લોકોના દોષ ના દેખાવા જોઈએ. પોતાના દોષ દેખાવા જોઈએ. કોઈના દોષ દેખાતા હોય તો પ્રતિક્રમણ કરવું પડે. એવું બધું જોવું. બીજું, આવતા ભવની ભાંજગડ તો એની મેળે થઈ રહેશે. એ તો પરીક્ષા જેવી આપીએ, વાંચ્યું હશે એવું થશે. આવતો અવતાર તો માર્ક છે.

## હક્કનું પણ નોર્માલિટીમાં

**પ્રશ્નકર્તા :** એક પત્નીવ્રતને હક્કનો વિષય કહેવાય, તે પણ નોર્માલિટીમાં હોય ત્યાં સુધી હક્ક ગણાય. ને એબોવ નોર્મલ થાય તો ?

**દાદાશ્રી :** તોય હક્કનો જ કહેવાય પણ અણહક્ક જેવું, એને ખરાબ કહેવાય નહીં ને ?

**પ્રશ્નકર્તા :** હવે બીજી સ્ત્રી છે, તે એનાં રાજીપાથી આપણને ખેંચતી હોય અને બેઉના રાજીપાનો સોદો હોય, તો એ હક્કનો વિષય થયો કે નહીં ?

**દાદાશ્રી :** ના, ત્યાં જ ચોકડી મારી છે ને ! અને આ રાજીપાથી જ બધું બગડ્યું છે ને !!! આ રાજીપાથી આગળ ગયા એટલે બધું ભયંકર અધોગતિમાં જવાની નિશાનીઓ થઈ ! પછી એ અધોગતિમાં જ જાય. બાકી પોતાને ઘેર નોર્માલિટી રાખે તો એ દેવ કહેવાય, મનુષ્યમાં પણ દેવ

કહેવાય. અને પોતાને ઘેર એબોવ નોર્મલ થયો, એ બધું જાનવરપણું કહેવાય. પણ એ પોતાનું ખૂએ, બીજું કશું નહીં, પોતાની દુકાન બધી ખાલી થઈ જાય, પણ પેલા અણહક્કના જેવું જોખમ ના કહેવાય. આ હક્કવાળાને તો ફરી મનુષ્યપણુંય મળે ને એ મોક્ષની નજીક યે જાય. એક પત્નીવ્રત એ છેલ્લી લિમિટ છે, પેલાં બધાં કરતાં ઉત્તમ. આવી ચર્ચા હિન્દુસ્તાનમાં કોઈ જગ્યાએ થતી નથી.

## તારી તાકાત પ્રમાણે પૈણ

**પ્રશ્નકર્તા :** આપણા ધર્મમાં એક જ પત્નીનો ફાયદો છે, પણ આપણે ત્યાં કેટલાંક રાજાને ત્રણ પત્નીઓ કેમ હતી ?

**દાદાશ્રી :** એવું છે ને, કેટલાંક તો ત્રણ પત્ની રાખતા. અને ઋષભદેવ ભગવાનના પુત્ર ભરત ચક્રવર્તી હતા, એમને તેરસો રાણીઓ હતી. એટલે આપણું ધર્મશાસ્ત્ર શું કહે છે કે લગ્ન કરજો. પણ દૃષ્ટિ ના બગાડશો. અને એક લગ્નથી તમને સંતોષ ન રહેતો હોય અને બીજી કોઈ સ્ત્રી પર દૃષ્ટિ જતી હોય તો બીજી પૈણજો. ત્રીજી પર દૃષ્ટિ જતી હોય તો ત્રીજી પૈણજો. પણ દૃષ્ટિ ના બગડેલી રાખજો. આ દૃષ્ટિ બગડવાથી ભયંકર રોગો ઊભા થાય છે.

**પ્રશ્નકર્તા :** આપણામાં તો એક જ કહ્યું છે અને પહેલાં તો ત્રણ-ત્રણ એવું કેમ છે ?

**દાદાશ્રી :** તમનેય કહું છું કે, તમારી શક્તિ જોઈએ. એકની જોડે તો વઢંવઢા કરો છો એટલે પછી એક જણ તો હતો, તે પછી બીજી પૈણી લાવ્યો. તે મેં એને પૂછયું કે, 'ભઈ, હવે શું કરો છો તમે ? બે વાઈફ અને તું શું કરું છું ? આ તો ચાલીસ વર્ષ પહેલાંની વાત કરું છું હું. આજની નહીં. ત્યારે એ કહે, 'નવી કરે રોટલા અને જૂની કરે દાળ, બંદા બેઠા કઢી હલાવે, ત્રણેવ હારંહાર !' શક્તિ હોય તો કરોને, નિવેડવાની શક્તિ જોઈએ. એકને ન પહોંચી વળે ને આમ બૂમો પાડે પછી !

એક પત્નીવ્રત પાળશો ને ? ત્યારે કહે 'પાળીશ.' તો તમારો મોક્ષ

છે ને બીજી સ્ત્રીનો સહેજ વિચાર આવ્યો, ત્યાંથી મોક્ષ ગયો. કારણ કે એ અણહક્કનું છે. હક્કનું ત્યાં મોક્ષ અને અણહક્કનું ત્યાં જાનવરપણું.

અને આપણાં ઋષિમુનિઓ તો એક સ્ત્રી રાખતા હતા, ને તેય વરસમાં એકાદ વખત ઠીક છે, એકાદ વખત પુત્રદાન આપવા પૂરતા પૈણતા હતા.

**પ્રશ્નકર્તા :** મારું પૂછવાનું કે મન-વચન-કાયાથી બ્રહ્મચારી જગતમાં પાકેલાં કોઈ ?

**દાદાશ્રી :** અત્યારે હોય નહીં.

**પ્રશ્નકર્તા :** પહેલાં ખરાં ?

**દાદાશ્રી :** પહેલાં તો ખરાં જ ને ! આપણે ત્યાં મહાસતીઓ થતી એ એક પતિવ્રતા. આ ઋષિમુનિઓ બધા એક પત્નીવ્રતવાળા.

**પ્રશ્નકર્તા :** મહાસતીને પતિ તો ખરો જ ને ?

**દાદાશ્રી :** હા, પણ પતિવ્રતવાળી. પતિવ્રતનો નિયમ બિલકુલ ભંગ નહીં થવા દેવાનાં અને પેલા ઋષિમુનિઓ તો સંપૂર્ણ બ્રહ્મચર્ય વ્રતવાળા.

**પ્રશ્નકર્તા :** પણ એ તો એવું સહેજે લઈને આવેલા હોય ને ?

**દાદાશ્રી :** એ તો એવો માલ ભરેલો અને અત્યારે આ લોકોએ આવો માલ ભર્યો, તે એવો નીકળે છે. પણ હવે નવેસરથી કેવો ભરવો, તે પોતાના આધિન ખરું ને ?

**પ્રશ્નકર્તા :** દેવોમાં એક પત્નીવ્રત હશે ?

**દાદાશ્રી :** એક પત્નીવ્રત એટલે કેવું કે આખી જિંદગી એક જ દેવી જોડે પસાર કરવાની. પણ જ્યારે બીજાની દેવી દેખે કે મનમાં એવાં ભાવ થાય કે 'આપણાં કરતાં પેલી સારી છે' એવું થાય ખરું, પણ જે છે એમાં કશો ફેરફાર થાય નહીં.

**પ્રશ્નકર્તા :** આ દેવગતિમાં પુત્રનો સવાલ નથી, છતાંય ત્યાં વિષય

તો ભોગવે જ છે ને ?

**દાદાશ્રી :** ત્યાં આવો વિષય ના હોય. આ તો ગંદવાડો નર્યો. દેવ તો અહીં ઊભા યે ના રહે. ત્યાં એમનો વિષય કેવો હોય છે ? ખાલી દેવી આવે કે એને જુએ, એટલે એમનો વિષય પૂરો થઈ ગયો, બસ ! કેટલાંક દેવલોકને તો એવું હોય છે કે બેઉ આમ હાથ અડાડે કે સામસામી બેઉ જણા હાથ દબાવી રાખે તો એ વિષય પૂરો થઈ જાય. દેવલોકોય જેમ જેમ ઊંચે ચઢે, તેમ તેમ વિષય ઓછો થતો જાય. કેટલાંક તો વાતચીત કરે કે વિષય પૂરો થઈ ગયો. જેને સ્ત્રીનો સહવાસ ગમે છે એવાંય દેવલોકો છે અને જેને ખાલી સ્ત્રી અમથી એક કલાક ભેગી થાય એટલે બહુ આનંદ થાય એવાંય દેવલોકો છે અને કેટલાંક એવાં દેવલોકોય છે કે જેમને સ્ત્રીની જરૂર જ નથી હોતી. એટલે બધી જાતના દેવલોકો છે.

એવાંય કેટલાંક મનુષ્યો છે, જેમને સંડાસમાં બેસવાનું ગમતું નથી. એને આ ગંધ જ ના ગમતી હોય. તો એમને માટે દેવલોકોની ભૂમિકા છે.

❖❖❖❖❖

# [૫]
# અણહક્કના વિષયભોગો, નર્કનું કારણ

## પરપુરુષ-પરસ્ત્રી નર્કનું કારણ

આ વિષયને ઝેર જાણ્યું જ નથી, આનું જોખમ જાણ્યું જ નથી ને નર્કે જવાય એવું થઈ ગયું છે. માટે કંઈક પાછાં ફરે તો નર્કગતિ બચે.

પરસ્ત્રી અને પરપુરુષ એટલે પ્રત્યક્ષ નર્કનું કારણ છે. નર્કે જવું હોય તો ત્યાં જવાનો વિચાર કરો. અમારે એનો વાંધો નથી. તમારે અનુકૂળ હોય તો એ નર્કના દુ:ખનું વર્ણન કરું, તે સાંભળતા જ તાવ ચઢી જશે તો ત્યાં એ ભોગવતાં તારી શી દશા થશે ? બાકી પોતાની સ્ત્રીનો તો કોઈ વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** પણ એ બન્ને પતિ-પત્ની હોય તો ?

**દાદાશ્રી :** પતિ-પત્નીને કુદરતે એક્સેપ્ટ કરેલું છે. તેમાં જો કદી વિશેષભાવ ના થાય તો વાંધો નહીં. કુદરતે એટલું ચાલવા દીધું છે. એટલું પાપરહિત પરિણામ કહેવાય. ત્યારે આમાં બીજાં પાપ બધાં બહુ છે. એક જ ફેરો વિષય કરવાથી કરોડો જીવ મરી જાય છે. એ કંઈ ઓછાં પાપ છે ?! પણ તોય એ પરસ્ત્રી જેવું મોટું પાપ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** છતાં એમાં પાપ તો ખરું ને ?

**દાદાશ્રી :** ખરું. તેથી આ લોકોએ નિષ્પાપી રહેવા માટે શોધખોળ કરેલી ને ? કે નિષ્પાપી રહેવા માટે શો ઉપાય ? બ્રહ્મચર્યમાં આવવું જોઈએ. અહીં જો સ્ત્રી-પુરુષનું બ્રહ્મચર્ય પળાય, તો તો દેવલોકો જેવું સુખ આવે. પછી તો સંસાર દેવલોક જેવો લાગે. દૃષ્ટિ ના માંડે એ જીત્યો. દૃષ્ટિ

માંડી કે ખલાસ થઈ ગયું. દૃષ્ટિ તો માંડવી જ ના જોઈએ.

**પ્રશ્નકર્તા :** આપે જે પરપુરુષ ને પરસ્ત્રીગમનનું ભય સિગ્નલ બતાવ્યું, એનું 'કૅઝ્યુઅલ કનેક્શન' શું છે ?

**દાદાશ્રી :** આપણા અહીં જ્ઞાન લીધા પછી આવા દોષવાળો તો સીધો નર્કમાં જાય. કારણ કે જ્ઞાન લીધા પછી તો દગો કહેવાય. જ્ઞાનીને દગો કહેવાય અને સત્સંગને દગો કહેવાય. ભયંકર દગો કહેવાય, એટલે નર્કનો અધિકારી થઈ જાય. એટલા માટે અમે ચેતવ ચેતવ કરીએ. અત્યારના લોકોને જે વિષયો છે, એ તો જાનવરોનેય ના હોય. આ તો કળિયુગની નિશાની છે. બિચારા બળતરામાં ને બળતરામાં આખો દહાડો મહેનત કરે અને પછી ભાન ના રહે ને ?!

અને આ માલ કંઈ ફરી મનુષ્યમાં આવે એવો માલ નથી. આ તો રખડી મરવાનો બધો માલ છે. પહેલાંનો જૂનો માલ હતો, એ તો એક પત્નીવ્રતવાળો. કારણ કે જૂનો માલ તો ચારિત્રને સમજતો હતો કે મારી છોડી એવી ના થાય, એવું બધું એ જાણે કે હું કો'કને ત્યાં નુકસાન કરું તો કો'ક મારે ત્યાં નુકસાન કરે અને પછી પોતાની છોકરી એવી જ થાય.

## શિયળ લૂંટનારા, નર્કાધિકારી

**પ્રશ્નકર્તા :** નર્કમાં ખાસ કોણ વધારે જાય ?

**દાદાશ્રી :** શિયળ લૂંટનારાને સાતમી નર્ક છે. જેટલી મીઠાશ આવી હતી, એનાથી અનેકગણી કડવાશ અનુભવે ત્યારે એ નક્કી કરે કે હવે ત્યાં નર્કે નથી જવું. એટલે આ જગતમાં કંઈ પણ ના કરવા જેવું હોય તો તે કોઈનું શિયળ ના લૂંટવું. ક્યારેય પણ દૃષ્ટિ ના બગડવા દઈશ. શિયળ લૂંટે પછી નર્કમાં જાય ને માર ખા ખા કરે. આ દુનિયામાં શિયળ જેવી ઉત્તમ કોઈ ચીજ જ નથી. આ જગતમાં શીલવાન જેવી ઉત્તમ વસ્તુ કોઈ જ નથી.

**પ્રશ્નકર્તા :** આ કાળમાં શિયળનું કોઈને મહત્ત્વ જ નથી, તો પછી

શિયળ લૂંટાયા જેવું કોઈને લાગે જ નહીંને ?

**દાદાશ્રી :** આ કાળમાં લોકોને પહેલાંના કાળ જેવું શિયળેય લૂંટતા નથી આવડતું ને ! તેથી બહુ ત્યારે પહેલી, બીજી, ત્રીજી કે ચોથી નર્કે જાય. અત્યારે આ કાળમાં ચાર નર્ક ખુલ્લી છે, તે ત્યાં સુધી જાય. એથી આગળની બંધ થઈ ગયેલી છે. આગળની તો આ કાળના લોકો માટે હોય નહીંને ! આ ચોળિયાં જેવાં જીવો. આગળની નર્કમાં જનારા તો પ્રખર પુરુષ અને આ તો ચોળિયાં બિચારાં તે, 'બેન, બેન' કહીને શિયળ લૂંટે એવાં લોક, આ લોક તો 'બેન' કહીને દગાફટકા રાખે. પેલાં લોક આવાં દગાફટકા ના કરે.

**પ્રશ્નકર્તા :** દગોફટકો દુનિયા જોડે કે વ્યક્તિ જોડે ?

**દાદાશ્રી :** દુનિયા ને વ્યક્તિ બધાય જોડે. આ કાળના લોકો જે છે ને, તે તો પોતાની જાતને હઉ દગો દે.

આપણે અહીં આ સત્સંગમાં એવો દગાફટકાનો વિચાર આવે તો હું બોલું કે આ મીનીંગલેસ વાત છે. અહીં એવો વ્યવહાર કિંચિત્‌માત્ર ના ચાલે અને એવો વ્યવહાર ચાલે છે એવું મારા લક્ષમાં આવ્યું તો હું બાળી મેલીશ, ભયંકર બાળી મેલીશ. આ જગ્યાએ કિંચિત્‌માત્ર એવું ના ચાલે, આ સંઘ એવો ના હોય, અહીં એવી ભૂલ કરાય નહીં.

અમે તો ઘણાં એવા માણસો જોયા છે કે બનેવી હોય છતાં સગી બેનને 'પૈણેલો' હોય છે. પછી છે તે બનેવીને ત્યાં રોજ જાય. અરે, બનેવીને ત્યાં જ મુકામ. એવાં તો ઘણાં કેસ જોયેલા. હું એને કહું પણ ખરો કે 'અલ્યા, શું ધંધો માંડ્યો છે ? કયા અવતારે છૂટીશ તું ? મારી પાસે આવ, જો ફરી આવું ના કરવાનો હોય તો હું તને ચોખ્ખો કરી આપીશ.' આ વર્લ્ડમાં ગમે તેવાં ગુના કર્યા હોય, ગમે તેવાં ગુના લઈને આવે તોય, જો ફરી જિંદગીમાં ના કરવાનો હોય, તો બધી રીતે ચોખ્ખો હું કરી આપું. આ લોકોએ કેવા ભયંકર ગુના કર્યા છે. 'બેન, બેન' કરીને પૈણેલા. પણ આ લોકોને સાતમી નર્ક ના હોય. બહુ ત્યારે પહેલી, બીજી, ત્રીજી કે ચોથી નર્કમાં જાય.

## ભયંકર જોખમી, અણહક્કના વિષયો

આ દુનિયામાં કોઈ ચીજ બંધન કરતી નથી. લક્ષ્મી કે બીજી કોઈ ચીજ બંધન કરતી નથી. ફક્ત પરસ્ત્રી એકલી જ બંધન કરે છે. જ્યાં પરસ્ત્રીની લૂંટ ચાલે છે, ત્યાં બંધન છે. બીજે કોઈ જગ્યાએ દુઃખ છે જ નહીં. આપણું આ જ્ઞાન એવું છે, બીજે બધેથી છોડાવડાવે, પણ પરસ્ત્રીમાં જે ફસાયો, તે નરકનો અધિકારી થઈ જાય. માટે તેનાથી છૂટવાં માટે અહીં 'વિધિ' કરી લેવી પડે. માણસ છે એ ભૂલચૂક તો કરે જ ને હવે !

એટલે અહીં જોખમ આટલું જ છે. કોઈનીય એમાં ભૂલચૂક થતી હોય તો મારી પાસે માફી માંગી છોડાવી જવું. તેની હું વિધિ કરી આપીશ. આ જ્ઞાન મળ્યા પછી જાતજાતનાં કર્મો લઈને આવ્યા હોય, એમાં કોણ કેવો બંધાયેલો હોય, તે શી ખબર પડે ? તું લક્ષ્મીથી બંધાયેલો હોય તેનો વાંધો નહીં, એ દંડ તને માફ કરાવી દઈશ. પણ આ પરસ્ત્રીનો એકલો જ મોટો દંડ છે. તે પણ મારી પાસે માફ કરાવવાના કાયદા છે. મારી પાસે બધુંય સાધન છે.

## દાદા છોડાવે નર્કગતિથી

માનવતાનો અધિકાર કેટલો ? કે જે પોતાની પરણત હોય, અધિકારનું હોય એટલું જ પોતાનું અને બીજું પારકું લેવાય નહીં. મારું એ મારું અને તારું એ તારું. તારું મારે જોઈએ નહીં, મારું તને આપું નહીં, એનું નામ માનવતા !

જેને પરસ્ત્રીનો ત્યાગ થયો, તે ભગવાન થવા માંડે. પરસ્ત્રી એ રોગ મોટો હશે કે નહીં ? બહુ મોટો કહેવાય ! એથી જ જગત ઊભું રહ્યું છે. એ ગાયો-ભેંસોને ચાલે, ત્યાં તો ચોરીય નથી ને બ્રાહ્મણેય નથી. ગાયો-ભેંસોમાં ચોરી હોય ? ત્યાં બ્રાહ્મણને બેસાડે નહીં ને ? આ તો મનુષ્યમાં તો વિવેક કરવામાં આવે છે અને કુદરતનું બંધન જ એવું છે. મનુષ્યમાં આવ્યો તે બંધન જ હોય, મહામુશ્કેલી !

તને કંઈ પસ્તાવો થાય આ સાંભળીને !

**પ્રશ્નકર્તા :** બહુ જ થાય છે.

**દાદાશ્રી :** પસ્તાવામાં બળે તોય પાપો ખલાસ થઈ જાય. બે-ચાર જણ આ વાત સાંભળીને મને એવું કહે કે, 'અમારું શું થશે ?' મેં કહ્યું, 'અલ્યા, ભાઈ, હું તને બધું સમું કરી આપીશ. તું આજથી ડાહ્યો થઈ જા.' જાગ્યા ત્યારથી સવાર. એની નર્કગતિ ઉડાડી મૂકું. કારણ કે મારી પાસે બધા રસ્તા છે. હું કર્તા નથી એટલે. જો હું કર્તા થાઉં તો મને બંધન થાય. હું તમને જ દેખાડું કે આમ કરો હવે. તે પછી બધું ઊડી જાય અને એમ બીજી કેટલીક વિધિઓ કરીએ.

## એનાં જોખમો તો ખ્યાલમાં રાખો

એટલે ખરું જોખમ જાણવું જોઈએ કે ના જાણવું જોઈએ ? જોખમ યાદ રહેશે કે તને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હવે ભૂલાય નહીં ને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** આખી જિંદગી ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** છોકરાઓને બિચારાને તો મુશ્કેલી ને ? હજુ પૈણ્યાં ના હોય. આવું જોખમ સંબંધી કોઈ ઉપદેશ આપતું ના હોય ! કોઈ આપે છે ? ના. કારણ કે લોક વિષયી છે. પોતે વિષયી માણસ, એ વિષયો સંબંધી ઉપદેશ કેમ આપી શકે ? પોતે ચોરી કરતો હોય, તે 'ચોરી ના કરવી' એવો ઉપદેશ કેવી રીતે આપી શકે ? જોખમ તો સમજવું ના પડે ? જગતમાં કોઈ આ જોખમ કહે નહીં. લોકો તો 'તમે બહુ સરસ છો, બહુ સરસ છો.' એમ કહેશે. આ લોક તો સારું, સારું જ કહેને ! કોના બાપાની દિવાળી ?! ચંદુભાઈ પાસેથી પાંચસો રૂપિયા જોઈતા હોય તો, 'ચંદુભાઈ સંત પુરુષ થઈ ગયા,' કહે. એટલે પાંચસો રૂપિયાનો ચેક લખી આપે.

પારકી સ્ત્રી જોડે ફરીએ તો લોકો આંગળી કરે ને ? એટલે આ સમાજવિરોધક છે અને બીજું તો અંદર બહુ જાતની ઉપાધિ થાય છે. નર્કની વેદનાઓ એટલે ઈલેક્ટ્રિક ગેસમાં ઘણાં કાળ સુધી બળ્યા કરવાનું ! એક ઈલેક્ટ્રિક ગરમીની વેદનાવાળી નર્ક છે અને બીજી ઠંડીની વેદનાવાળી નર્ક છે. ત્યાં એટલી બધી ઠંડી છે કે આપણે પાવાગઢ પર્વત નાખીએ તો એનો પથરો આવડો મોટો ના રહે, પણ એના કણેકણ છૂટા પડી જાય ! એટલી બધી ઠંડી છે. પણ ત્યાં અત્યારે તો એ છેલ્લી ત્રણ નર્કો બંધ થઈ ગઈ છે. ઠંડીવાળું જોખમ બંધ થઈ ગયું છે. આ ગરમીવાળું જોખમ હજુ ચાલુ છે. અત્યારે એવા પાપ કરનારો કોઈ છે જ નહીં. આ જીવડાં શું પાપ કરી શકે બિચારાં ! રેશન અને ભેળસેળવાળો માલ લાવીને ખાય, તે કેટલાં પાપ કરી શકે ?! એટલે છેલ્લી ત્રણ નર્કમાં જવાય એવાં પાપ કરનારા જન્મતાં જ નથી. બાકી આ નાના પ્રકારના પાપ કરનારા એ બધા પહેલી ચાર નર્કે જાય. એમાં એ અહીં બહુ મોટો શૂરવીર (!) હોય, ત્યારે એના માટે એ નર્ક ઊઘડે. પાપ કરતાં આવડે નહીં, તેને શું થાય ? આ તો બધા મહીં અંદર ને અંદર મારંમાર કરે, બહાર મારતો નથી.

**પ્રશ્નકર્તા :** પણ પ્રકૃતિ વિષયી નથી, એ કેવી રીતે ?

**દાદાશ્રી :** પ્રકૃતિ વિષયી નથી, એ તો એક પરસ્ત્રી સિવાય. આ લોક તો અવળું ઝાલી પાડે. મારા શબ્દોને તારી ભાષામાં અવળું લઈ જવું હોય, તો તને વાર લાગે ખરી ? પછી જો તમે પરસ્ત્રી ને બીજું બધું જોખમ અવળું લઈ પડો, તો તો પછી દુનિયામાં તમને ફાવે તેમ ચાલવાનું થઈ ગયું ! પણ પરસ્ત્રીના જોખમમાં તો કેટલાં કેટલાં જોખમ ઊભાં રહ્યાં છે ! એ જ્યાં જાય ત્યાં તમારે જવું પડશે, એને મા કરવી પડશે ! આજે ઘણાંય એવા દીકરા છે કે જે એની પૂર્વભવની રખાતને પેટે જન્મેલા છે. એ મારા જ્ઞાનમાં હઉ આવેલું. દીકરો ઊંચી નાતનો હોય અને મા નીચી નાતની હોય, મા નીચી નાતમાં જાય અને દીકરો ઊંચી નાતમાંથી નીચી નાતમાં પાછો આવે. જો ભયંકર જોખમો !! ગયા અવતારે જે સ્ત્રી હોય, તે આ અવતારે મા થાય. ને આ અવતારે મા હોય, તો આવતાં અવતારે સ્ત્રી થાય. એવું આ જોખમવાળું જગત છે ! વાતને ટૂંકામાં સમજી જજો !!

પ્રકૃતિ વિષયી નથી, એ વાત મેં બીજી રીતે કહેલી. પણ આ તો અમે પહેલેથી કહેતા આવ્યા છીએ કે આ એકલું જોખમ છે.

## બેઉ સહમત તોય જોખમ

**પ્રશ્નકર્તા :** બન્ને પાર્ટીને સંમત હોય તો જોખમ ખરું ?

**દાદાશ્રી :** સંમતિ હોય તોય જોખમ છે. બન્ને સામસામે ખુશી હોય એમાં શું દહાડો વળ્યો ? એ જ્યાં જવાની હોય ત્યાં આપણે જવું પડે. આપણે મોક્ષે જવું છે ને એના ધંધા આવાં છે. તો આપણી શી દશા થાય ? ગુણાકાર ક્યારે મળે ? એટલાં માટે દરેક શાસ્ત્રકારોએ દરેક શાસ્ત્રમાં વિવેકને માટે કહેલું છે કે પૈણજો. નહીં તો આ રખડેલ ઢોર હોય તો કોને ઘેર સાવધાની રહે ? પછી 'સેફસાઈડ' જ શું રહે ? કઈ જાતની સેફસાઈડ રહે ? તું કેમ બોલતો નથી ? પાછલી ચિંતામાં પડી ગયો ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હું તને ધોઈ આપીશ. અમારે તો એટલું જોઈએ છે કે અત્યારે અમને ભેગા થયા પછી કોઈ ડખલ નથી ને ? પાછલી ડખલ હોય, તો તેને છોડવા માટે અમારી પાસે બહુ જાતના આંકડા છે. તારે મને ખાનગીમાં કહી દેવાનું. હું તને તરત ધોઈ આપીશ. કળિયુગમાં માણસની શું ભૂલ ના થાય ! કળિયુગ છે અને ભૂલ ના થાય, એવું બને જ નહીં ને ?!

## બ્રહ્મચર્યના ઈચ્છાવાનને ઉગારે જ્ઞાન

તારી ઈચ્છા તૂટી ગઈ છે કે ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** તો હું તારો કચરો કાઢી નાખીશ. જેની ઈચ્છા ના તૂટી હોય, તેનો કચરો શી રીતે કઢાય ?!

**પ્રશ્નકર્તા :** મરતાં સુધી ઈચ્છા ના જાય તો શું થાય ?

**દાદાશ્રી :** શેની ઈચ્છા છે ?

**પ્રશ્નકર્તા :** કોઈ પણ ઈચ્છા હોય.

**દાદાશ્રી :** બીજી બધી ઈચ્છા થશે તેનો વાંધો નથી, પણ વિષય સંબંધી ના હોવી જોઈએ. એકની જોડે ડાયવોર્સ લઈને બીજી જોડે લગ્ન કરવાની ઈચ્છા હશે તેનો વાંધો નથી, પણ લગ્ન હોવું જોઈએ. એટલે એની બાઉન્ડ્રી હોવી જોઈએ. 'વિધાઉટ એની બાઉન્ડ્રી' એટલે હરૈયા ઢોર કહેવાય. પછી એમાં અને મનુષ્યમાં ફેર નથી.

**પ્રશ્નકર્તા :** રખાત રાખી હોય તો ?

**દાદાશ્રી :** રખાત રાખી હોય, પણ તે રજિસ્ટર્ડ હોવું જોઈએ. પછી બીજી ના હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** એમાં રજિસ્ટર કરાય નહીં, કરે તો મિલકતમાં ભાગ માંગે, અનેક લફરાં થાય.

**દાદાશ્રી :** મિલકત તો આપવી પડે, જો આપણને સ્વાદ જોઈતો હોય તો ! પાંસરા રહોને એક અવતાર, આમ શું કરવાને કરો છો ? અનંત અવતાર સુધી આવું ને આવું કર્યું ! એક અવતાર પાંસરા રહોને ! પાંસરું થયા વગર છૂટકો નથી. સાપેય દરમાં પેસતી વખતે સીધો થાય કે વાંકો ચાલે ?

**પ્રશ્નકર્તા :** સીધો ચાલે. હવે પરસ્ત્રીમાં જોખમ છે, એ ખોટું છે એવું આજે જ સમજાય છે. અત્યાર સુધી તો આમાં શું ખોટું છે ? એવું જ રહેતું હતું.

**દાદાશ્રી :** તમને કોઈ અવતારમાં કોઈએ 'આ ખોટું છે' એવો અનુભવ નથી કરાવ્યો, નહીં તો આ ગંદવાડમાં કોણ પડે ? પાછી નર્કની જવાબદારી આવે !

**પ્રશ્નકર્તા :** અને નર્કમાં જવાનું થાય, એ તો ખરાબ જ ને ?

**દાદાશ્રી :** આ વાત જ એવી છે, આ હરૈયું કામ છે ને, એ બધું

નર્કે જ લઈ જાય.

આપણું આ વિજ્ઞાન મળ્યા પછી હાર્ટિલી પસ્તાવો કરે તોય બધાં પાપો બળી જાય. બીજા લોકોનાં પણ પાપો બળી જાય, પણ આખું ના બળી જાય. આપણે તો આવું વિજ્ઞાન મળ્યા પછી, એ વિષય ઉપર ખૂબ પસ્તાવો રાખ્યા કરે, તો પછી પાર નીકળી જાય !

આ એકલો જ રોગ એવો છે કે નર્કમાં લઈ જનારો છે અને નર્કમાં ગયો કે પછી ફરી જ્ઞાની પુરુષ ભેગા ના થાય, આ સત્સંગ ભેગો ના થાય ! મોક્ષમાર્ગ હાથમાંથી જતો રહે ! એટલે પરસ્ત્રીગમન, પરસ્ત્રીવિચાર એ નર્કમાં લઈ જનારા છે ! આ ચાદર કાઢી નાખે તો ? કોઈ હાથ ના અડાડે ! એટલે એમાં શું જોવા જેવું છે ? એનો તો વિચાર સરખોય ના આવવો જોઈએ ! તેથી જ અમે બૂમો પાડીએ છીએ ને ! અત્યારે દહીંવડાં બધું જ ખાવા દઈએ છીએ ને ! પણ મોટામાં મોટું જોખમ આ છે ! નર્કમાં જતાંય ઠેકાણું નહીં પડે !

સંસારી લોક તો ઠગાઈ ગયેલા, બિચારાને ખબર નથી ! અને અહીં તો આની જો ખબર હોય અને પછી જો કદી માર ખાય તો બહુ ખોટું કહેવાય ને ?!

અત્યાર સુધી રઝળી મર્યા છે, તેનું કારણ જ આ વિષય છે ને ! તે ના હોવું જોઈએ અને હોય તો તેને એકદમ છોડી ના દેવાય, પણ એનાં તો તરત પ્રતિક્રમણ કરવાં પડે. વિષય, તે કંઈ આમ ને આમ છોડ્યું છૂટી જાય એવું છે ? આ તો અનંત અવતારથી વળગેલું છે, તે જલદી છૂટે નહીં ! રાત-દિવસ એક વિષયના જ નિરંતર પ્રતિક્રમણ કર્યા કરવાં પડે, અને તેય દૃષ્ટિ બગડ્યા પહેલાં પ્રતિક્રમણ કરી નાખવાં પડે.

## અણહક્કના વિષયથી સ્ત્રીપણું ના છૂટે

**પ્રશ્નકર્તા :** વચમાં જે પેલી વાત થયેલી. પુરુષે ઉત્તેજન આપ્યું છે, કપટ કરવા માટે, તો એમાં પુરુષ મુખ્ય કારણરૂપ છે. અમારો જે જીવનવ્યવહાર અને એમનું જે કપટ, એમની જે ગાંઠ, એમાં જો હું કંઈ

જવાબદાર હોઉં તો એ માટે વિધિ કરી આપજો કે હું એમને છોડી શકું.

**દાદાશ્રી :** હા, વિધિ કરી આપીશું. એમને કપટ વધ્યું, તે એને માટે આપણે પુરુષો રિસ્પોન્સિબલ છીએ. એ ઘણાં પુરુષોને આ જવાબદારીનું ભાન બહુ ઓછું હોય છે. એ જો બધી રીતે મારી આજ્ઞા પાળતો હોય તો પણ સ્ત્રીને ભોગવવા માટે પુરુષ સ્ત્રીને શું સમજાવે ? સ્ત્રીને કહેશે કે હવે આમાં કશો વાંધો નથી. એટલે સ્ત્રી બિચારી ભૂલ-થાપ ખઈ જાય. એને દવા ના પીવી હોય.... અને ના જ પીવાની હોય. છતાં પ્રકૃતિ પીવાવાળી ખરી ને ! પ્રકૃતિ તે ઘડીએ ખુશ થઈ જાય. પણ એ ઉત્તેજન કોણે આપ્યું ? તો આપણે એનાં જવાબદાર. જેમ અજ્ઞાની માણસ હોય ને તે સીધો રહેતો ના હોય કોઈની જોડે. કોઈ સ્ત્રીઓ હોંશિયાર થયેલી હોય બિચારી. એને પેલો માણસ શું કહે ? તું તો બહુ જ અક્કલવાળી છું. ખૂબ એનાં વખાણ કરે ને. એટલે એની ઈચ્છા ના હોય તોય એ પુરુષ જોઈન્ટ થઈ જાય. હવે માણસો સ્ત્રીને પોતાનું ગમતું છે તે બોલે, તો એ સ્ત્રી એને વશ થઈ જાય. પોતાને ગમતું કોઈ પુરુષ બોલે, બધી બાબતમાં કહે ને, 'કરેક્ટ, બહુ સારું.' અને એનો ધણી જરા વાંકો હોય અને બીજો પુરુષ છે તો પછી આવું મીઠું બોલે, તો અવળું થાય ખરું ?

**પ્રશ્નકર્તા :** થાય, દાદા.

**દાદાશ્રી :** આ બધી સ્ત્રીઓ એના લીધે જ સ્લિપ થયેલી. કોઈ મીઠું લગાડે કે ત્યાં થઈ જાય. આ બહુ ઝીણી વાત છે. સમજાય એવું નથી.

**પ્રશ્નકર્તા :** સમજાય, દાદા.

**દાદાશ્રી :** હવે પુરુષ તો પેલું સ્વાર્થ કાઢવા માટે કરે છે અને પેલીને રોગ પેસી જાય, કાયમનો. અને પુરુષ તો સ્વાર્થી નીકળે, એટલે ચાલ્યું. એ તાંબાનો લોટો નીકળ્યો આ. ધોઈ નાખ્યો એટલે સાફ પણ પેલીને ચઢ્યો કાટ. એનો કપટનો સ્વભાવ બંધાઈ જાય. એને ઈન્ટરેસ્ટ આવે એટલે પછી સ્ત્રીનો સ્વભાવ બંધાઈ જાય.

તમને બીજો એક દાખલો આપું. આપણે ઘેર છોકરા હોય, તે અવળું

કરે ત્યારે વઢીએ, મારીએ. એ રિસાઈને જતો રહેતો હોય. એવું પાંચ-સાત-દસ વખત ઘડાયું હોય, તો થોડું કંટાળે તો ખરો ને ?

**પ્રશ્નકર્તા :** હા, કંટાળે.

**દાદાશ્રી :** મા-બાપને કામ લેતાં ના આવડે એટલે. આજના બધા છોકરા પાસે મા-બાપને કામ લેતાંય નથી આવડતું. એ છોકરો કંટાળી જાય ને ! હવે પડોશી શું કહે ? એય બાબા, આય બા. તે આવે. અલ્યા, લાવો મહીંથી જરા, પેલો નાસ્તો લાવો. એટલે પછી ભઈને પછી જે કહે એ કરી આપે કે નહીં એને ?

**પ્રશ્નકર્તા :** કરી આપે અને મા-બાપો માટે ઘૃણા ઉત્પન્ન થઈ જાય.

**દાદાશ્રી :** અને આનાં ઉપર ?

**પ્રશ્નકર્તા :** એના માટે પ્રેમ ઉત્પન્ન થાય. એ કહે એ બધું કરવા તૈયાર થાય.

**દાદાશ્રી :** એવી રીતે સ્ત્રીને પોતાના ધણીથી ઘૃણા ઉત્પન્ન થાય એટલે પછી. કારણ કે એને વિષય ગમે છે અને પેલો પુરુષ છે તે સારું બોલવા માંડ્યો. એટલે એ રૂપાળો દેખાતો જાય. એને એન્કરેજ કરે. એનું કામ કાઢી લેવા માટે એન્કરેજ કરે આને અને એ જાણે કે ઓહોહો.... મારે અક્કલ નથી, છતાં આટલી બધી અક્કલ થઈ ગઈ આ, એમ કહે છે. એટલે લપટાયા કરે. કોઈને સમજાય એવી વાત છે આ ?

**પ્રશ્નકર્તા :** સમજાય છે.

## સતી થયે, મોક્ષ પાકો

**દાદાશ્રી :** ગમે તેવું બને, ધણી ના હોય, ધણી જતો રહેલો હોય, તોય પણ બીજા પાસે જાય નહીં. એ જો ગમે તેવો હોય, ખુદ ભગવાન પુરુષ થઈને આવ્યો હોય, પણ ના. 'મને મારો ધણી છે, ધણીવાળી છું.' એ સતી કહેવાય. અત્યારે સતીપણું કહેવાય, એવું છે આ લોકોનું ? કાયમ નથી એવું, નહીં ? જમાનો જુદી જાતનો છે ને ! સત્‌યુગમાં એવો ટાઈમ

કો'ક ફેરો આવે છે, સતીઓને માટે જ. તેથી સતીઓનું નામ લે છેને આપણાં લોક !!

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ સતી થવાની ઈચ્છાથી. એનું નામ લીધું હોય તો કો'ક દહાડો સતી થાય અને વિષય તો બંગડીઓના ભાવથી વેચાય છે. એવું તમે જાણો ? એ સમજ્યા નહીં મારું કહેવાનું ?

**પ્રશ્નકર્તા :** હા, બંગડીઓના ભાવથી વેચાય છે.

**દાદાશ્રી :** કયા બજારમાં ? કોલેજોમાં ! કયા ભાવથી વેચાય છે ? સોનાના ભાવે બંગડીઓ વેચાય. પેલી હીરાના ભાવે બંગડીઓ વેચાય ! બધે એવો મળી આવે નહીં. બધે એવું નથી. કેટલીક તો સોનું આપે તોય ના લે. ગમે તેવું આપો તોય ના લે ! પણ બીજી તો વેચાય ખરી, આજની સ્ત્રીઓ. સોનાના ભાવે ના હોય તો બીજાના ભાવે પણ વેચાય !

અને માંસાહાર ક્યારેય ના કરતો હોય. પણ બે-ત્રણ દહાડાનો ભૂખ્યો હોય, તો મરી જવા તૈયાર થાય કે માંસાહાર કરે ? માંસાહાર કરે જ નહીં, ગમે તેવું થાય, અને બોલેય ખરો, મરી જઈશ પણ કરું નહીં, કોઈ દહાડો ના કરું. ભૂખે મરી જવાય તો ભલે. પણ એને બે-ત્રણ દહાડા થાય ને ભૂખમાં મરી જવાય એવું લાગે તો ? કોઈ દેખાડે તો ?

**પ્રશ્નકર્તા :** તો કરી નાખે કદાચ, જીવવા માટે.

**દાદાશ્રી :** કરી જ નાખે. અને ત્યાં ના કરે, એ સતી કહેવાય. મોઢે બોલે તો એવું જ હોય એને, મરી જવાય તોય ના કરું.

એટલે આ વિષયને લઈને સ્ત્રી થયો છે. ફક્ત એકલાં જ વિષયથી જ અને પુરુષે ભોગવી લેવા માટે એને એન્કરેજ કરી અને બિચારીને બગાડી. બરકત ના હોય તોય એનામાં બરકત હોયને એવું મનમાં માની લે. ત્યારે કહેશે, શાથી માની લીધું ? શી રીતે માને ? પુરુષોએ કહે કહે કર્યું જ. એટલે એ જાણે કે આ કહે છે, 'એમાં ખોટું શું છે ?' એનાં મેળે માની લીધેલું ના હોય. તમે કહ્યું હોય, 'તું બહુ સરસ છે. તારા જેવી તો

સ્ત્રી હોતી જ નથી.' એને કહીએ કે 'તું રૂપાળી છું.' તો એ રૂપાળી માની લે. આ પુરુષોએ સ્ત્રીઓને સ્ત્રી તરીકે રાખી. અને સ્ત્રી મનમાં જાણે કે હું પુરુષોને બનાવું છું. મૂર્ખ બનાવું છું. આમ કરીને પુરુષો ભોગવીને છૂટા થઈ જાય છે. એની જોડે ભોગવી લે, જાણે કે આ રસ્તે ભટકવું હોય.... બહુ સમજાતું નહીં ને ?! થોડું થોડું ?

**પ્રશ્નકર્તા :** સમજાય છે, કમ્પ્લીટ. પહેલાં પુરુષોનો કંઈ વાંક નથી એવી રીતે સત્સંગો ચાલતા હતા. પણ આજે વાત નીકળી ત્યારે લાગ્યું કે પુરુષ પણ આ રીતે જવાબદાર બહુ મોટો બની જાય છે.

**દાદાશ્રી :** પુરુષ જ જવાબદાર છે. સ્ત્રીને સ્ત્રી તરીકે રાખવામાં પુરુષ જ જવાબદાર છે.

**પ્રશ્નકર્તા :** હા. એટલે એવું નથી કે સ્ત્રી જે છે એ લાંબા જન્મ સુધી સ્ત્રીના અવતારમાં રહેશે એવું નક્કી નથી. પણ એ લોકોને ખબર પડતી નથી એટલે એનો ઉપાય થતો નથી.

**દાદાશ્રી :** ઉપાય થાય તો સ્ત્રી, પુરુષ જ છે. એ ગાંઠને જાણતા જ નથી બિચારા. અને ત્યાં આગળ ઈન્ટરેસ્ટ આવે છે. ત્યાં મજા આવે છે એટલે પડી રહે છે અને કોઈ રસ્તો આવું જાણે નહીં, એટલે દેખાડે નહીં. એ ફક્ત સતી સ્ત્રીઓ એકલી જાણે, સતીઓને એનાં ધણી, એ એક ધણી સિવાય બીજા કોઈનો વિચાર જ ના કરે અને એ ક્યારેય પણ નહીં, એનો ધણી તરત ઓફ થઈ જાય, જતો રહે તોય નહીં. એ જ ધણીને ધણી જાણે. હવે એ સ્ત્રીઓનું બધું કપટ ઓગળી જાય. કોનું કપટ ઓગળી જાય ?

**પ્રશ્નકર્તા :** સતી સ્ત્રીઓનું.

**દાદાશ્રી :** જે સ્ત્રી બિલકુલ સતી તરીકે કામ કરે છે, એનાં બધા રોગ મટી જાય.

**પ્રશ્નકર્તા :** અત્યારે અમે તમારા જ્ઞાનથી અને અમારા દોષો આપને બતાવીને, અમારાથી પણ સતી થવાય ને ?

**દાદાશ્રી :** સતી તો પહેલેથી થયા ના હોય અને બગડી ગયા પછી એ પણ સતી થવાય. જ્યારથી નિશ્ચય કર્યો ત્યારથી સતી થઈ શકે.

**પ્રશ્નકર્તા :** અને જેમ એ સતીપણું સાચવીએ તેમ તેમ કપટ ઓગળતું જશે ?

**દાદાશ્રી :** સતીપણું તો કર્યું એટલે કપટ તો જવા જ માંડે એની મેળે જ. તમારે કશું કહેવું ના પડે. તો પેલી મૂળ સતી એ જન્મથી સતી હોય એટલે એને કશું પહેલાંનો ડાઘ હોય નહીં. અને તમારે પહેલાંનાં ડાઘ રહી જાય અને ફરી પાછાં પુરુષ થાવ. સતીપણાથી બધું ખલાસ થઈ જાય. જેટલી સતીઓ થયેલી, એનું બધું ખલાસ થઈ જાય અને એ મોક્ષે જાય. સમજાય છે થોડું ? મોક્ષે જતાં સતી થવું પડશે. હા, જેટલી સતીઓ થઈ એ મોક્ષે ગઈ, નહીં તો પુરુષ થવું પડે.

## સર્વકાળે શંકા જોખમી જ

આ છોડીઓ બહાર જતી હોય, ભણવા જતી હોય તોય આમ શંકા. 'વાઈફ' ઉપરેય શંકા. એવો બધો દગો ! ઘરમાંય દગો જ છે ને, અત્યારે ! આ કળિયુગમાં પોતાના ઘરમાં જ દગો હોય. કળિયુગ એટલે દગાનો કાળ. કપટ ને દગો, કપટ ને દગો, કપટ ને દગો ! એમાં શું સુખને માટે કરે છે ? તેય ભાન વગર બેભાનપણે ! બુદ્ધિશાળી માણસને દગો ને કપટ ના હોય. નિર્મળ બુદ્ધિવાળાને ત્યાં કપટ ને દગો ના હોય. આ તો 'ફૂલિશ' માણસને ત્યાં અત્યારે દગો ને કપટ હોય. કળિયુગ એટલે 'ફૂલિશ' જ ભેગાં થયાં છે ને !

**પ્રશ્નકર્તા :** પણ આ જે દગો ને કપટ થાય, એમાં પણ રાગ અને દ્વેષ કામ કરે ને ?

**દાદાશ્રી :** એ રાગ-દ્વેષ હોય તો જ આ બધું કામ થાય ને ! નહીં તો રાગ-દ્વેષ નથી, તેને તો કશું છે જ નહીં ને ! રાગ-દ્વેષ ના હોય તો જે કરે, એ કપટ કરે તો વાંધો નથી ને સારું કરે તોય વાંધો નથી. કારણ કે એ ધૂળમાં રમે છે ખરો, પણ તેલ ચોપડેલું નથી અને પેલો તેલ ચોપડીને

ધૂળમાં રમે છે.

**પ્રશ્નકર્તા :** પણ આ દગો ને કપટ કરવામાં બુદ્ધિનો ફાળો ખરો ને ?

**દાદાશ્રી :** ના, સારી બુદ્ધિ, એ કપટ ને દગો કાઢી નાખે. બુદ્ધિ 'સેફસાઈડ' નાખે. એક તો શંકા મારી નાખે, પછી આ કપટ ને દગો તો હોય જ અને પાછાં પોતાના સુખમાં જ દરેક રાચતાં હોય.

**પ્રશ્નકર્તા :** પણ પોતાના સુખમાં રહેવા માટે બુદ્ધિના ઉપયોગથી દગો ને કપટ રમી શકે ને ?

**દાદાશ્રી :** જ્યાં પોતાની જાતનું સુખ ખોળવું ત્યાં સારી બુદ્ધિ હોય જ નહીં ને ! સારી બુદ્ધિ તો સામુદાયિક સુખ ખોળે કે આખું મારું ઘર સુખી થાય. પણ આ તો છોકરો પોતાનું સુખ ખોળતો હોય, બૈરી પોતાનું સુખ ખોળતી હોય, છોડી પોતાનું સુખ ખોળતી હોય, બાપ પોતાનું સુખ ખોળતો હોય, દરેક પોતપોતાનાં સુખ ખોળે છે. આ તો ઊઘાડું કરે ને, તો ઘરનાં માણસો ભેગાં રહે નહીં. પણ આ તો બધાય ભેગાં રહે છે ને ખાય છે ને પીવે છે ! ઢાંકેલું તે જ સારું.

બાકી શંકા રાખવા જેવી ચીજ જ નથી, કોઈ પ્રકારે. એ શંકા જ માણસને મારી નાખે. આ બધાં શંકાને લઈને મરી જ રહ્યાં છે ને ! એટલે આ દુનિયામાં મોટામાં મોટું ભૂત હોય તો શંકાનું ભૂત છે. મોટામાં મોટું ભૂત ! જગતમાં કંઈક લોકોને ખઈ ગયેલી, ભરખી ગયેલી ! માટે શંકા ઊભી જ ના થવા દેવી. શંકા જન્મતાં જ મારવી. ગમે તેવી શંકા ઊભી થાય તો જન્મતાં જ એને મારવી, એનો વેલો વધવા ના દેવો. નહીં તો જંપીને નહીં બેસવા દે શંકા, એ કોઈને જંપીને ના બેસવા દે. શંકાએ તો લોકોને મારી નાખેલા. મોટા મોટા રાજાઓને, ચક્રવર્તીઓને પણ શંકાએ મારી નાખેલા.

લોકોએ કહ્યું હોય 'આ નાલાયક માણસ છે.' તોય આપણે એને લાયક કહેવો. કારણ કે વખતે નાલાયક ના પણ હોય. ને એને નાલાયક

કહેશો તો બહુ દોષ બેસશે. સતી હોય ને જો વેશ્યા કહેવાઈ ગઈ તો ભયંકર ગુનો, તેનું કેટલાંય અવતાર સુધી ભોગવ્યા કરવું પડશે. માટે કોઈનાય ચારિત્ર-સંબંધમાં બોલશો નહીં. કારણ કે એ ખોટું નીકળે તો ? લોકના કહેવાથી આપણેય કહેવા લાગીએ તો એમાં આપણી શી કિંમત રહી ? અમે તો એવું કોઈ દહાડોય કોઈનુંય બોલીએ નહીં, ને કોઈનેય બોલ્યો નથી. હું તો હાથ જ ના ઘાલું ને ! એ જવાબદારી કોણ લે ? કોઈનાં ચારિત્ર્ય-સંબંધી શંકા ના કરાય. બહુ મોટું જોખમ છે. શંકા તો અમે ક્યારેય લાવીએ નહીં. જોખમ આપણે શું કરવા લઈએ ?

## અંધારામાં, આંખો ક્યાં સુધી તાણવી ?

**પ્રશ્નકર્તા :** પણ શંકાથી જોવાની મનની ગ્રંથિ પડી ગઈ હોય તો ત્યાં કયું 'એડજસ્ટમેન્ટ' લેવું ?

**દાદાશ્રી :** આ તમને દેખાય છે કે આનું ચારિત્ર ખરાબ છે, તે શું તેવું પૂર્વે નહોતું ? આ તો ઓચિંતું કંઈ ઉત્પન્ન થઈ ગયેલું છે ? એટલે સમજી લેવા જેવું છે આ જગત, કે આ તો આમ જ હોય. આ કાળમાં ચારિત્ર્યસંબંધી કોઈને જોવું જ નહીં. આ કાળમાં તો બધે એવું જ હોય. ઉઘાડું ના હોય, પણ મન તો બગડે જ. એમાં સ્ત્રીચારિત્ર્ય તો નર્યું કપટ અને મોહનું જ સંગ્રહસ્થાન, તેથી તો સ્ત્રીનો અવતાર આવે. આમાં સહુથી સારામાં સારું એ કે જે વિષયથી છૂટ્યા હોય.

**પ્રશ્નકર્તા :** આ ચારિત્ર્યમાં તો આમ જ હોય એ જાણીએ. છતાંય મન શંકા દેખાડે ત્યારે તન્મયાકાર થઈ જવાય. ત્યાં ક્યું 'એડજસ્ટમેન્ટ' લેવું ?

**દાદાશ્રી :** આત્મા થયા પછી બીજામાં પડવું જ નહીં. આ બધું 'ફોરેન ડીપાર્ટમેન્ટ'નું છે. આપણે 'હોમ'માં રહેવું. આત્મામાં રહોને ! આવું 'જ્ઞાન' ફરી ફરી મળે એવું નથી, માટે કામ કાઢી લો. એક જણને એની 'વાઈફ' પર શંકા આવ્યા કરે. તેને મેં કહ્યું કે શંકા શેને લીધે થાય છે ? તેં જોયું, તેને લીધે શંકા થાય છે ? શું નહોતું જોયું ત્યારે નહોતું બનતું આવું ? આપણાં લોક તો પકડાય, તેને ચોર કહે. પણ પકડાયો

નથી, તે બધા મહીંથી ચોર જ છે. પણ આ તો પકડાયો, તેને ચોર કહે છે. અલ્યા, એને શું કરવા ચોર કહે છે ? એ તો સુંવાળો હતો. ઓછી ચોરી કરી છે તેથી પકડાયો. વધારે ચોરી કરનારાં પકડાતાં હશે ?

**પ્રશ્નકર્તા :** પણ પકડાય ત્યારે ચોર કહેવાય ને ?

**દાદાશ્રી :** ના. ઓછી ચોરીઓ કરે, તે પકડાય. અને પકડાય એટલે લોક, એને ચોર કહે. અલ્યા, ચોર તો આ નથી પકડાતા, તે છે. પણ જગત તો આવું જ છે.

એટલે એ ભાઈ મારું વિજ્ઞાન આખું સમજી ગયો. પછી એ મને કહે છે કે, 'મારી વાઈફ ઉપર હવે બીજા કોઈનો હાથ ફરે, તોય હું ભડકું નહીં.' હા, આવું જોઈએ. મોક્ષે જવું હોય તો આમ છે. નહીં તો લઢવાડ કર્યા કરો તમારી મેળે. તમારી 'વાઈફ' કે તમારી સ્ત્રી, આ દુષમકાળમાં તમારી થાય નહીં અને એવી ખોટી આશા રાખવીય ફોગટ છે. આ દુષમકાળ છે, એટલે આ દુષમકાળમાં તો જેટલાં દહાડા આપણને રોટલા ખવડાવે છે એટલા દહાડા આપણી અને નહીં તો બીજાને ખવડાવે તો એની.

એટલે બધા 'મહાત્મા'ઓને કહી દીધેલું કે શંકા ના રાખશો. નહીં તોય મારું કહેવાનું, કે જોયું ના હોય ત્યાં સુધી તેને સત્ય માનો છો જ શા માટે, આ કળિયુગમાં ? આ છે જ પોલમ્પોલ ! જે મેં જોયું છે, તેનું તમને વર્ણન કરું તો બધાં માણસ જીવતાં જ ના રહે, તો હવે એવાં કાળમાં એકલા પડી રહેવું મસ્તીમાં અને આવું 'જ્ઞાન' જોડે હોય, એનાં જેવું તો એકુંય નહીં.

માટે કામ કાઢી લેવા જેવું છે અત્યારે. તેથી અમે કહીએ છીએ ને, કે કામ કાઢી લો, કામ કાઢી લો ! એ કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે આવું કોઈ કાળે આવતું નથી અને આવ્યું છે, તો માથું મેલીને કામ કાઢી લો !!

એટલે તમને સમજાયું ને ? કે ના જોયું તો કશું થાત નહીં. આ તો દેખ્યાનું ઝેર છે !

**પ્રશ્નકર્તા :** હા, દેખાયું એટલે જ એવું થાય છે.

**દાદાશ્રી :** આ બધું જગત અંધારામાં પોલમ્પોલ જ ચાલી રહ્યું છે. અમને આ બધું 'જ્ઞાન'માં દેખાયું. અને તમને જોવામાં ના આવ્યું એટલે તમે જુઓ અને ભડકો ! અલ્યા, ભડકો છો શું ? બધું આમાં આ તો આમ જ ચાલી રહ્યું છે, પણ તમને દેખાતું નથી. આમાં ભડકવા જેવું છે જ શું ? તમે આત્મા છો, તો ભડકવા જેવું ક્યાં રહ્યું ? આ તો બધું જે 'ચાર્જ' થઈ ગયેલું, તેનું જ 'ડિસ્ચાર્જ' છે ! જગત ચોખ્ખું 'ડિસ્ચાર્જ'મય છે. 'ડિસ્ચાર્જ'ની બહાર આ જગત નથી. એટલે અમે કહીએ છીએ ને, 'ડિસ્ચાર્જ'મય છે એટલે કોઈ ગુનેગાર નથી.

**પ્રશ્નકર્તા :** એટલે એમાંય કર્મનો સિદ્ધાંત કામ કરે ને ?

**દાદાશ્રી :** હા. કર્મનો સિદ્ધાંત જ કામ કરી રહ્યો છે, બીજું કશું નહીં. માણસનો દોષ નથી, આ કર્મ જ ભમાવે છે બિચારાંને. પણ એમાં શંકા રાખે ને, તો પેલો મરી જાય વગર કામનો.

## મોક્ષે જનારાઓને

દેહાધ્યાસ છૂટે તો જાણવું કે મોક્ષે જવાની તૈયારી થઈ. દેહાધ્યાસ એટલે દેહમાં આત્મબુદ્ધિ ! એ બધું દેહાધ્યાસ કહેવાય. કોઈ ગાળ ભાંડે, મારે, આપણી 'વાઈફ'ને આપણી રૂબરૂ ઉઠાવી જાય તોય મહીં રાગ-દ્વેષ ના થાય તો જાણવું કે વીતરાગનો માર્ગ પકડાયો છે ! લોક તો પછી પોતાની નબળાઈને લઈને ઉઠાવી જવા દે છે ને ! પેલો જબરો હોય તો 'વાઈફ'ને ઉઠાવી જવા દે છે ને ?!

એટલે આ કશું પોતાનું છે જ નહીં. આ બધું જ પારકું છે. માટે વ્યવહારમાં રહેવું હોય તો વ્યવહારમાં મજબૂત થા ને મોક્ષે જવું હોય તો મોક્ષને લાયક થા ! જ્યાં આ દેહ પણ પોતાનો નથી, ત્યાં સ્ત્રી પોતાની શી રીતે થાય ? છોડી પોતાની શી રીતે થાય ? એટલે તમારે તો બધી જાતનું વિચારી નાખવું જોઈએ, કે સ્ત્રી ઉઠાવી જાય તો શું કરવું ?!

જે બનવાનું છે તેમાં ફેરફાર થાય એવું નથી, એવું 'વ્યવસ્થિત' છે.

માટે ભડકશો નહીં. એટલે એમ કહ્યું છે કે 'વ્યવસ્થિત' છે ! ના જોવામાં આવે ત્યારે કહેશે, 'મારી વહુ' અને જોયું એટલે ફફડાટ ! અલ્યા, પહેલેથી હતું જ આવું. આમાં નવું ખોળશો જ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ 'દાદા'એ બહુ ઢીલું મૂકી દીધું.

**દાદાશ્રી :** મારું કહેવાનું કે દુષમકાળમાં આપણે ખોટી આશા રાખીએ, એનો અર્થ જ નથી ને ! અને આ સરકારે પણ 'ડાયવોર્સ'નો કાયદો કાઢી આપ્યો. સરકાર પહેલેથી જાણે કે આવું થવાનું છે. માટે કાયદો પહેલો નીકળે. એટલે હંમેશાં દવાનો છોડવો પહેલો પાકે, ત્યાર પછી રોગ ઉત્પન્ન થાય. એવી રીતે આ કાયદો પહેલો નીકળે, ત્યાર પછી અહીં લોકોના એવાં બનાવ બને !

## ચારિત્ર્ય સંબંધી 'સેફસાઈડ'

માટે જેને બૈરીના ચારિત્ર્ય સંબંધી શાંતિ જોઈતી હોય, તો તેણે રંગે એકદમ કાળી છૂંદણાવાળી બૈરી લાવવી કે જેથી જેનું કોઈ ઘરાક જ ના થાય, કોઈ એને સંઘરે જ નહીં. અને એ જ એમ કહે કે, 'મને કોઈ સંઘરનારા નથી. આ એક ધણી મળ્યા એ જ સંઘરે છે.' એટલે એ તમને 'સિન્સીયર' રહે, બહુ 'સિન્સીયર' રહે. બાકી, રૂપાળી હોય તેને તો લોક ભોગવે જ. રૂપાળી હોય એટલે લોકોની દૃષ્ટિ બગડવાની જ ! કોઈ રૂપાળી વહુ લાવે તો અમને એ જ વિચાર આવે કે આની શી દશા થશે ! કાળી છૂંદણાવાળી હોય તો જ 'સેફસાઈડ' રહે.

વહુ બહુ રૂપાળી હોય ત્યારે પેલો ભગવાન ભૂલે ને ?! અને ધણી બહુ રૂપાળો હોય તો એ બઈ યે ભગવાન ભૂલે ! માટે રીતસર બધું સારું. આપણા ઘૈડિયા તો એવું કહેતા કે 'ખેતર રાખવું ચોપાટ અને બૈરું રાખવું કોબાડ.' આવું શાના માટે કહેતાં કે જો વહુ બહુ રૂપાળી હશે તો કો'ક નજર બગાડશે. એનાં કરતાં આ વહુ જરા કદરૂપી સારી, જેથી કોઈ નજર બગાડે નહીં ને ! આ ઘૈડિયાઓ બીજી રીતે કહેતા હતા, એ ધર્મની રીતે નહોતા કહેતા. હું ધર્મની રીતે કહેવા માગું છું. વહુ કદરૂપી હોય તો આપણને કોઈ ભો જ નહીં ને ! ઘેરથી બહાર નીકળ્યા તોય કોઈ નજર

બગાડે જ નહીં ને ! આપણા ઘૈડિયાં તો બહુ પાકા હતાં. પણ હું જે કહેવા માગું છું, તે એવું નથી. એ જુદું છે. એ કદરૂપી હોય ને, તે આપણા મનને બહુ હેરાન ના કરે, ભૂત થઈને વળગે નહીં.

## કેવી દગાખોરી આ !

આ લોક તો કેવાં છે ? કે જ્યાં 'હોટલ' દેખે, ત્યાં 'જમે.' માટે શંકા રાખવા જેવું જગત નથી. શંકા જ દુઃખદાયી છે. હવે જ્યાં હોટલ દેખે ત્યાં જમે, એમાં પુરુષેય એવું કરે છે ને સ્ત્રી પણ એવું કરે છે. પાછું સામે પુરુષને એવું નથી કે મારી સ્ત્રી શું કરતી હશે ? એ તો એમ જ જાણે કે મારી સ્ત્રી તો સારી છે. પણ એની સ્ત્રી તો એને પાઠો ભણાવતી હોય ! પુરુષો પણ સ્ત્રીને પાઠ ભણાવે અને સ્ત્રીઓ પણ પુરુષોને પાઠો ભણાવે !! તો પણ સ્ત્રીઓ જીતે છે. કેમ કે આ પુરુષોને કપટ નહીં ને ! તેથી પુરુષો સ્ત્રીઓથી છેતરાઈ જાય !!

એટલે જ્યાં સુધી 'સિન્સીયારિટી-મોરાલિટી' છે, ત્યાં સુધી સંસાર ભોગવવા જેવો હતો. અત્યારે તો ભયંકર દગાખોરી છે. આ દરેકને એની 'વાઈફ'ની વાત કહી દઉં, તો કોઈ પોતાની 'વાઈફ' પાસે જાય નહીં. હું બધાનું જાણું, પણ કશુંય કહું-કરું નહીં. જો કે પુરુષેય દગાખોરીમાં કંઈ ઓછો નથી. પણ સ્ત્રી તો નર્યું કપટનું જ કારખાનું ! કપટનું સંગ્રહસ્થાન, બીજે ક્યાંય ના હોય, એક સ્ત્રીમાં જ હોય.

આ સંડાસ હોય છે, તેમાં સહુ કોઈ લોકો જાય ને ? કે એક જ માણસ જાય ?

**પ્રશ્નકર્તા :** બધાં જ જાય.

**દાદાશ્રી :** તો બધાં જેમાં જાય, એ સંડાસ કહેવાય છે. એટલે જ્યાં આગળ બહુ લોક જાય ને, એનું નામ સંડાસ ! જ્યાં સુધી એક પત્નીવ્રત અને એક પતિવ્રત હોય, ત્યાં સુધી એ ઊંચામાં ઊંચી વસ્તુ કહેવાય. ત્યાં સુધી ચારિત્ર્ય કહેવાય, નહીં તો પછી સંડાસ કહેવાય. તમારે ત્યાં સંડાસમાં કેટલાં માણસ જતાં હશે ?

**પ્રશ્નકર્તા :** ઘરનાં બધાં જ જાય.

**દાદાશ્રી :** એક જ જણ ના જાય ને ? એટલે પછી બે જાય કે બધાં જ જાય, પણ એ સંડાસ કહેવાય.

આ તો હોટલ આવી ત્યાં જમે. અરે, ખાય-પીવે હઉં ! માટે શંકા કાઢી નાખજો. શંકાથી તો હાથમાં આવેલો મોક્ષ પણ જતો રહે. એટલે આપણે એમ જ સમજી લેવાનું કે એને હું પૈણેલો છું અને એ મારી ભાડૂતી છે ! બસ, આટલું મનમાં સમજી રાખવાનું. પછી તો બીજાં ગમે તેની જોડે ફરતી હોય તોય આપણે શંકા ના કરવી. આપણે કામ સાથે કામ છે ને ? આપણને સંડાસની જરૂર હોય તો સંડાસ જઈ આવવું ! ગયા વગર ચાલે નહીં, એનું નામ સંડાસ. તેથી તો જ્ઞાનીઓ ચોખ્ખું કહે છે ને, કે સંસાર એ દગો છે.

**પ્રશ્નકર્તા :** દગો નથી લાગતો, એ શા કારણે ?

**દાદાશ્રી :** મોહને લઈને ! અને કોઈ કહેનાર પણ મળ્યો નથી ને ! પણ લાલ વાવટો ધરે તો ગાડી ઊભી રહે, નહીં તો ગાડી જઈને નીચે પડે.

## શંકાની પરાકાષ્ઠાએ સમાધાન

એટલે શંકાથી જ જગત ઊભું રહ્યું છે. જે ઝાડને સૂકવવાનું છે. તેને જ શંકા કરીને પાણી છાંટે છે, ને તેનાથી વધારે ઊભું થાય છે. એટલે કોઈ જાતની શંકા કરવા જેવું આ જગત નથી.

હવે તમને બીજી કોઈ સંસારની શંકા પડે છે ? તમારી 'વાઈફ' બીજા કોઈની જોડે બાંકડે બેઠી હોય અને તે છેટેથી તમને જોવામાં આવે, તો તમને શું થાય ?

**પ્રશ્નકર્તા :** હવે કશું ના થાય. થોડી આમ 'ઇફેક્ટ' થાય, પછી કશું ના થાય. પછી તો 'વ્યવસ્થિત' છે અને એ ઋણાનુબંધ છે, એમ ખ્યાલ આવી જાય.

**દાદાશ્રી :** કેવા પાકાં છે ! ગુણાકાર કેટલો બધો છે ! અને શંકા તો ના થાય ને ?

**પ્રશ્નકર્તા :** ના થાય.

**દાદાશ્રી :** અને આ લોક તો 'વાઈફ' સહેજ મોડી આવે તોય શંકા કર્યા કરે. શંકા કરવા જેવી નથી. ઋણાનુબંધની બહાર કશું જ થવાનું નથી. એ ઘેર આવે એટલે એને સમજ પાડવી, પણ શંકા કરવી નહીં. શંકા તો ઊલટું પાણી વધારે છાંટે. હા, ચેતવવું ખરું. પણ શંકા કશી રાખવી નહીં. શંકા રાખનાર મોક્ષ ખોઈ બેસે છે.

એટલે આપણે જો છૂટવું હોય, મોક્ષે જવું હોય તો આપણે શંકા કરવી નહીં. કોઈ બીજો માણસ તમારી 'વાઈફ'ના ગળે હાથ નાખીને ફરતો હોય ને એ તમારા જોવામાં આવ્યું, તો શું આપણે ઝેર ખાવું !

**પ્રશ્નકર્તા :** ના, એવું શું કરવા કરું !

**દાદાશ્રી :** તો પછી શું કરવું ?

**પ્રશ્નકર્તા :** થોડું નાટક કરવું પડે, પછી સમજાવવું. પછી તો જે કરે તે 'વ્યવસ્થિત'.

**દાદાશ્રી :** હા, બરોબર છે. તમારી 'વાઈફ' ઉપરને, ઘરમાં કોઈની ઉપરેય તમને શંકા હવે બિલકુલ થાય નહીં ને ?! કારણ કે આ બધી 'ફાઈલો' છે. એમાં શંકા કરવા જેવું શું છે ? જે હિસાબ હશે, જે ઋણાનુબંધ હશે, એ પ્રમાણે ફાઈલો ભટકશે અને આપણે તો મોક્ષે જવું છે !!

❖❖❖❖❖

## [૯]
# વિષય બંધ, ત્યાં ડખાડખી બંધ

### મુખમાં જ્ઞાન ને વર્તનમાં ક્લેશ

**પ્રશ્નકર્તા :** મેં ઘણાં સારા મહાત્માઓ જોયા છે, મોટી મોટી જ્ઞાનની વાતો કરે છે પણ એમનો સ્થૂળ ક્લેશ નથી જતો. સૂક્ષ્મ ક્લેશ તો વખતે હોય, એ ના જાય, પણ સ્થૂળ ક્લેશ આપણાંથી કેમ ના જાય ?

**દાદાશ્રી :** એવું. આ બધાનું મૂળ છે વિષય. અને આ મોટામાં મોટી ફસામણ દુનિયામાં હોય તો વિષય અને એમાં કશુંય સુખ નથી, બળ્યું! સુખમાં કશુંય નથી અને એના ઝઘડા પાર વગરના ઊભા થાય છે ! ડખાડખ શાથી ઘરમાં થાય છે ? બેઉ વિષયી હોય, જાનવર જેવા વિષયી હોય, પછી આખો દહાડો અથડામણ થયા કરે.

**પ્રશ્નકર્તા :** પણ મને એ સમજણ પડતી નથી કે ક્લેશ અને વિષયને મેળ કેમનો ખાતો હશે ? ઝઘડો અને વિષય, એ બેને મેળ કેમનો ખાય ? એ મારા મગજમાં નથી ઊતરતું. મારઝૂડ સુધીનો ક્લેશ અને વિષય, એ બેને મેળ ખાય ? શું માણસ ત્યારે આંધળો બની જતો હશે ?

**દાદાશ્રી :** અરે, સામસામી મારે.

**પ્રશ્નકર્તા :** હા, પણ વિષયના પરમાણુ ઊભા થાય ત્યારે આંધળો બની જતો હશે ? એને મહીં યાદ નહીં આવતું હોય કે આપણે મારામારી કરતા હતા ?

**દાદાશ્રી :** આ મારામારી કરે ને, ત્યારે તો વિષયની મઝા આવે એમને ! પાછું સ્વમાન જેવું કશું નહીં. પેલી આને ધોલ મારે, ત્યારે આ

પેલીને ધોલ મારે. પાછો ધણી અમને આવીને કહી જાય કે મને મારી બૈરી મારે છે ! ત્યારે હું કહુંય ખરો કે હેં, તારે તો આવી મળી ? તો તો તારું કલ્યાણ થઈ જાય. (!)

**પ્રશ્નકર્તા :** આ બધો ફજેતો સાંભળતાં જ આમ ત્રાસ થઈ જાય કે આ લોકો કેવી રીતે જીવતાં હશે ?

**દાદાશ્રી :** છતાંય જીવે છે ને ! દુનિયા તેં જોઈ ને !! અને ના જીવે તો શું કરે ? ત્યારે કંઈ મરી જવાય છે ?

**પ્રશ્નકર્તા :** પણ આપણને આ બધું જોઈને કંપારી છૂટી જાય. પાછું એમ થાય કે રોજ ને રોજ આવા જ ઝઘડા ચાલ્યા કરે, છતાં ધણી-બૈરીને આનો ઉકેલ લાવવાનું મન ના થાય, એ અજાયબી છે ને ?

**દાદાશ્રી :** એ તો કેટલાંય વર્ષોથી પૈણ્યા ત્યારથી આવું ચાલે છે. પૈણ્યા ત્યારથી એક બાજુ ઝઘડાંય ચાલુ છે અને એક બાજુ વિષયે ચાલુ છે ! તેથી તો અમે કહ્યું કે તમે બન્ને બ્રહ્મચર્ય વ્રત લઈ લો, તો ઉત્તમ લાઈફ થઈ જાય. એટલે આ બધી વઢવાડ પોતાની ગરજના માર્યા કરે છે. પેલી જાણે કે એ છેવટે ક્યાં જવાના છે ?! પેલોય જાણે કે એ ક્યાં જવાની છે ? આમ સામસામી ગરજથી ઊભું રહ્યું છે.

## રાગ-દ્વેષના મૂળમાં રહ્યો છે વિષય

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું ને કે રાગ-દ્વેષનું મૂળ સ્થાન જ આ છે ?

**દાદાશ્રી :** હા, જગતનું બધાનું મૂળ અહીંથી જ ઊભું થયું છે ! ને પૈણ્યા પછી પેલો મારે અને એનાં મારતાં પહેલાં પેલીય મારે ! એટલે બેઉ જોરદાર ને મજબૂત બને !!

**પ્રશ્નકર્તા :** બધાની વચ્ચે આવો ફજેતો થાય, તો ઘરની બહાર આપણાથી કેવી રીતે, શું મોં લઈને નીકળાય ?

**દાદાશ્રી :** ત્યારે શું કરે ? ઘરમાં બેસી રહે ? પાછાં એમની બુદ્ધિ તરત શું શીખવાડે કે ઘેર ઘેર બધે એવું જ છે !

કકળાટ શેને લીધે થાય છે ? અબ્રહ્મચર્યથી. વિષયનો કંટ્રોલ નહીં હોવાથી કકળાટ છે આ બધો. નહીં તો સ્ત્રી-પુરુષોને કકળાટ કેવી રીતે થાય ?! વિષયના કાબૂવાળાને કકળાટ હોય નહીં દુનિયામાં, તમને લાગે છે એવું વિચારતા ?

વિષયમાં સુખ કરતાં વિષયથી પરવશતાના દુઃખ વિશેષ છે ! એવું જ્યારે સમજાય ત્યારે પછી વિષયનો મોહ છૂટે અને તો જ સ્ત્રી જાતિ પર પ્રભાવ પાડી શકે અને એ પ્રભાવ ત્યાર પછી નિરંતર પ્રતાપમાં પરિણમે. નહીં તો આ જગતમાં મોટા મોટા મહાન પુરુષોએ પણ સ્ત્રી જાતિથી માર ખાધેલો. વીતરાગો જ વાતને સમજી ગયેલા ! એટલે એમના પ્રતાપથી જ સ્ત્રીઓ દૂર રહેતી ! નહીં તો સ્ત્રી જાતિ તો એવી છે કે ગમે તે પુરુષને જોતજોતામાં લટ્ટુ બનાવી દે, એવી એ શક્તિ ધરાવે છે. એને જ સ્ત્રી ચરિત્ર કહ્યું ને ! સ્ત્રીથી તો છેટા જ રહેવું. એને કોઈ પણ પ્રકારના ઘાટમાં ના લેવી, નહીં તો તમે પોતે જ એના ઘાટમાં આવી જશો. અને આની આ જ ભાંજગડ કેટલાંય અવતારથી થઈ છે ને !

વધારેમાં વધારે વિષયી સ્ત્રી હોય. તેનાથી નપુંસક બહુ જ વિષયી હોય અને પુરુષ તો સ્ત્રીથી પણ ઓછો વિષયી હોય. વિષય ઉત્પન્ન થયા પછી વહેલો કંટ્રોલમાં કરી શકે એ ઓછો વિષયી કહેવાય. પુરુષ વહેલો કંટ્રોલ કરી શકે છે. સ્ત્રી કંટ્રોલ કરી શકતી નથી ! જેટલો વિષયી વધારે એટલી સ્થિરતા વધારે, જેટલો વિષયી ઓછો એટલી સ્થિરતા ઓછી. આ બધા કુદરતના નિયમ છે. શાસ્ત્રકારોએ તો કહ્યું છે કે નપુંસક લિંગ હોય તે દસ કલાક એક જગ્યાએ સૂઈ રહે તોય પોતાના વિષયના ભાવ વ્યક્ત ન કરે, સ્ત્રી પણ વિષયના ભાવ વ્યક્ત ના કરે અને પુરુષ તો કલાકમાં જ ભાવ વ્યક્ત કરી દે !

## છતાં ન આવે વૈરાગ્ય

આ તો વૈરાગ્ય જ નથી આવતો ! અલ્યા, આ વિષય પ્રિય છે કે તને આ ગાળો પ્રિય છે ? મને તો એક ગાળ કોઈએ દીધી હોય તો ફરી સંબંધ જ એની જોડે કટ કરી દઉં, પછી બહારનો સંબંધ રાખું પણ આંતરિક

સંબંધ કટ ! કંઈ ગાળો ખાવા માટે આ અવતાર છે ?

તમારે ઘરમાં રોજની ડખાડખ ના પસંદ હોય, તો પછી એની જોડે વિકારી સંબંધ જ બંધ કરી દેવો. પાશવતા બંધ કરી દેવી. વિષય તો હડહડતી પાશવતા છે. માટે આ પાશવતા બંધ કરી દેવી. બુદ્ધિશાળી સમજણવાળો હોય, તેને વિચાર ના આવે ? ફોટો લે તો કેવો દેખાય ? તોય શરમ ના આવે ? મેં આવું કહ્યું ત્યારે વિચાર આવે, નહીં તો આવો વિચાર ક્યાંથી આવે ? અને જ્યાં સુધી તમારે વિકાર સંબંધ છે, ત્યાં સુધી આ ડખાડખ રહેવાની જ. એટલે અમે તમારી ડખાડખમાં વચ્ચે પડીએ જ નહીં. અમે જાણીએ કે વિકાર બંધ થશે, ત્યારે એની જોડે ડખો બંધ થઈ જ જાય. એક ફેરો એની જોડે વિકાર બંધ કરી દીધોને, પછી તો આ એમને મારે તોય એ કશું ના બોલે. કારણ કે એ જાણે કે હવે મારી દશા બેસી જશે ! માટે આપણી ભૂલથી આ બધું ઊભું છે. આપણી ભૂલે જ આ બધાં દુઃખો છે. વીતરાગો કેવા ડાહ્યા ! ભગવાન મહાવીર તો ત્રીસ વર્ષે છૂટાં થઈ ને હે...ય... મસ્તીમાં ફરતા હતા ! એક બેબીને મૂકીને હેંડ્યા !

એની જોડે વિષય બંધ કર્યા સિવાય બીજો ઉપાય જ નથી. આ દુનિયામાં કોઈને આ સિવાય બીજો ઉપાય જડ્યો જ નથી. કારણ કે આ જગતમાં રાગ-દ્વેષનું મૂળ કારણ જ આ છે, મૌલિક કારણ જ આ છે. અહીંથી જ બધો રાગ-દ્વેષ ઊભો થયો. સંસાર બધો અહીંથી જ ઊભો થયો છે. એટલે સંસાર બંધ કરવો હોય તો અહીંથી જ બંધ કરી દેવો પડે. પછી કેરીઓ ખાવ, ફાવે એ ખાવને ! બાર રૂપિયે ડઝનવાળી કેરીઓ ખાવને, કોઈ પૂછનાર નથી. કારણ કે કેરીઓ સામો દાવો નહીં માંડે. તમે એને ના ખાવને, તો એ કંઈ કકળાટ નહીં કરે અને આ સંબંધમાં તો તમે કહેશો કે 'મારે નથી જોઈતું.' ત્યારે એ કહેશે કે, 'ના, મારે તો જોઈએ જ છે.' એ કહેશે કે, 'મારે સિનેમા જોવા જવું છે' ત્યારે તમે ન જાવ તો કકળાટ !! આવી જ બન્યું જાણે ! કારણ કે સામો મિશ્રચેતન છે અને એ કરારી છે, એટલે દાવો માંડે !

**પ્રશ્નકર્તા :** એ કરાર ફાડી નાખવો ?

**દાદાશ્રી :** એ કરાર ફાડી નાખો, તો પછી કશું દુઃખ રહેતું જ નથી.

## પત્ની તો ક્યારે વશ થાય ?

વાઈફ ધણીની ભક્તિ કરે તો મનુષ્યપણું મળે વાઈફને અને પુરુષ જો વાઈફની ભક્તિ કરે તો પાશવતા મળે. ચાર પગ ને પૂછડું વધારાનું. કૂદાકૂદ કર ને તારી મેળે, કોઈ પૂછનાર જ નથી પછી.

આ તો બધું ધૂળધાણી થઈ ગયું, તેથી આ કાળના લગભગ પંચ્યાસી ટકા મનુષ્યો તો જાનવરમાં જ જવાના છે બિચારાં ! હું ખુલ્લે ખુલ્લું કહું છું ! એટલે આ વિષયનું મૂળિયું કાપી નાખ્યું કે પછી ઝાડ-બાડ બધું એની મેળે સૂકાઈ જાય. બાકી આવો ફજેતો કોણ કરે તે ? એટલે અમારી પાસે બેઉ જણે બ્રહ્મચર્યવ્રત લેવાનું. તો ભાંજગડ જ મટી જાયને ! તમારે વ્રત લેવાની ગરજ છે કે નથી ? એમને પણ ગરજ છે ? તો તમારે ? એટલે બન્નેએ જ બ્રહ્મચર્યવ્રત લઈ લેવાનું, એટલે કાયમની ભાંજગડ જ મટી ગઈ. પછી એ શું ડખો કરે ? એક અક્ષરેય ડખો જ ના કરેને ?!

સ્ત્રીઓ ધણીને દબડાવે છે, એનું શું કારણ ? પુરુષ બહુ વિષયી હોય, એટલે દબડાવે. આ સ્ત્રીઓ જમવાનું જમાડે છે તેથી દબડાવતી નથી, વિષયથી દબડાવે છે ! જો પુરુષ વિષયી ના હોય તો કોઈ સ્ત્રી દબડાવે જ નહીં ! નબળાઈનો જ લાભ લે, પણ જો નબળાઈ ના હોય તો સ્ત્રી કશું નામ જ ના દે. સ્ત્રી જાતિ બહુ કપટવાળી છે અને આપણે ભોળા ! એટલે આપણે બે-બે, ચાર-ચાર મહિનાનો કંટ્રોલ રાખવો પડે, તો પછી એ એની મેળે થાકી જાય. તે એને પછી કંટ્રોલ રહે નહીં.

સ્ત્રી જાતિ વશ ક્યારે થાય ? આપણે વિષયમાં બહુ સેન્સિટિવ હોઈએ તો, એ આપણને વશ કરી નાખે ! પણ આપણે વિષયી હોઈએ પણ એમાં સેન્સિટિવ ના થઈએ તો એ વશ થાય ! જો એ 'જમવા' બોલાવે તો તમે કહો કે હમણાં નહીં, બે-ત્રણ દિવસ પછી, તો એ તમારા વશ રહે ! નહીં તો તમે વશ થાઓ ! આ વાત હું પંદર વર્ષે સમજી ગયો હતો. કેટલાંક તો વિષયની ભીખ માગે કે 'આજનો દિવસ !' અલ્યા, વિષયની ભીખ મંગાય ? પછી તારી શી દશા થાય ? સ્ત્રી શું કરે ? ચઢી

બેસે. સિનેમા જોવા જાઓ તો કહેશે, 'છોકરું ઊંચકી લો.' આપણાં મહાત્માઓને વિષય હોય, પણ વિષયની ભીખ ના હોય. વિષય અને વિષયની ભીખ, એ બે વસ્તુ જુદી છે. જ્યાં માન, કીર્તિ, વિષયોની ભીખ ના હોય, ત્યાં ભગવાન હોય.

વિષયમાં બહુ સેન્ટિમેન્ટલ ના હોય તો છૂટી જવાય. વિષયની ભીખ ના માંગવી. કેટલાંક તો વિષયની ભીખ માંગે. અરે, પગે હઉ લાગે ! કેટલાંક તો મને એવું હઉ કહી ગયેલા કે, 'મારી સ્ત્રી તો વિષયને માટે ના પાડે, તો હવે હું શું કરું ?' મેં કહ્યું કે, 'બા કહેજે, એટલે હા પાડશે.' મેરચક્કર, તને શરમ નથી આવતી ?! ના આપે તો શું તેને બા કહેવી ? તો મેલ પૂળો, મારે જોઈતુંય નથી, કહીએ. આ તો પોતે માગણીઓ કર્યા કરે પછી સ્ત્રી દબડાવ્યા જ કરે ને ? અને એ ના પાડે છે, તે તો સારું ઊલટું ! 'ભલું થયું ભાંગી જંજાળ'. એક વખત એણે ના પાડી એટલે આપણે ફાવ્યા. પછી એ માગણી કરે, તો એનો 'દાવો' જ ના સાંભળીએ. ફરી કહીએ, 'તેં ના પાડી એટલે મેં બંધ કરી દીધું, તાળું જ વાસી દીધું. ને તાળાને ચાવી મારી દીધી.' પણ મૂઓ ઢીલો હોય છે એટલે શું થાય ?

અત્યારે તો મને કેટલાંય કહી જાય છે આપણા મહાત્માઓ, કે 'મને કાલાંવાલાં કરાવડાવે.' ત્યારે મેં કહ્યું, 'મૂઆ, તારો વક્કર જતો રહ્યો, શું કરાવડાવે ત્યારે ? સમજ ને હજુ, હજુ યોગી થઈ જા ને !' હવે આને ક્યાં પહોંચી વળાય ? આ દુનિયાને કંઈ પહોંચી વળાય ?

એક સ્ત્રી એના ધણીને ચાર વખત સાષ્ટાંગ કરાવડાવે છે, ત્યારે એક વખત અડવા દે છે. ત્યારે મૂઓ, એના કરતાં આ સમાધિ લેતો હોય તો શું ખોટું ?! દરિયામાં સમાધિ લે, તો સીધો દરિયો તો ખરો, ભાંજગડ તો નહીં ! આ હારું, ચાર વખત સાષ્ટાંગ !

એક માણસ તો મને ફરિયાદ કરવા આવ્યો મુંબઈમાં, અને કહે છે કે પાંચ વખત ફાઈલ નં. બેને પગે લાગ્યો ત્યારે મારો સંતોષ થયેલો. મૂઆ, એના કરતાં.... આ કઈ જાતનો માણસ, જાનવર છું કે શું મૂઆ ! શું જોઈને મને કહેવા આવ્યો તું ! વિષયની ભીખ મંગાતી હશે ? તમને

કેમ લાગે છે ? અલ્યા મૂઆ, પાંચ વખત ! હવે મને સીધું ડિરેક્ટ કહેવા આવ્યો તો મારે વઢવું પડ્યું. પછી મને કહે છે, હવે રસ્તો દેખાડો. ત્યારે મેં કહ્યું, હવે આ છૂટી જાય તે પછી રસ્તો દેખાડાય ! ધીમે ધીમે એ સીધું થઈ ગયું. ઊંધું ચાલે ત્યાર પછી શું થાય ?

## વિષયના ભિખારી, જુઓ સંયમી વીર ને

મને એવું કહી ગયો કે મારે વિષયની ભીખ માંગવી પડે છે. અલ્યા, મૂઆ વિષયોની ભીખ માગો છો ! કંઈ જાતના છો ? જાનવર કરતાંય ભૂંડા છો ! વિષયની ભીખ મંગાતી હશે ?! ખાવાની ભીખ ના મંગાય, ભૂખ્યા થયા હો તો કઈ ભીખ મંગાતી હશે ! કઈ શૂરવીરપણું જોઈએ કે ના જોઈએ ?! હવે આટલું બધું અસંયમપણું કેમ પોષાય તે ?! તમે ના સમજ્યા મેં વાત કરી તે ?

**પ્રશ્નકર્તા :** હા સમજી ગયો.

**દાદાશ્રી :** આમ જે' જે' હઉ કરે માંગતી વખતે. બળ્યું, તારી માંગ ! પાછો ધણી કહે છે હું ધણી થઉં ! અલ્યા મૂઆ, આવો ધણી હોતો હશે ? અયુક્ત લાગતું નથી તમને ? આ યુક્ત વસ્તુ છે ? શોભે માણસને ? એટલે થોડું ઘણું સંયમ હોવો જોઈએ, બધું હોવું જોઈએ.

માણસે સંયમી રહેવું જ જોઈએ. સંયમથી તો માણસની શોભા છે. સંયમના માટે શાસ્ત્રકારોએ નાનામાં નાનો સંયમ એ કહ્યો, કે મહિનામાં દસ દહાડા સુધી એને લેટ ગો કરે. અને મોટો સંયમ એ કહ્યો કે મહિનામાં ચાર જ વખત જાય. એનો કંઈક નિયમ તો હોવો જોઈએ કે ના હોવો જોઈએ ? આ મહિનામાં કેટલા દહાડા રજા મળે છે ?

**પ્રશ્નકર્તા :** આઠ દિવસ.

**દાદાશ્રી :** હાં, તે એવું કંઈક નિયમ હોય કે નહીં ?

**પ્રશ્નકર્તા :** પણ સંયમ કેવી રીતે રાખવો ?

**દાદાશ્રી :** આપણે કો'કને ઘેર ગયા હોય અને બહુ ભૂખ્યા હોય,

તમે કહો કે, ભાઈ સાહેબ, આપો જમવાનું ! પણ એ કહેશે, અહીં તમને જમવાનું નહીં મળે. તો તમે શું કરો ? એ જે થવાનું હશે, એ થશે પણ અત્યારે ચાલ્યા જાવ ને ? વટવાળા હોય ને ! સાવ કંઈ વટ વગરના કૂતરા જેવા છો કંઈ ?! પછી જમવા માટે ઊભો હોય પછી ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** હેં, તે એવું આ બધું કઈ વટ તો હોય કે ના હોય બળ્યો ! સ્વમાન ફ્રેક્ચર થવા દેવું કે વિષય ફ્રેક્ચર થવા દેવું ? કયું ફ્રેક્ચર થવા દેવુ જોઈએ ? ગમે તેવો વિષય હોય તે પણ સ્વમાનને ફ્રેક્ચર કરે, તે કામનો શું તે ? બધે એવું થઈ ગયું છે, તમારા ઉપર નહીં, બધે આનું આજ થઈ ગયું છે. ઊંઘ આવે માણસને સારી રીતે, પોતે પોતાનું સ્વતંત્ર જીવન હોય, જીવન પોતાના કંટ્રોલમાં હોય. જે સંયમી પુરુષો છે ને, સ્લીપીંગ રૂમ જુદી હોય. હં... જુદી, પહેલેથી જુદી રાખતા, નહીં તો પછી મનોબળ લપટું પડી જાય. પછી પેલાને અપમાન-સ્વમાનનું ઠેકાણું રહે નહીં.

શાસ્ત્રકારોએ તો એટલે સુધી કહ્યું છે કે જો તમારે સંયમ સાચવવો હોય તો આ પુરુષ બેઠો હોય તે જગ્યાએ સ્ત્રીએ બેસવું પણ નહીં. અને સ્ત્રી બેઠી હોય ત્યારે પુરુષે બેસવું નહીં. કંઈક નિયમ તો ખોળી કાઢવો પડશે ને ! જીવન જીવવાની કળા તો જોઈએ કે ના જોઈએ !

**પ્રશ્નકર્તા :** જોઈએ.

**દાદાશ્રી :** કેટલી સરસ નોકરી કરો છો, કેટલું સરસ ભણ્યા છો, શું બાકી રહી જાય છે ? નથી ચોરી કરતા, નથી લુચ્ચાઈ કરતા, નથી કાળા બજાર કરતા તોય પણ મહીં શાંતિ નહીં ને, જીવન જીવન નહીં ને !

**પ્રશ્નકર્તા :** શાંતિ નથી, રાઈટ !

**દાદાશ્રી :** એ જીવન જીવવા માટે નથી. એ તમને અહીં બધું બતાડી દઈશું. આ વખતે તમારું કમ્પ્લીટ પૂરેપૂરું સો ટકા પૂરું કરવું છે ને !

તો સ્વમાન રાખવું જોઈએ કે ના રાખવું જોઈએ ? સસરાને ત્યાં મિલ હોય કાપડની અને આપણને જોબ છૂટી ગઈ હોય, ત્યારે શું સસરાને ત્યાં જઈને આમ આમ કરીને બેસી રહેવું ? એ કશું બોલે નહીં ને તમે માંગણી કરો ખરા કે મને જોબ આપો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** જાણે છે તોય બોલતો નથી સસરો. મેલ પૂળો ત્યારે, હું તો મારે ઘેર જઉં છું. કંઈક તો સ્વમાન હોય કે ના હોય, બળ્યું ! ક્યાં સુધી આમ જાનવરનું જીવન જીવવું !!

એક ફેરો તમને ઘસી નાખે એટલે થઈ રહ્યું, ખલાસ થઈ ગયું. ઘસી નાખે તો ત્યાં સુધી નહીં જવું. એ શેનાથી ઘસી નાખે છે ? વિષયોની લાલચને લઈને. ત્યારે એ તો બહુ યોગી જેવું રહેવું જોઈએ.

વિષય એટલે શું ? કે થાળી એ પણ વિષય. જમણ આવ્યું, હવે એ મૂક્યું આપણે અને આ ગઈ કાલે આખો દહાડો ઉપવાસ કર્યો'તો, ને અત્યારે જમવાનું અગિયાર વાગે મૂક્યું અને સરસ કેરી ને બધુંય હોય પછી તરત લઈ લે. હવે જમ્યા યે નહીં ને ત્યાર પહેલાં તો ઉઠાવી લે. તો તે ઘડીએ મહીં પરિણામ ના બદલાય ત્યારે જાણવું કે આપણને આ વિષયનો વાંધો નથી. વિષય યાચકપણું ના થવું જોઈએ. લાચારી ના હોવી જોઈએ. એ શબ્દ સમજાય એવો છે ?

આ બાઉન્ડ્રી તમને બતાવું. કોઈ પણ વસ્તુમાં યાચકપણું ના જોઈએ. નહીં મળે તો કહેશે, જલેબી લાવો ને થોડીક, જલેબી લાવો. મેલને મૂઆ, અનંત અવતાર જલેબીઓ ખાધી તોય હજુ યાચકપણું રાખો છો ? જેને લાલસા હોયને તેને યાચકપણું થાય. યાચકપણું એ લાચારી છે, એક જાતની !

આ તો વિષયની ભીખ માંગે છે એટલે એ બધા જાનવર કરતાંય ભૂંડા જ કહેવાય ને ! ખાવાની ભીખ મંગાય. પણ ખાવાની ભીખ માંગતા નથી, ત્રણ દહાડા થાય તોય. એવાં ખાનદાન માણસ વિષયની ભીખ માંગે છે. મેં કહ્યું, જાણે અમેરિકામાં નહીં માંગતા હોય ? તો કહે છે, એ વાત

જ જવા દો, અહીં બધું બહુ છે, વધારે પ્રમાણ છે.

**પ્રશ્નકર્તા :** પુરુષોને વિષયની ભીખ હોય એમ સ્ત્રીઓને પણ વિષયની ભીખ હોય છે ને ?

**દાદાશ્રી :** હા, એટલું પુરુષને જો આવડી જાય ને, તો પુરુષ જીતી જાય જગત. જીતે નહીં તો પુરુષ યુઝલેસ થઈ જાય. પુરુષ, પુરુષ ક્યાં સુધી કહેવાય ? સ્ત્રી એની પાસે વિષયની ભીખ માંગે ત્યાં સુધી ! વધુ વિષયી સ્ત્રી છે. છતાં પુરુષ મૂર્ખો બની જાય છે એય અજાયબી છે ને !

આવું સાંભળ્યુંય નથી. આમાં ભૂલ થઈ છે, તેય જાણતા નથી. ભીખ માંગે છે, તે ભૂલ થઈ છે, તેય ખબર નથી.

**પ્રશ્નકર્તા :** એવી ભૂલ તો કદિ ખબર પડતી જ નથી માણસને. નહીં તો ભૂલની તો ખબર પડે તો ફરીથી એ કરે નહીં.

**દાદાશ્રી :** પડતી જ નથી. બિસ્ટ, વાઈલ્ડ બિસ્ટ કહું છું હું તો ! હા, ક્ષત્રિયપુત્ર કોણ ? કે આવી ભીખ માંગવાનો અવસર આવે, તે પહેલાં તો બિલકુલ બંધ જ કરી દે, કરે જ નહીં કાયમને માટે, પરમેનન્ટ બંધ. સ્ટોપ ફોર એવર. કારણ કે આ દાનત છે માટે એ સ્ત્રી, સ્ત્રી જ ના ગણાય. એને સ્ત્રી કહેવાય જ કેમ કરીને ? એ તો માર્કેટ મટિરિયલ કહેવાય. હિન્દુસ્તાનની સ્ત્રીઓ, સ્ત્રી રૂપે હોવી જોઈએ ! શું જાનવરપણું આવ્યું છે ? જુઓને, મારે ઠપકાં આપવા પડે છે !

## એનાથી જ અથડામણ

**પ્રશ્નકર્તા :** વિષયની લાલચમાં પોતે સફળ ન થાય ત્યારે શંકા ને એ બધું પછી કરે છે ને ?

**દાદાશ્રી :** સફળ ના થાય એટલે બધુંય કરે. શંકાઓ કરે, કુશંકાઓ કરે બધી, બધી જાતના વેશ કરે એ પછી. યા અલ્લાહ, પરવરદિગાર થાય પછી ! એટલે લાચાર હઉ થાય પછી પણ એ જ એને પાછું ફજેત કરે તે જુદું. એના કબજામાં ગયા એટલે ફજેત કર્યા વગર રહે નહીં ને !

**પ્રશ્નકર્તા :** પણ વિષય હોય તો જ ધણીપણું કરતો હોય ને !

**દાદાશ્રી :** ધણીપણું એટલે શું કે દબડાવીને ભોગવવું. પણ પછી આવતા ભવનો હિસાબ આવી જાય ને ?!

**પ્રશ્નકર્તા :** એ શું થાય ?

**દાદાશ્રી :** વેર બંધાય ! કોઈ આત્મા દબાયેલો રહેતો હશે ઘડીવાર ?

બહુ અથડામણ થાય ને, પછી કહેશે, 'મોઢું તોબરા જેવું લઈને શું ફરો છો ?' તો તોબરો પછી વધારે ચઢે. પછી એ રીસ રાખે. પેલી કહે, 'મારા ઘાટમાં આવે ત્યારે હું એનું તેલ કાઢીશ.' તે રીસ રાખ્યા વગર રહે નહીં ને ! આ જીવમાત્ર રીસ રાખે, તમે છંછેડો એટલી વાર ! કોઈ કોઈનો દબાયેલો નથી. કોઈ કોઈને લેવાદેવા નથી. આ તો બધું ભ્રાંતિથી મારું દેખાય છે, મારું-તારું !

આ તો નાછૂટકે સમાજની આબરૂને લીધે આમ ધણીના દબાયેલા રહે. પણ પછી આવતે ભવ તેલ કાઢી નાખે. અરે, સાપણ થઈને કૈડે હઉ !

## ને લાલચમાંથી લાચારીમાં

એક સ્ત્રી એના ધણીને ચાર વખત સાષ્ટાંગ કરાવડાવે ત્યારે એક વખત અડવા દે ! ત્યારે એના કરતાં આ દરિયામાં સમાધિ લેતો હોય તે શું ખોટું ? શા હારુ આ ચાર વખત સાષ્ટાંગ ?

**પ્રશ્નકર્તા :** આમાં સ્ત્રી શાથી આવું કરે છે ?

**દાદાશ્રી :** એ એક પ્રકારનો અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** પણ એને પછી શું ફળ મળે ?

**દાદાશ્રી :** કશો ફાયદો નહીં. પણ આમ અહંકાર કે 'જોયું ને, આ કેવો સીધો કરી નાખ્યો !' અને પેલો બિચારો લાલચથી કરેય એવું ! પણ સ્ત્રીને પછી ફળ ભોગવવું તો પડે ને ?

**પ્રશ્નકર્તા :** એમાં સ્ત્રીપણાનો બચાવ કરે છે પોતે ?

**દાદાશ્રી :** ના. સ્ત્રીપણાનો બચાવ નહીં. એ અહંકાર જ, રોફ માટે છે. ને પેલાને માંકડાની પેઠ નચાવે. પછી એનાં 'રીએક્શન' તો આવે ને ? પેલોય વેર રાખે પછી કે 'હું તારા લાગમાં આવ્યો, ત્યારે તે મારો વેષ કર્યો ને મારી આબરૂ લીધી. તું લાગમાં આવે એટલી વાર છે !' તે પછી લઈ લે આબરૂ, ઘડીવારમાં ધૂળધાણી કરી નાખે પછી.

લાલચુ ને તો કોઈ બઈ વિષય ના આપે ને, તો એને 'બા' કહે, એવાં બેભાન માણસો છે ! મારું શું કહેવાનું કે આત્મસુખ ચાખ્યા પછી પેલા સુખની જરૂર જ ક્યાં રહી ?!

આપણું 'જ્ઞાન' શું કહે છે ? જગતમાં ભોગવવા જેવું છે શું ? તું અમથો આની મહીં ફાંફા મારે છે. ભોગવવા જેવો તો આત્મા છે !

**પ્રશ્નકર્તા :** એને આ લાલચોમાંથી છૂટવું હોય, તો તે શી રીતે છૂટે ?

**દાદાશ્રી :** એ જો એનો નિશ્ચય કરે તો બધું છૂટે. લાલચથી છૂટવું તો જોઈએ જ ને ! પોતાનાં હિતને માટે છે ને ! નિશ્ચય કર્યા પછી, છૂટ્યા પછી પેલી બાજુ સુખ જ લાગશે. એ તો વધારે સુખ લાગશે, નિરાંત લાગશે ઊલટી. આ તો એને ભય છે કે આ સુખ મારું જતું રહેશે. પણ એ છૂટ્યા પછી તો વધારે સુખ લાગશે !

## લાલચથી ભયંકર આવરણ

જેટલી ચીજ લલચાવનારી હોય એ બધી જ બાજુએ મૂકી દે, એને યાદ ના કરે, યાદ આવે તો પ્રતિક્રમણ કરે, તો એ છૂટે. બાકી શાસ્ત્રકારોએ એનો કંઈ ઉપાય બતાવ્યો નથી, બધાનો ઉપાય હોય, લાલચનો ઉપાય નહીં. લોભનો ઉપાય છે. લોભિયા માણસને તો મોટી ખોટ આવે ને, ત્યારે લોભ ગુણ જતો રહે, હડહડાટ !

**પ્રશ્નકર્તા :** ફરી 'જ્ઞાન'માં બેસે તો લાલચ નીકળે ?

**દાદાશ્રી :** ના નીકળે. 'જ્ઞાન'માં બેસવાથી કંઈ ઓછું નીકળે છે ?

આ તો પોતે આજ્ઞામાં રહેવાનો પ્રયત્ન કરે ને નિરંતર આજ્ઞામાં રહેવું જ છે, એવું નક્કી કરે ને આજ્ઞાભંગ થાય તો પ્રતિક્રમણ કરે, ત્યારે દહાડો વળે.

આ જગતમાં લઢવાડ ક્યાં હોય ? જ્યાં આસક્તિ હોય ત્યાં જ. ફક્ત ઝઘડા ક્યાં સુધી હોય ? એક વિષય છે ત્યાં સુધી ! પછી 'મારી-તારી' કરવા માંડે, 'આ બેગ તારી ઉઠાવી લે અહીંથી. મારી બેગમાં સાડીઓ કેમ મૂકી ?' એ ઝઘડા વિષયમાં એક છે ત્યાં સુધી. અને છૂટાં થયા પછી આપણી બેગમાં મૂકે તોય વાંધો નથી. એ ઝઘડા ના થાયને, પછી ? પછી કોઈ ઝઘડો નહીં ને ? કેટલાં વર્ષથી બ્રહ્મચર્ય વ્રત લીધું ?

**પ્રશ્નકર્તા :** આમ નવ વર્ષ થયાં.

**દાદાશ્રી :** એટલે ત્યાર પછી ઝઘડા-બઘડા નહીં, કશી ભાંજગડ જ નહીં અને સંસાર ચાલ્યા કરે !

**પ્રશ્નકર્તા :** ચાલે જ છે ને, દાદા.

**દાદાશ્રી :** છોડીઓ પૈણી, છોકરા પૈણાવ્યા બધું પૈણે.....

**પ્રશ્નકર્તા :** ઘરમાંય નથી થતું હવે કશુંય....

**દાદાશ્રી :** એમ ? સંસારમાં સરસ રહે એવું આ વિજ્ઞાન ! હા, છોડીઓ-છોકરા પૈણાવે. મહીં અડે નહીં, નિર્લેપ રહે. અને દુઃખ તો જોયું જ નથી. ચિંતા-બિંતા જોયેલી નહીં, નહીં ? બિલકુલ નહીં. નવ વર્ષથી ચિંતા નહીં જોયેલી ?

**પ્રશ્નકર્તા :** આમ ઉપાધિ આવે તો ઘણી, પણ અડે નહીં.

**દાદાશ્રી :** આવે ખરી, એ તો બરોબર, સંસારમાં છે એટલે આવે તો ખરું. અડે નહીં, એટલું જ પાછું નડેય નહીં કંઈ પણ. સેફસાઈડ, કાયમ સેફસાઈડ. અહીં બેઠા જ મોક્ષ થઈ ગયો, પછી હવે રહ્યું શું ?

**પ્રશ્નકર્તા :** હું તો કહું છું કે અહીં જ મોક્ષનાં સુખ વર્તાવા જોઈએ. તો જ એની મઝા !

**દાદાશ્રી :** તો જ સાચો મોક્ષ અહીં વર્તાવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** અને અહીંયા વર્તાય છે એટલે જ કહે છે ને ! હવે દેવલોક નહીં જોઈએ, આ સંસાર નહીં જોઈએ, સુખ વર્તાયું પછી બીજી ક્યાં ભાંજગડમાં પડે !

**દાદાશ્રી :** હા, અને ગાડી ત્યાં જ જઈ રહી છે. ભલે સુરત સ્ટેશને થોડીવાર ઊભી રહે વખતે, પણ બોમ્બે સેન્ટ્રલ જ જઈ રહી છે !

ચાલો બહુ સારું ! આવું હું પૂછુંને અને પછી એ એમનાં તરફનું કહે મને તો મને જરાં લાગે કે ના, આપણી મહેનત ફળી ! મહેનત ફળી, એની તો આશા રાખે ને ?

## વિષય છૂટ્યા બાદ, સંબોધ્યાં 'બા'

જ્યારે હીરાબાની સાથે વિષય મારો બંધ થયેલો હશે ત્યારથી હું 'હીરાબા' કહું છું એમને. ત્યાર પછી અમારે કંઈ ખાસ અડચણ આવી નથી. અને પહેલાં જે હતી તે વિષયની સાથમાં, સોબતમાં તો અથડામણ થાય થોડી ઘણી. પણ જ્યાં સુધી વિષયનો ડંખ છે, ત્યાં સુધી એ જાય નહીં. એ ડંખ છૂટો થાય ત્યારે જાય. અમારો જાત-અનુભવ કહીએ છીએ. આ તો આપણું જ્ઞાન છે. તેને લઈને ઠીક છે. નહીં તો જ્ઞાન ના હોય તો તો ડંખ માર્યા જ કરે. ત્યારે તો અહંકાર હોયને. એમાં અહંકારનો એક ભોગ ભાગ હોય કે એમણે મને ભોગવી લીધી. અને આ કહેશે, 'એણે મને ભોગવી લીધો.' અને અહીં આગળ (આ જ્ઞાન પછી) નિકાલ કરે છે એ, તોય પણ પેલી ડિસ્ચાર્જ કચકચ તો ખરી જ. પણ તેય અમારે નહોતી, એવો મતભેદ નહોતો, કોઈ જાતનો.

વિજ્ઞાન તો જુઓ ! જગત જોડે ઝઘડા જ બંધ થઈ જાય. બૈરી જોડે તો ઝઘડા નહીં, પણ આખા જગત જોડે ઝઘડા બંધ થઈ જાય. આ વિજ્ઞાન જ એવું અને ઝઘડા બંધ થાય એટલે છૂટ્યો.

કોઈ પણ જાતનો સાહજીક એમાં વાંધો નથી. સાહજીક એટલે સહમતપૂર્વક. આપણને દાઢી કરવાનો ભાવ થયો અને પેલો ભાઈ આવીને

ઊભો રહ્યો, તો કહે, 'આવો ! ચાલો બેસો બા !' એવાં સંજોગ બાઝતા હોવા જોઈએ. ભીખ માગવાની હદ હોય કે ના હોય ? કેટલી હદ હોય ? એક ફેરો કહે કે આ તૈયારી કરો. ત્યારે કહે, એય નહીં. તો કહીએ, આ હેંડ્યા. નથી જોઈતું, બંધ હવે !

આ તો એવાં લાચાર, થઈ ગયાં છે બધાં. માણસ કેવો પાવરવાળો હોવો જોઈએ ! આખી જિંદગીનો નિયમ લેવાવાળા, બ્રહ્મચર્યનો ! અબ્રહ્મચર્ય સંબંધી વિચારેય ના આવે એવી પ્રતિજ્ઞાઓ લે.

એટલે ગંદવાડો જ છે આ બધું જગત. કોઈ આ રીતે ગંદવાડો કહે, કોઈ આ રીતે ગંદવાડો કહે. વહુને પૈણવામાં વૈરાગ્ય નથી આવતો, એનું શું કારણ ? કે અપમાન ખાવાની ટેવ છે એટલે. અપમાન ગળી જવાની ટેવ છે ! ખરો પુરુષ તો ગળે નહીં ને !

## એ કહેવાય પોપટમસ્તી

**પ્રશ્નકર્તા :** બધી ફાઈલો તો જાણે કે દાળમાં નાખીને વઘાર કરીને ખઈ શકીએ એવાં છે, પણ બે નંબરની ફાઈલનો કંઈ દાળમાં વઘાર કરવો ?

**દાદાશ્રી :** બે નંબરની ફાઈલને ના ચાલે. બે નંબરની ફાઈલ તો જ્ઞાન લીધેલું માણસ હોય અને તે જ્યારે અથડામણ થાય ત્યારે 'વ્યવસ્થિત' સમજે. કોણ અથડાય તે જાણે, ત્યારે છૂટો થાય.

**પ્રશ્નકર્તા :** એ તો એ સમજીએ છીએ, કે આ કર્મ અથડાય છે. પણ એનો રસ્તો તો કાઢવો પડે ને ? સોલ્યુશન તો શોધવું પડે ને ?

**દાદાશ્રી :** એનું સોલ્યુશન તો હોય છે, પણ લોકો છે તે, લોકોનાં મનોબળ કાચાં હોય છે ને ! મનોબળ કાચાં હોય એટલે શું થાય, બિચારો ? સોલ્યુશન, એને તો તમે અમુક ભાગ છે તે બંધ કરી દો કે તરત છે તે ચૂપ થઈ જાય બધું. પણ મનોબળ કાચાં હોય, તો શું કરે ?

**પ્રશ્નકર્તા :** એ બતાડોને ક્યો ભાગ બંધ કરી દેવો ?

**દાદાશ્રી :** વિકારી ભાગ બંધ કરી દેવાનો. તો એની મેળે જ બધું બંધ થઈ જાય. એને લઈને આ કાયમ ચાલ્યા કરે કકળાટ.

**પ્રશ્નકર્તા :** પહેલાં તો અમે એમ સમજતા'તા કે આ ઘરનાં કામકાજ બાબતમાં અથડામણ થતી હશે. તે ઘરનાં કામમાં હેલ્પ કરવા બેસીએ, તોય અથડામણ.

**દાદાશ્રી :** એ બધી અથડામણો થવાની જ. આ જ્યાં સુધી વિકારી બાબત છે, સંબંધ છે ત્યાં સુધી અથડામણ થવાની. અથડામણનું મૂળ જ આ છે. જેણે વિષય જીત્યો, તેને કોઈ હરાવી શકે નહીં, કોઈ એનું નામેય ના દે. એનો પ્રભાવ પડે.

**પ્રશ્નકર્તા :** વિષય નથી જીતાતો એટલે તો અમે તમારા શરણે આવ્યા.

**દાદાશ્રી :** કેટલા વર્ષથી વિષય..... ઘરડાં થવાં આવ્યાં તોય વિષય ? જ્યારે જુઓ ત્યારે વિષય, વિષય ને વિષય !

**પ્રશ્નકર્તા :** આ વિષયો બંધ કરવા છતાં અથડામણ ના ટળતી હોય એટલે તો અમે તમારા ચરણે આવ્યા.

**દાદાશ્રી :** થાય જ નહીં. વિષય જ્યાં બંધ છે તે મેં જોયું, જેટલાં જેટલાં પુરુષો મજબૂત મનનાં છે તેને સ્ત્રી તો બિલકુલ આમ કહ્યામાં રહે છે.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં જે અહમ્ રહે છે કોઈ વખત, તો એને લીધે તણખા બહુ ઝરે.

**દાદાશ્રી :** એ તો અહમ્‌ના તણખા ઝરતાં નથી. એ દેખાય છે અહમ્‌ના તણખા પણ વિષયના આધીન થઈને એ હોય છે. વિષય ના હોય ત્યારે આ ના હોય. વિષય બંધ થાય ત્યારે પછી એ ઈતિહાસ જ બંધ થઈ જાય. એટલે જો બ્રહ્મચર્ય વ્રત લઈને રહે વરસ દહાડા માટે, તો એમને હું પૂછું છું. ત્યારે કહેશે, 'તણખા એકુંય નહીં, કચકચ નહીં, ખટપટ નહીં, કશું જ નહીં, સ્ટેન્ડ સ્ટીલ !' હું પૂછું પાછો, હું જાણું આવું થઈ

જાય હવે. એટલે એ વિષયને લીધે હોય છે.

**પ્રશ્નકર્તા :** એ તો લડાઈ તો પરણે ત્યારથી જ શરૂ થાય છે.

**દાદાશ્રી :** હા, પણ ત્યારથી શરૂ થાય. એ લડાઈને આપણા અનુભવીઓએ નામ આપ્યું છે, પોપટ મસ્તી. એ સાચી લડાઈ નથી. આ સાચી લડાઈમાં તો બીજે દહાડે જુદો થાય. આ પોપટ મસ્તી છે. આપણે જાણીએ કે પોપટ હમણાં એને મારી નાખશે, મારી નાખશે, પણ ના મારે. બચકાં ભરે, ચાંચો મારે, બધું કરે. એટલે આ પોપટ મસ્તી કહી. બીજે દહાડે કશુંય ના હોય. દૂધ ફાટી ના ગયું હોય, ચા થાય.

**પ્રશ્નકર્તા :** ચા આપે પણ પછાડીને આપે, તેનું શું ?

**દાદાશ્રી :** હા, કપ પછાડીને આપે પણ ફાટી ના જાય. એ કપ પછાડીને આપે તો આપણે ના પછાડીએ તો એ બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ લઢઈ બંધ ના થાય.

**દાદાશ્રી :** લડાઈ તો આ વિષય જાય તો જ બંધ થાય. કંઈ પણ લે મેલ કરી કે લડાઈ. જ્ઞાન સિવાય બીજી વસ્તુનું લેવાદેવા કર્યું એ લડાઈ અને બધા સુખ લીધેલાં, એ લીધેલાં છે તે એને શું કરવું પડશે ? રીપે (repay) કરવા (ચૂકવવા) પડશે. દાંતથી લીધેલાં સુખ દાંતના રીપે કરવા પડશે. દરેકના સુખ લીધેલા રીપે કરવા પડે. સ્ત્રીથી સુખ લીધેલાં રીપે કરવાં પડે. એ અત્યારે રોજ રીપે કર્યા કરે છે. સુખ હોય નહીં ને, પુદ્‌ગલમાં સુખ હોય નહીં. સુખ આત્મામાં જ હોય, કે જે રીપે કરવું ના પડે.

## વિષય બંધ તો ક્લેશ બંધ

જેને ક્લેશ કરવો નથી, જે ક્લેશનો પક્ષ ખેંચતો નથી, એને ક્લેશ થાય પણ ધીમે ધીમે બહુ ઓછો થતો જાય. આ તો ક્લેશ કરવો જ જોઈએ એમ માને છે ત્યાં સુધી ક્લેશ વધારે થાય. ક્લેશના પક્ષકાર આપણે ના બનવું જોઈએ. 'ક્લેશ નથી જ કરવો' એવો જેનો નિશ્ચય છે, તેને ક્લેશ ઓછામાં ઓછો આવીને પડે છે અને જ્યાં ક્લેશ છે, ત્યાં ભગવાન તો ઊભાં જ ના રહે ને !

અને આ સંસારમાં જો વિષય ના હોત તો, ક્લેશ જ ના હોત. વિષય છે તેથી ક્લેશ છે, નહીં તો ક્લેશ જ હોત નહીં ! વિષયને એક્ઝેક્ટ ન્યાય બુદ્ધિથી જુએને તો ફરી વિષય કરવાનું માણસને મન જ ના થાય.

**પ્રશ્નકર્તા :** પણ વિષય ચીજ જ એવી છે કે તે ન્યાય બુદ્ધિ જોવા ન દે.

**દાદાશ્રી :** આ વિષય એવી વસ્તુ છે કે એક ફેરો અંધ થયો પછી ના જોવા દે. સૌથી ભારેમાં ભારે અંધ એટલે લોભાંધ અને એનાથી સેકન્ડ નંબર હોય તો વિષયાંધ.

**પ્રશ્નકર્તા :** લોભાંધને વધારે કહેવાય ?

**દાદાશ્રી :** અરે, લોભાંધની તો દુનિયામાં વાત જ જુદી છે ને ! લોભાંધ એ તો દુનિયાનો એક નવી જ જાતનો રાજા. વિષયવાળા તો મોક્ષે જવાને માટે પ્રયત્ન કરે. કારણ કે વિષયવાળાને તો ક્લેશ થાય ને ! એટલે પછી કંટાળે. જ્યારે લોભાંધને તો ક્લેશ પણ ના થાય. એ તો એની લક્ષ્મીની જ પાછળ પડેલો હોય, લક્ષ્મી કંઈ બગડતી નથીને એ જ જોયા કરે અને એમાં જ એ ખુશ. છોકરાંને ઘેર છોકરાં હોય, તોય એને લક્ષ્મીની જ પડેલી હોય. અને લક્ષ્મીને સાચવવા આવતો ભવ ત્યાં સાપ થઈને બગાડે.

## છ મહિના કરો અખતરો

બહુ આડા સ્વભાવની બૈરી મળી હોય તો શું થાય ? અધોગતિએ લઈ જાય ! એટલે એમાંથી છૂટવા તો શું કરવું પડે ? એની જોડે વિષય બિલકુલ બંધ કરી દેવો પડે, નહીં તો એકદમ ઓછો કરી નાખવો પડે તો ગાડું પાંસરું થાય ને રાગે પડે. આ દુનિયામાં ક્ષયનાં જંતુની દવા હોય છે, પણ મનુષ્યરૂપી જીવાતો એ તો ક્ષયનાં જંતુઓ કરતાં પણ ભયંકર છે. એની તો દવા જ ના મળેને !

**પ્રશ્નકર્તા :** દાદા, મારી બ્રહ્મચર્ય પાળવાની ઘણી ઈચ્છા છે પણ મારી બૈરી ના પાડે છે. એના કારણે એ મને સત્સંગમાં ન આવવા માટે

ખૂબ ધમપછાડા કરે છે. તો મારે ત્યાં શું કરવું ?

**દાદાશ્રી :** આ પુરુષો જરા ઢીલા હોય છે, તેથી તેનો લાભ સ્ત્રીઓ ઉઠાવે છે. જ્યાં સુધી પુરુષોને સ્ત્રી પાસેથી વિષયની યાચના હશે, ત્યાં સુધી સ્ત્રી ક્યારેય પણ કાબૂમાં નહીં આવે. ચાર-છ મહિના સુધી તું વિષય બંધ કરી જો. એ કાલાવાલા કરશે. પછી સ્ત્રી કાબૂમાં આવશે. આપણે તો એનું હઉ કલ્યાણ થાય એવું જોવું જોઈએ. એ બિચારીનું અવળું ચાલે તો તે ક્યાં જાય ? એ આપણું ખરાબ કરવા માંગે તોય આપણે એનું સારું કરવું જોઈએ. એની તો અણસમજણ છે, પણ આપણે તો સમજણવાળા ખરા કે નહીં ? છ મહિના તારાથી કંટ્રોલ રહેશે કે નહીં ? છ મહિનામાં તો એ નરમ ઘેંસ થઈ જશે. છ મહિનામાં તને ચમત્કાર લાગશે. એક જણને તો ત્રણ મહિનામાં જ વહુ નમતી આવી ગઈ અને ધણીને કહેવા લાગી કે તમે કહેશો તેમ કરીશ.

એનો વિકારી સ્વભાવ છે કે મોળો છે ?

**પ્રશ્નકર્તા :** જરા ખરો.

**દાદાશ્રી :** તો એ તરત કાબૂમાં આવી જશે. આપણે એનું એવું રાગે પાડી દઈએ કે એનુંય સારું થાય અને આપણુંય સારું થાય. વહુ જો બહુ ઉપાધિ કરાવતી હોય તો તેને કહીએ કે મારો બ્રહ્મચર્ય લેવાનો વિચાર છે. બહુ કાલાવાલા કરે તો તેને કહીએ કે હજુ બે મહિના પછી, તું બદલાઈ ગયા પછી, એમ કરીને આપણે તેને ગમે તેમ કરીને વશ કરવી. એ વિકારમાં આવતી હોય ત્યારે તને ખુશ કરવા પ્રયત્ન કરે કે ના કરે ? તે વખતે એ તરફ ધ્યાન નહીં રાખવાનું. હવે એમ છેતરાઈશ નહીં. આપણને શુદ્ધાત્માનું જ્ઞાન છે એટલે સંયમ રાખી શકીએ. સંયમ ના હોય તો દબાઈ જ જાય. આપણું મન બગાડવા ના દેવું. આપણે એની જોડે કામ સાથે કામ રાખવું. બધું બગડે નહીં, એ જોવાનું. એ અજ્ઞાની માણસ એટલે ઊંધું કરે. જ્ઞાની ઊંધું ના કરે. અને છેવટે તો વિજય સત્યના પક્ષમાં જ હોય છે ને ? આ વશ કરવાનો ઉપાય છે. બીજો ઉપાય નથી.

છૂટેલા હોય, તે છોડાવડાવે. બંધાયેલા શું છોડાવે ? ઘેર ઘેર આનું

આ જ રમખાણ હોય. આ કંઈ એક જ ઘેર હોય ? તારા જેવું તો બહુ ઘણાં માણસોને ત્યાં બનેલું. કેટલાંક માણસોને તો વિષય છૂટી ગયા. કેટલાંક હજુ નીકળી જશે. કેટલાંકને જીતાય એવું નથી, ત્યારે મેં એને છોડી દેવાનું કહ્યું ને બીજા રસ્તા દેખાડ્યા ! જ્યારે ત્યારે તો વિષયને જીતવો જ પડશેને ?

બ્રહ્મચર્યનું બળ નથી, તેથી માણસોને સ્ત્રીઓ જોડે ભાંજગડ પડે છે. બ્રહ્મચર્યનું બળ હોય તો સ્ત્રીઓ નામ ના દે ! બાર મહિના નહીં તો છ મહિના, પણ છ મહિના તારું સીધું ચાલશે ને ? પછી ફરી છ મહિના લઈ લેવાનું ને પછી તો એ પોતેય કબૂલ કરશે કે ના, તમે એક-બે વર્ષ ખમી જાવ, બે વર્ષ પછી આપણે બેઉ સાથે બ્રહ્મચર્ય વ્રત લઈએ. ખરેખરું એવું થઈ જાય તો બહુ સારું પડે. બન્નેનું આમ રાગે પડે, પછી અમે વિધિ કરી આપીએ એ બહુ સારું કહેવાય. પુરુષ માયાવી ના કહેવાય, સ્ત્રી જાતિ માયાવી કહેવાય. જ્યારે પ્રતાપ નામનો ગુણ પ્રગટે છે, ત્યારે જ સ્ત્રી જાતિ તે ગુણ ઉપર આફરીન થાય છે અને ત્યારે જ સ્ત્રીની કપટની બારી બંધ થઈ જાય. એ સિવાય સ્ત્રીઓની કપટની બારી બંધ થવાનો, બીજો કોઈ આરો જ નથી.

આ તમારી જગત કલ્યાણની ભાવના છે, તે જ તમને વિષય જિતાડશે. સંયમ એવી ચીજ છે કે આખું જગત પગે લાગે, સાચો સંયમધારી હોય તો.

## કપટથી સિંહને બનાવે ઉંદરડી

આપણે આમ કહીએ ત્યારે એ વળી આમ કહે. વાદ ઉપર વિવાદ સર્જે ચીકણી ફાઈલ.

**પ્રશ્નકર્તા :** એ ફાઈલ નંબર ટુ.

**દાદાશ્રી :** હા. ધણીનું માને નહીં. આમ ઉંદરડો રાત્રે પ્યાલો ખખડાવે તો ભડકે અને ધણીથી ના ભડકે, મોટો સિંહ જેવો હોય તોય.

**પ્રશ્નકર્તા :** એની પાછળ કારણ શું હોય છે ? વિષયની લાલચ ?

**દાદાશ્રી :** પી ગઈ હોય છે. એ મૂંઓ પીવા દે છે ને. પેલોય પી જવા દે છે ને ! એવી સ્ત્રીઓ હોય કે ના હોય ? પી જાય એવી ? શી રીતે પી જાય ? છત જોઈ લે પછી પી જાય. મહીં છત નથી ને વગર કામનો કૂદાકૂદ કરે. પછી પી જાય.

**પ્રશ્નકર્તા :** આ ઘર્ષણનું આપે પેલું કારણ કહ્યુંને, એટલે વિષય ના હોય તો અથડામણ જ ના હોત !

**દાદાશ્રી :** વિષય ના હોય ને માર્ગ મળ્યો, તે મોક્ષ થઈ જાય. નહીંતર માર્ગ ના મળ્યો તો એય રખડી મરે. વિષય ના હોય તો સરળ મોક્ષ પાછો. કશું અડચણ વગરનો !

**પ્રશ્નકર્તા :** એટલે સંસાર જ્યાંથી શરૂ થયો હોય, ત્યાંથી બંધ કરવો પડે તો બંધ થઈ જાય. વિષયમાંથી ઊભો થયો છે ને ?

**દાદાશ્રી :** સૂક્ષ્મ કારણ તો બીજાં છે, સ્થૂળ કારણ આ છે.

**પ્રશ્નકર્તા :** આ સ્થૂળ કારણમાં જાય ?

**દાદાશ્રી :** આ બંધ કરે તો દીવા જેવું થઈ જાય, ફર્સ્ટ કલાસ.

આવું કોઈએ હિન્દુસ્તાનમાં કહ્યું નથી હજુ. શીલ ઉપર તો બધાએ ઢાંકી દીધું છે. લોકોને આનો જ સ્વાદ છે. ટેસ્ટ જ આનો છે. જ્યાં અનેક જાતના ઝઘડા, વિગ્રહ ને સંઘર્ષ ઊભું થાય છે, ત્યાં જ આ જીવો ફસાય છે. ફસામણ છૂટે નહીં અને અનંત અવતારો થાય છે. કારણ કે વેર વાળ્યા જ કરે પછી, સ્ત્રી વેર વાળ્યા જ કરે. પુરુષ તો ભોળો બિચારો, ભગવાનનો આદમી ! આમનામાં ભલીવાર શું ?! પંજામાંથી છોડે નહીં ને પછી, એક ફેરો, કાબૂમાં આવી ગયો ખલાસ, એમાં સ્ત્રીઓનેય પણ નુકસાન તો થાયને કે ના થાય ?

## વસુલે ભાઈસા'બ કરાવીને

એક બહેને તો મને કહ્યું હતું 'પૈણી ત્યારે એ બહુ લોંટ (જબરા) હતા.' મેં કહ્યું, 'હવે ?!' ત્યારે કહે, 'દાદા, તમે બધું સ્ત્રી-ચારિત્ર બધું

સમજો છો, મારી પાસે શું કહેવડાવો છો ?' મારી પાસે કોઈ સુખ જોઈતું હોય એમને, ત્યારે હું એને કહું, 'ભઈસા'બ કહો.' એટલે ભઈસા'બ કહેવડાવું ત્યારે ! એમાં મારો શું વાંક ? પહેલાં એ મને ભઈસા'બ કહેવડાવતા હતા અને હવે હું ભઈસા'બ કહેવડાવું છું.

તેથી હું લોકોને પૂછું, ઘેર આવી ભાંજગડ નથીને ? ના દાદા, એવું નથી. હોય તો, એ મને કહેજે, હં. પાંસરી કરી નાખીએ. એક મહિનામાં તો પાંસરી કરી નાખું.

**પ્રશ્નકર્તા :** તો એવી લાલચોનું કારણ શું ? કઈ રીતે આ લાલચો આવે છે ?

**દાદાશ્રી :** જેમાં ને તેમાંથી સુખ પ્રાપ્ત કરવું, ને જેનું ને તેનું પડાવી લેવું. એટલે પછી 'લૉ'-કાયદો કે કશું નહીં અને તે લોકનિંદ્ય હોય તોય કશી પડેલી ના હોય. અને તે લોકનિંદ્ય જ હોય આ બધું, એટલે પછી લાલચ આવાં કામ કરાવે, માણસને માણસ જાતમાં ના રાખે.

## લાલચ તો ધ્યેય ચૂકાવે

કૂતરાને એક પૂરી દેખાડી ને, એમાં તો એની બધી 'ફેમીલી'ને પણ ભૂલી જાય. છોકરાં, કુરકુરિયાં, બધાયને ભૂલી જાય અને આખું પોતાનું સ્થાન છે, જે લત્તામાં રહેતો હોય તેય ભૂલી જાય અને ક્યાંય જઈને ઊભો રહે છે. લાલચની હારુ પૂંછડી પટપટાવતો હોય, એક પૂરીને માટે ! લાલચ, જેનો હું 'સ્ટ્રોંગ' વિરોધી છું. લોકોમાં હું લાલચ દેખું ત્યારે મને થાય, આવી લાલચ બધી ?! 'ઓપન પોઈઝન' છે ! મળી આવે એ ખાવું. પણ લાલચ ના હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** લાલચ વગર રહેવાથી મળી પણ રહે છે.

**દાદાશ્રી :** એટલે આ લાલચુને જ આ ભાંજગડ છે. નહીં તો બધું મળી રહે, ઘેર બેઠાં મળે. આ અમે કશી ઈચ્છા પણ નથી કરતાં તોય બધી ચીજ મળે છે ને ! લાલચ તો નથી, પણ ઈચ્છા યે નથી કરતા !

**પ્રશ્નકર્તા :** લાલચ અને ઈચ્છા, એ બેમાં શો ફેર ?

**દાદાશ્રી :** ઈચ્છા રાખવાની છૂટ છે બધાને. બધીય જાતની, ઈચ્છાનો વાંધો નથી. લાલચુ તો, આ કૂતરાને એક પૂરી ધરી, તે ક્યાંનો ક્યાં જાય, એને લાલચ પેઠી ને !

**પ્રશ્નકર્તા :** એટલે લાલચમાં સારા-નરસાનો વિવેક નહીં રહેતો હોય.

**દાદાશ્રી :** લાલચ તો, જાનવર જ કહી દો ને એને ! મનુષ્યરૂપે જાનવર જ ફર્યા કરે છે. થોડી ઘણી લાલચ તો બધાને હોય, પણ એ લાલચ નભાવી લેવાની. પણ લાલચુ જ જેને કહેવામાં આવે છે, એને તો કંઈ જાનવર જ જોઈ લો ને, મનુષ્યરૂપે !

એક માણસને, કોઈ ખાવાની સરસ ઊંચી વસ્તુ લાવ્યા. હવે પેલા માણસને એ વસ્તુ બહુ જ ભાવે છે, તો એ લાલચ સારું બેસી રહે. બે-ત્રણ-ચાર કલાક બેસી રહે. થોડુંક એને આપીએ ત્યાર પછી જ એ જશે. પણ એ લાલચ હારું બેસી રહે છે અને જે અહંકારી છે એ તો કહે, 'મેલ પૈડ તારી, એના કરતાં આપણાં ઘેર જવા દો ને !' એ લાલચુ ના હોય.

એટલે લાલચોથી આ જગત બંધાયેલું છે. અલ્યા, કૂતરા-ગધેડાને લાલચ હોય. પણ આપણને લાલચ કેમ હોય ? લાલચ તે હોતી હશે ?!

આ ઉંદર પાંજરામાં ક્યારે આવે છે ? પાંજરામાં ક્યારે ઝડપાઈ જાય છે ?

**પ્રશ્નકર્તા :** લાલચ હોય ત્યારે.

**દાદાશ્રી :** હા, ઢેબરાની સુગંધ આવી અને ઢેબરું ખાવા ગયો કે મહીં તરત ફસાય. પાંજરાની મહીં ઢેબરું દેખ્યું કે બહાર રહ્યો એ તલપાપડ થયા કરે કે 'ક્યારે પેસું ? ક્યારે પેસું ?' પછી મહીં પેસી જાય એટલે પેલું ઓટોમેટિક વસાઈ જાય. મનુષ્યોને આ 'ઓટોમેટિક' આવડે બધું. એટલે એની મેળે જ વસાઈ જાય. એટલે સર્વ દુઃખનું મૂળ લાલચ છે.

## વિષયની લાલચ, કેવી હીન દશા !

**પ્રશ્નકર્તા :** હવે આ વિષયમાં સુખ લીધું, એના પરિણામે પેલા ઝઘડા ને ક્લેશ બધું થાય ને ?

**દાદાશ્રી :** બધું આ વિષયમાંથી જ ઊભું થયું છે અને સુખ કશુંય નહીં પાછું. સવારના પહોરમાં દિવેલ પીધા જેવું મોઢું હોય. જાણે દિવેલ પીધેલું ના હોય ?!

**પ્રશ્નકર્તા :** એ તો કંપારી છૂટે કે આટલાં બધા દુઃખો આ લોકો સહન કરે છે, આટલાં સુખને માટે !

**દાદાશ્રી :** એ જ લાલચ છે ને, આ વિષય ભોગવવાની ! પછી એ તો નર્કગતિનું દુઃખ ત્યાં ભોગવે ને, ત્યારે ખબર પડે કે શું સ્વાદ ચાખવાનો છે આમાં !! ને વિષયની લાલચ એ તો જાનવર જ કહી દો ને ! વિષયમાં ઘૃણા ઉત્પન્ન થાય તો જ વિષય બંધ થાય. નહીં તો વિષય શી રીતે બંધ થાય ?

❖❖❖❖❖

# [૭]
# વિષય એ પાશવતા જ

## દસ વર્ષ સુધી તો દિગંબર

પણ અમારા વખતની એ પ્રજા એક બાબતમાં બહુ સારી હતી. વિષય વિચાર નહીં. કોઈ સ્ત્રી તરફ ખરાબ દૃષ્ટિ નહીં. હોય, સેકડે પાંચ-સાત ટકા માણસ એવા હોય ખરાં. તે ફક્ત રાંડેલીઓ જ ખોળી કાઢે. બીજું કશું નહીં. જે ઘરે કોઈ રહેતું ના હોય ત્યાં. રાંડેલી એટલે વર વગરનું ઘર એમ કહેવાય. અમે ચૌદ-પંદર વર્ષનાં થયાં, ત્યાં સુધી છોકરીઓ જુએ તો બેન કહીએ. બહુ છેટેની હોય તોય. એ વાતાવરણ એવું હોય. કારણ કે દસ-અગિયાર વર્ષનાં હોય ત્યાં સુધી તો દિગંબરી ફરતા ! દસ વર્ષનાં હોય તોય દિગંબર ફરતો હોય. દિગંબર એટલે સમજ્યા ?

**પ્રશ્નકર્તા :** હા, હા. ખ્યાલ આવી ગયો.

**દાદાશ્રી :** અને એ ઘડીએ મા કહે પણ ખરી, 'રડ્યા, દિગંબર, લૂંગડું પહેર, પયગંબર જેવો.' દિગંબર એટલે દિશાઓ રૂપી લૂગડાં. એટલે વિષયનો વિચાર જ ના આવે. એટલે ભાંજગડ નહીં. તે વિષયની જાગૃતિ જ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે સમાજનું એક જાતનું પ્રેશર એટલે ?

**દાદાશ્રી :** ના, સમાજનું પ્રેશર નહીં. મા-બાપનું વલણ, સંસ્કાર ! ત્રણ વર્ષનું છોકરું એ ના જાણતું હોય કે મારાં મા-બાપને આવો કંઈ સંબંધ છે. એટલી બધી સુંદર સિક્રસી હોય ! અને એવું હોય તે દહાડે છોકરાં બીજા રૂમમાં સૂતાં હોય. એ મા-બાપનાં સંસ્કાર. અત્યારે તો પેણે બેડરૂમ

ને પેણે બેડરૂમ. પાછાં ડબલબેડ હોય છે ને ?

અને કોઈ પુરુષ તે દહાડે એક પથારીમાં સ્ત્રી જોડે સૂવે નહીં. કોઈ ના સૂવે. તે દહાડે તો કહેવત હતી કે સ્ત્રી સાથે આખી રાત સૂઈ જાય તો તે સ્ત્રી થઈ જાય, એના પર્યાય અડે. તે કોઈ આવું ના કરે. આ તો કો'ક અક્કલવાળાએ શોધખોળ કરી. તે ડબલબેડ વેચાયા જ કરે ! એટલે પ્રજા થઈ ગઈ ડાઉન. ડાઉન થવામાં ફાયદો શો થયો ? પેલા તિરસ્કાર બધા જતા રહ્યા. હવે ડાઉન થયેલાંને ચઢાવતાં વાર નહીં લાગે.

## મા-બાપ જ કુસંસ્કારે વિષયમાં

અલ્યા, આ ડબલબેડ તે હિંદુસ્તાનમાં હોતાં હશે ? કઈ જાતના જાનવરો છે ? હિન્દુસ્તાનના સ્ત્રી-પુરુષો કોઈ દહાડો ભેગા એક રૂમમાં હોતાં જ નહીં. હંમેશા જુદી જ રૂમમાં રહેતા હતા. તેને બદલે આ જો તો ખરાં !! અત્યારે આ બાપ જ બેડરૂમ કરી આપે, ડબલબેડ ! તે પેલાં સમજી ગયાં કે આ દુનિયા આવી જ ચાલ્યા કરે છે. એ બધું મેં જોયેલું આ.

એકંદર સારું છે, આ છોકરા બધા યુઝલેસ નીકળ્યાં છે ને ! સાવ જૂઠો માલ, તદ્દન જૂઠો માલ. પણ એમને કહ્યું હોય કે આ હોલમાં પચ્ચીસ જણ સૂઈ જાવ, તો તરત બધા સૂઈ જવાના. અને એને બાપ શીખવાડે કે જાવ, ડબલબેડ લઈ આવ. એટલે પાછું એવુંય શીખી જાય બિચારા. એમને એવું કંઈ નથી. આજ ડબલબેડ હોય તો તેવું, અહીં આગળ બીજે દહાડે આમેય હોય. એવું કશું નથી. આ તો બાપ વાંકા છે, બરકત નથી. એવો ઊંધે રસ્તે ચઢાવે છે. કે મા-બાપો જ અત્યારે વ્યવસ્થા કરે છે. અઢાર વર્ષનો થાય એટલે કહેશે, એની રૂમ બાંધ્યા પછી છે તે પૈણાવીએ એને આપણે. અલ્યા, રૂમ બાંધીને જોગવાઈ કરી આપે છે. પાછો ડબલ પલંગ લાવે છે. પેલો એમ જ જાણે કે મારે વારસામાં આટલું જ કરવા જેવું છે. મા-બાપને જ ભાન નથી બિચારાને. મા-બાપને જ કશું ભાન નથી, કેવી રીતે ચાલવું તે. એટલે છોકરો આનો કાયદો જ જાણતો નથી ને ! એ તો એમ જ જાણે, છોકરો નાનો હોય ત્યારથી જ એમ જાણે, 'તારા પપ્પા

ક્યાં સૂઈ જાય છે ?' ત્યારે કહે, 'આ ડબલબેડવાળી રૂમમાં અને હું તો પેલી રૂમમાં સૂઈ જઉં છું.' એ સમજે કે ડબલબેડ ચાલુ પહેલેથી છે !

**પ્રશ્નકર્તા :** આ જે સાથે સૂવાની પ્રથા છે, એ અમુક પ્રથાઓ જ ખોટી છે ?

**દાદાશ્રી :** એ બધી પ્રથાઓ ખોટી છે. આ તો સમજણવાળી પ્રજા નહીં ને, તે ઊંધું ઘાલી દીધું છે બધું ! પછી છોકરા-છોકરીઓ એમ જ માની લે છે કે આ પ્રમાણે હોય જ, આ જ મુખ્ય વસ્તુ છે. તેય જો સ્ત્રીને એના ધણીમાં જ ચિત્ત કાયમ રહેતું હોય તો વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** પણ તે કાયમ રહેતું નથી ને ?

**દાદાશ્રી :** અરે, બીજું જુએ છે ત્યારે પાછો બીજો ડખો કરે છે. એટલે ભાંજગડ છે. એ મૂળમાંથી ઉડાડી દેવા જેવી વસ્તુ છે. એનાથી જ બધો સંસાર ઊભો રહ્યો છે.

## સ્ત્રીસંગ છૂટે તે થાય ભગવાન

એ સ્ત્રીઓનો સંગ જો પંદર દહાડા મનુષ્ય છોડેને, મનુષ્ય પંદર દહાડા છેટો રહે, તો ભગવાન જેવો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પંદર દહાડા બૈરાથી દૂર જતાં રહીએ તો બૈરાઓ પછી વહેમ ખાય અમારા ઉપર.

**દાદાશ્રી :** એ ગમે તે કહો, એ બધી વકીલાત કહેવાય. એ ગમે એટલી વકીલાત કરો તો ચાલે વકીલાતમાં, જીતો ખરા, પણ એક્ઝેક્ટ પુરાવા નથી એ.

અમે કહીએ છીએ, એકલાં જુદા રૂમમાં સૂઈ જવાનું, એમાં શું સાયન્સ હશે ? સાયન્ટિફિક કારણ છે આની પાછળ. વરસ દહાડો છૂટા રહીને પછી તમે એક પથારીમાં સૂઈ જાવને, તો જે દહાડે એ બહારથી બહુ જ આખો દહાડો તપીને આવ્યો હોય ને, તે પસીનો સોઢશે તમને. અને આ બઈનેય પસીનો સોઢશે. ગંધ ઉત્પન્ન થશે. પેલી ગંધ ના ખબર

પડે. નાક, આ ઈન્દ્રિય ખોવઈ જાય. ડુંગરી રોજ ખાનારાને ડુંગરી છે, તે આખા ઘરમાં ભરેલી હોય તોય એને ગંધ ના આવે. અને ડુંગરી ના ખાતો હોય, તેને અહીંથી બસો ફૂટ છે તે ડુંગરી હોય તો એને ગંધ આવે. એટલે આ સૂઈ જાય એટલે નાકની ઈન્દ્રિય બધી ખલાસ થઈ જાય. નહીં તો જોડે સૂવાતું હશે ! આ ડુંગરીની વાત સમજણ પડી તમને ?

**પ્રશ્નકર્તા :** પડી ગઈ, બરાબર.

**દાદાશ્રી :** આવું જ્ઞાનેય મારે આપવાનું ?! તમારે બધાએ જાણવું જોઈએ આવું જ્ઞાન તો ! આ તો મારે કંઈ જણાવી આપવું પડે ?!

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી તમે બોલો નહીં ત્યાં સુધી એ આવરણ ખસે નહીં. ગમે એટલું જાણે તોય. વચનબળથી જ ખસે બધાને.

## ડબલબેડે બેવડો વિષય

**દાદાશ્રી :** અને એક પથારી તો કોઈ દહાડોય અમે જોયેલી નહીં. અને અત્યારે તો આજના જમાનાના બધા ભણેલા લોકોએ, ડબલ બેડ લાવી આલો બાબાને. મેરચક્કર, અત્યારથી આવું શીખવાડું છું ?! ડબલ બેડ હોતો હશે મૂઆ ?! એ તો વાઈલ્ડનેસ પેસી ગઈ. જે બ્રહ્મચારીઓનો દેશ, વાનપ્રસ્થાશ્રમને પૂજનારો દેશ ! ડબલબેડનો અર્થ સમજી ગયાને તમે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પૈણાવતાં પહેલા ડબલ બેડ વેચાતું મંગાવે. બાપો મંગાવે એટલે પેલા છોકરા એમ જાણે કે આપણા બાપ-દાદા એમને લઈ આપતા હશે. એવું આપણને લઈ આપે. વારસાગતથી રિવાજ છે આ શું ? આ કેટલી બધી હિંસા ?! આ તો આપણા મહાત્માઓને કહેવાય, બહાર તો બોલાય નહીં. બહાર તો જે પ્રવાહ ચાલી રહ્યો છે એ પ્રવાહના અવળા ચાલીએ એ ગુનો છે. કુદરતી પ્રવાહ છે. આ તો મહાત્માઓ પૂરતી વાત છે. આ સાપેક્ષ વાત છે. આ કંઈ નિરપેક્ષ વાત નથી. એ ડાહ્યા થઈ શકે એવા છે તેના પૂરતી, બહાર તો વાત કહેવાય જ નહીંને ! આ તો દુનિયા

કંઈ ફરવાની છે ? દુનિયા તો એના રંગેરાગે જ ચાલ્યા કરવાની છે. ડબલ બેડ જ વેચાતું લાવે. હું બૂમ પાડું ને બહાર તો ગાંડા કહે, હું પાડું જ નહીં ને મને ગાંડા કહે એવું કહું યે નહીં. ઊલ્ટો એ પૂછવા આવે કે આ ડબલ બેડ લાવીએ છીએ, એમાં આપને વાંધો ? તો કહું ના બા, મને કોઈ વાંધો નથી. થ્રી બેડ રાખો ને સાથે. વાંધો શો છે ?! એ તો જેને આ પ્રાપ્તિ થઈ છે, તેના માટે વાત છે.

આ બાબતમાં વિચાર્યું જ નથી ને ! આ કોઈએ કહ્યું નથી, આમાં તો ઠપકોએ નહીં આપ્યો કોઈએ, સમજણ જ પાડી નથી. ઊલ્ટી આને ઉત્તેજના આપ્યા કરી કે ડબલબેડ જોઈએ. આમ જોઈએ, તેમ જોઈએ....

ડબલ બેડની સિસ્ટમ બંધ કરો ને સિંગલ બેડની સિસ્ટમ રાખો. પહેલાં હિન્દુસ્તાનમાં કોઈ માણસ આવી રીતે સૂતો નથી. કોઈ પણ ક્ષત્રિય નહીં. ક્ષત્રિય તો બહુ કડક હોય પણ વૈશ્યેય નહીં. બ્રાહ્મણોય આવી રીતે નહીં સૂવે, એક પણ માણસ નહીં ! જો કાળ કેવો વિચિત્ર આવ્યો ? આપણે ત્યાં તો ઘરમાં જુદી રૂમ નહોતા આપતાં પહેલાં.

પહેલા તો કો'ક દહાડો વહુ ભેગી થઈ તે થઈ. નહીં તો રામ તારી માયા ! કુટુંબ મોટાં હોય એટલે સંયુક્ત કુટુંબ તે. અને અત્યારે તો રૂમ જુદી તે જુદી પણ બેડ પણ સ્વતંત્ર, ડબલ બેડ.

આ તો બહુ ઝીણી વાત નીકળે છે.

## સુવે ડેલામાં પતિ ને ઓરડામાં પત્ની

**પ્રશ્નકર્તા :** આપનું વાક્ય નીકળેલુંને કે પુરુષો બૈરા જોડે સૂઈ ને આટલાં મોટા મરદ માણસ બૈરા જેવા થઈ જાય.

**દાદાશ્રી :** થઈ જાયને ! અલ્યા મૂઆ, એક પથારીમાં સૂવાતું હશે ! અલ્યા, કઈ જાતનું માણસ છે તે ?! એ સ્ત્રીનીય શક્તિ ઉડી જાય અને બીજી એની શક્તિ, બન્નેની શક્તિ ડિફોર્મ થઈ જાય છે. અમેરિકાવાળાને માટે બરોબર છે, પણ એમનું જોઈને આપણેય લાવ્યા ડબલબેડ, કિંગ બેડ !

ખરા પુરુષો કેવા હોય ! અમારા ગામની વાત કરું. બ્રહ્મચર્યની

વાત નીકળી ત્યારે મને સારા-સારા માણસો ભેગા થયેલા, નાનપણથી જ એવા સંયોગો લઈને આવેલો. તે એક પુરુષ સિત્તેર વર્ષના દેખાવડા હતા. એમની યાદશક્તિ સુંદર, મોઢાં ઉપર નૂર કેટલું બધું. મેં કહ્યું, આ દેખાવડા શી રીતે હશે ? આમાં કંઈ જ્ઞાન-બાન હશે ? જ્ઞાની દેખાવડો હોય કે કાં તો બ્રહ્મચારી દેખાવડો થોડો હોય ! એટલે મેં કહ્યું, આ પાટીદારમાં કંઈ જ્ઞાન હોય નહીં, માટે આપણી બધી તપાસ કરો. કે શું કારણ છે આની પાછળ ? તે અમારા સગા થતા હતા. ને મારી સત્તર વર્ષની ઉંમર ! આ પટેલ આવા દેખાય છે. બીજા પટેલ બધા આવા દેખાય છે. આ પટેલમાં કંઈ અજાયબી છે. એનાં છોકરાં કંઈ રૂપાળા !

એક દા'ડો હું એમના ત્યાં ગયો. ત્યારે મેં કહ્યું, 'કાકા, હું ઘેર જઈ આવું ?' એ ડેલામાં બેસી રહે. ઘરેય ખરું ને, ડેલુંય ખરું બેસવાનું. બેઠકનો રૂમ, નવું જુદું. ત્યાં બસો-ત્રણસો ફૂટ છેટે ઘરથી. પછી, 'બેસને, હવે અહીં ચા મંગાવું છું. તું બેસ અહીં, ચા મારી આવશે. તું ચા થોડી પીજે.' ત્યારે મને ગમ્યું. મારે એમની જોડે વાત કોઈ પણ રસ્તે કરવી'તી. એટલે પછી મેં કહ્યું, 'કાકા ક્યાં સૂઈ જાવ છો તમે ?' ત્યારે કહે, 'મારે અહીં સુઈ જવાનું.' મેં કહ્યું, 'કેટલા વર્ષથી ?' ત્યારે, 'જ્યારથી પૈણ્યો ત્યારથી અહીં.' 'હેં', હું તો ચમક્યો. મેં કહ્યું, 'આ શું !' ત્યારે હું વધારે ઊંડો ઉતર્યો. 'કાકા, મને આમાં ઈન્ટરેસ્ટ છે. થોડી વાત કરોને. આ કાકી કોઈ દા'ડો અહીં આવે છે ?' ત્યારે કહે, 'મહિનામાં બે દા'ડા બોલાવવાના, બસ.' મેં કહ્યું, 'આ હારો ચળકાટ ! આ અજવાળું શેનું ? ક્યાંથી લાયા ? તમે પાટીદાર જુઓ !' ત્યારે મેં કહ્યું, 'શું કરો છો ?' ત્યારે કહે છે, 'કોઈ દા'ડો એક પથારીમાં સૂઈ ગયો નથી અને પાંત્રીસ વર્ષથી વાનપ્રસ્થાશ્રમમાં જ છું. એક પથારીમાં જો બે જણ સૂએ તો બેઉ સ્ત્રીઓ થઈ ગઈ. એનો સંગ લાગ્યો અને સંગ મને લાગ્યો નથી ?' ધન્ય છે કાકા, આ ઉંમરમાં ! હું તો સજ્જડ થઈ ગયો. ત્યારથી મને એ ચેપ લાગી ગયો બધો. પછી પથારી જુદી સમજતો થયો. અને અત્યારે તો બાપ દિકરાને કહે છે, 'જા, ડબલબેડ લઈ આવ, ભલે ત્રણસો ડોલર લેતાં હોય.' એટલે પેલો જાણતો જ નથી કે બાપા યે ડબલબેડમાં હતા, એમના દાદા યે ડબલબેડમાં હશે.

એટલે મૂઆ, દાદાને હતો જ નહીં આવો ડબલબેડ ! આવું ના બોલવું જોઈએ છતાં જો બોલું છું ને ! આવું ના બોલવું જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** શા માટે નહીં ?

**દાદાશ્રી :** કોઈને દુઃખ થાય ને ! આવી રીતે બોલીએ પણ અમે તો જ્ઞાની પુરુષ એટલે કોઈને દુઃખ ના થાય. હું ગમે તેવુ બોલું તોય અમને જ્ઞાની પુરુષને અંદર વીતરાગતા હોય અને રાગ-દ્વેષ ના હોય. અમને કોઈની પર ચીડ ના હોય. એટલે અમે બોલી શકીએ. પણ આ તમે સમજ્યા ને ? આ બ્રહ્મચર્યનું પૂછયું ત્યારે મારે આ ઉઘાડું કહેવું પડ્યું નહીં તો હું કહું નહીં આવું.

**પ્રશ્નકર્તા :** છૂટવાનું જ્ઞાન છે ને ! પછી એ શક્તિનો ઉપયોગ થાય ને બીજામાં.

**દાદાશ્રી :** હા માટે. માટે કંઈ નિયમ રાખજો. આ બધાંને ? શું કહું !

## ન યાદ આવે આત્મા બેડરૂમમાં

**પ્રશ્નકર્તા :** હું તો મારી વાત કરું છું કે જ્ઞાન લીધાં પછી, સતત કેવળ આ ભાવ કરું છું છતાં નથી છૂટતું.

**દાદાશ્રી :** ના, પણ એ તો પહેલાંનો હિસાબ છેને ! એટલે છૂટકો જ ના થાય.

**પ્રશ્નકર્તા :** વિષય નથી, પણ હૂંફને માટે. એમ થાય કે ના, સાથે સૂવું જ છું.

**દાદાશ્રી :** ના, એમ નહીં પણ એ તો એ જે આ હિસાબ છે ને, તે હિસાબ બધો ચૂકતે થાય છે. હા, એ ચૂકતે હિસાબ થયો ક્યારે કહેવાય, સાથે સૂઈ જતાં હોય અને ના ગમતું હોય એ બધું, અંદર ગમતું ના હોય અને સૂઈ જવું પડતું હોય. ત્યારે હિસાબ ચૂકતે થયા. પણ ગમે છે કે નહીં એટલું તો પૂછી લેવું.

**પ્રશ્નકર્તા :** પોતાને ગમે, પણ મહીંથી પ્રજ્ઞાશક્તિ અથવા સમજ

ચેતવે છે.

**દાદાશ્રી :** મનને તો ભલે ગમે, પણ આપણને ગમે ?

તમને સમજાયું ને, આ ભૂલ ક્યાં છે, કેવી થયેલી છે ? અને ભૂલ તો ભાંગવી પડશે ને ? પ્રારબ્ધમાં હોય તે ભોગવવાનું, પણ ભૂલ તો ભાંગવી જ પડે ને ? ભૂલ ભાંગવી ના પડે ?

અલ્યા, 'બેડરૂમ' ના કરાય. એ તો એક રૂમ હોય, તે બધાં ભેગાં સૂઈ રહેવાનું ને પેલી તો સંસારી જંજાળ ! આ તો 'બેડરૂમ' કરીને આખી રાત સંસારની જંજાળમાં પડ્યો હોય. આત્માની વાત તો ક્યાંથી યાદ આવે ? 'બેડરૂમ'માં આત્માની વાત યાદ આવતી હશે ?!

મનુષ્યપણું ખોઈ નાખે છે. આખા બ્રહ્માંડને ધ્રુજાવે એવાં લોક, જુઓને, આ દશા તો જુઓ ! આ હીન દશા જુઓ. તમે સમજ્યા મારી વાત ?

## આ વિષયભોગનાં ઓહોહો ! પરિણામ તે કેવાં!

આત્મામાં કેટલી શક્તિ હશે ? અનંત શક્તિઓ છે આત્મામાં. પણ બધી શક્તિઓ આવરેલી પડેલી છે. જ્યારે 'જ્ઞાની પુરુષ' પાસે જાવ ત્યારે એ આવરણ કાઢી આપે ને આપણી શક્તિઓ ખીલી ઊઠે. મહીં સુખેય પાર વગરનું પડ્યું છે. છતાં વિષયોમાં સુખ ખોળે છે. અરે, વિષયમાં સુખ હોતું હશે ? આ કૂતરાનેય ખાવા-પીવાનું આપ્યું હોય ને તો તેય બહાર ના નીકળે. આ તો ભૂખને લીધે બિચારાં બહાર ફર્યા કરે છે. આ મનુષ્યો આખો દહાડો ખાઈને ફર્યા કરે છે. એટલે મનુષ્યોને ભૂખનું દુઃખ મટયું છે, ત્યારે આ લોકોને વિષયોની ભૂખ લાગી છે. મનુષ્યમાંથી પશુ થવાનો હોય ત્યાં સુધી જ વિષય છે. પણ મનુષ્ય પરમાત્મા થવાનો હોય તો એને વિષય ના હોય. વિષય એ તો જાનવરોની કોડ લેંગ્વેજ છે, પાશવતા છે, 'ફૂલ્લી' પાશવતા છે. એટલે એ તો હોવી જ ના જોઈએ.

**પ્રશ્નકર્તા :** વિષયદોષથી કર્મનું બંધન થાય છે, એ કેવા સ્વરૂપનું હોય છે ?

**દાદાશ્રી :** જાનવરના સ્વરૂપનું. વિષયપદ જ જાનવર પદ છે. પહેલાં તો હિન્દુસ્તાનમાં નિર્વિષયી-વિષય હતો. એટલે કે એક પુત્રદાન પૂરતો જ વિષય હતો.

એટલે આ મોહ છે, બેભાનપણું છે. આ તો અમે વાત કરીએ, બાકી આવી વાત કોઈ કરે નહીં ને ?! આવું કહે ત્યારે તો વૈરાગ આવે લોકોને !!

**પ્રશ્નકર્તા :** વૈરાગ ટકે એવો કોઈ નિયમ છે ?

**દાદાશ્રી :** વૈરાગ ટકે તો તો કામ જ કાઢી નાખે. વૈરાગ વિચાર વગર ટકે નહીં. સતત વિચારશીલ હોય તેને જ વૈરાગ ટકે. 'હું ભોગવું છું' કહે. અલ્યા, આમાં શું ભોગવવાનું છે ? જાનવરોનેય શરમ આવે આમાં તો ! ભોગવવાથી જ આ બધું ભૂલી જાય છે પછી. કર્તા-ભોક્તા થયો કે બધો ઉપદેશ ભૂલી જાય. કર્તા-ભોક્તા ના થયો તો બધો ઉપદેશ એને ખ્યાલમાં રહ્યા કરે. તો જ વૈરાગ રહે ને ? નહીં તો વૈરાગ રહે જ નહીં ને !

આખી દુનિયા બ્રહ્મચર્યને 'એક્સેપ્ટ' કરે છે. જેનાથી પછી બ્રહ્મચર્ય નથી પાળી શકાતું એ જુદી વાત છે. અબ્રહ્મચર્ય એ મનુષ્યમાં રહેલી પાશવતા છે. હરેક જગ્યાએ અબ્રહ્મચર્યને પાશવતા ગણી છે. તેથી તો અબ્રહ્મચર્યની દિવસે ના પાડી છે. કારણ કે એ પાશવી ઉપચાર છે. માટે રાત્રે અંધારું થાય ત્યારે કોઈ દેખે નહીં, જાણે નહીં, આપણી આંખ પણ દેખે નહીં, એ રીતે કરવામાં આવે છે. મનુષ્યોને તો આ બધું શોભે ? તેથી જ તો આપણા લોકોએ ગોઠવેલું કે રાત્રે અંધારામાં જ વિષય સેવવાનું રાખવું. સૂર્યનારાયણની હાજરીમાં જો વિષય સેવન કરશો તો હાર્ટફેઈલના ભણકારા વાગશે, હાઈ બ્લડપ્રેશર થાય કે લો બ્લડપ્રેશર થાય અને હાર્ટફેઈલ થઈ જશે. એટલે વિષય એ અંધારામાં સેવન કરવાની વસ્તુ છે. લખ્યું છે ને, કે 'છૂપાં રાખવાં પડે છે જે કામ.' એટલે આ વિષય કેવી વસ્તુ છે, છૂપું રાખવું પડે. કોઈને કહેવાય પણ નહીં. છતાંય શાસ્ત્રકારોએ એલાઉ કર્યું છે કે બધાની રૂબરૂ પૈણો છો, માટે હક્કદાર છો.

## કેટલું શરમ ભરેલું ?

**પ્રશ્નકર્તા :** દાદા બ્રહ્મચર્ય ઉપર વધારે ભાર આપે છે અને એમ કે અબ્રહ્મચર્ય પ્રત્યે તિરસ્કાર દાખવે છે. પણ આમ કરીએ તો સૃષ્ટિ ઉપરથી માનવોની સંખ્યા પણ ઘટશે, તો આ બાબતમાં આપનો શો અભિપ્રાય છે ?

**દાદાશ્રી :** આટલાં બધા ઓપરેશન કરવાથી સંસાર ઘટતો નથી, તે બ્રહ્મચર્ય પાળવાથી શું ઘટશે ?! એ સંસાર ઘટાડવા માટે તો ઓપરેશન કરે છે પણ તોય ઘટતો નથી ને ! બ્રહ્મચર્ય તો મોટું સાધન છે.

**પ્રશ્નકર્તા :** પણ એ તિરસ્કાર થયો ના કહેવાય ?

**દાદાશ્રી :** તિરસ્કાર ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ નેચરલ જે પ્રોસેસ છે, એ પ્રત્યે આપણે તિરસ્કાર કરીએ છીએ એવું ના કહેવાય ?

**દાદાશ્રી :** નેચરલ પ્રોસેસ છે નહીં, આ તો પાશવતા છે. નેચરલ પ્રોસેસ છે નહીં, માણસમાં જો નેચરલ પ્રોસેસ હોય તો બ્રહ્મચર્ય પાળવાનું હોય જ નહીં ને ! આ જાનવર બ્રહ્મચર્ય પાળે છે બિચારા, પછી અમુક સિઝન પૂરતાં જ પંદર-વીસ દહાડા વિષય, પછી કશું જ નહીં.

આ તો કાયમ વિષય, તો પશુ જ છે ને, મનુષ્ય પશુ જ થઈ ગયા છે ને ! એટલે આ કહેવું પડે છે ને મારે ! ત્યારે જ છે તે આ ઓપરેશન કરવાનો વખત આવ્યો ને, કોઈ ગાય-ભેંસનું ઓપરેશન કરવાનો વખત આવે છે ?

આમને તો વસ્તી ના વધે. એટલા સારું આમને ખસી કરવા માંડ્યા મનુષ્યોને. પહેલાં બળદને ખસી કરતાં હતા, આજ મનુષ્યોને ખસી કરી રહ્યા છે. કેટલી શરમ આવવા જેવી વાત કહેવાય !

આ ખસી કરાવે છેને તે ખોટું કહેવાય. ખસી કરાવે છે લોકો ? સરકાર શું કહે છે, ખસી કરો ?

**પ્રશ્નકર્તા :** હા, કરો અને જાતે જઈને લોકો કરાવે છે.

**દાદાશ્રી :** સરકાર કહે છે એક, દો ને ત્રણ, એક-બે અમે, બીજું બધું ખસી ! આપણે શું કહીએ છીએ, ભઈ ચાર છોકરા થાય તોય પણ ફરી આ બ્રહ્મચર્ય પાળને અને સંસારમાં સ્ત્રી સાથે રહું તોય બ્રહ્મચર્ય એટલે શું ? કે મહિનામાં ચાર દહાડા કે પાંચ દહાડા ઠીક છે, તે બાર મહિને બાર પચા સાંઠ દિવસ થાય. પણ આ તો સવાર થઈ, સાંજ થઈ, ધંધો જ આ. તે બીબી ચઢી વાગે પછી. બીબી બા કહેવડાવે કેટલાંક લોકોને. પેલા માંગણી કરે, વિષયની ભીખ માંગે છે આ હિન્દુસ્તાનના લોકો, ઋષિમુનિઓના પુત્રો, શરમ આવે એવી ચીજ છે. વિષયની ભીખ માંગે છે, તમને નથી લાગતું ? આ શરમ ભર્યું લાગતું નથી ?!

**પ્રશ્નકર્તા :** શરમ ભર્યું છે જ.

## બુદ્ધિશાળી પણ બૈરી આગળ બુદ્ધું

**દાદાશ્રી :** અને આ તો રોજ ઝઘડે મૂઆ. રોજ વિષયમાં, જાણે કૂતરું થઈ ગયું અને કેટલાંક તો માંગણી કરે છે, બીબી તમે મને આપો આ. અલ્યા મૂઆ, બીબી પાસે માંગણી કરી ?! તે આ કેવી શોધખોળ કરી ? જુઓને, આ જાનવરપણા થઈ ગયા છે. બિલકુલ મોટા મોટા ઓફિસરો, તે બધું જાનવરપણું થઈ ગયું છે. આવું શોભે આપણને અને વિષય કરતી વખતે કોઈ માણસ, હમણે મોટો સાહેબ વિષય કરતા હોય, તે ઘડીએ ફોટો લે તો, ફોટો કેવો દેખાય ? મોટા સાહેબને દેખાડીએ તો ?

**પ્રશ્નકર્તા :** ઘૃણા આવે એવો.

**દાદાશ્રી :** તો પછી આવી શરમ નથી આવતી. પોતાનો ફોટો ના દેખાય આપણને કે મારું સાલું આ. હું કૂતરા જેવો છું કે ગધેડા જેવો છું ?! એવી શરમ ના આવે પોતાને ?

આમ પર્સનાલિટીવાળો ઓફિસર હોય, બહાર બધા થા, થા, થૈ, થૈ કરતા હોય, પણ વિષય ભોગવતી વખતે તો એ જાનવર જ થઈ જાય ને ?! બીજા કશામાં જાનવર નથી થતો, દારૂમાંય એ જાનવર નથી થતો.

છતાં સ્ત્રી ઉપર તિરસ્કાર કરવાનો નથી, સ્ત્રીનો દોષ નથી, આ તો તમારી વાસનાઓનો દોષ છે. સ્ત્રી ઉપર તિરસ્કાર કરાય નહીં. સ્ત્રી તો દેવીઓ છે. વિષય ઉપર તિરસ્કાર નથી, વાસના ઉપર તિરસ્કાર છે અને આ વાસના દેખાદેખીથી છે પાછી !

**પ્રશ્નકર્તા :** પશુ તો ભોગ પ્રધાન છે એટલે કરે છે, પણ માણસ તો વિચાર કરનારો છે, તો પણ આ સ્થિતિ છે !

**દાદાશ્રી :** પણ પશુના જેવાંય ગુણ નથી રહ્યા, પશુ તો નિયમમાં હોય. કુદરતના જ્યારે સંજોગ બાઝે છે, ત્યારે પશુમાં પાશવતા ઉત્પન્ન થાય છે. પણ આ મનુષ્યને તો રોજની પાશવતા છે. મનુષ્યને મનુષ્યપણું જ ક્યાં રહ્યું છે ? અને પશુમાં તો દગો-ફટકો કશું નહીં ને, આ તો નિરંતર દગા-ફટકામાં જ સપડાવાનું, નિરંતર દગો-ફટકો.

એ સ્ત્રી-પુરુષના ભોગ હતા, એ અમુક છે તે સત્યુગ-દ્વાપર, થોડો કાળ ત્રેતાનોય ખરો, પછી ખલાસ થઈ ગયા છે, સિન્સયારિટી ગોન.

**પ્રશ્નકર્તા :** એટલે એ કાળનો પ્રભાવ ?

**દાદાશ્રી :** કાળનો પ્રભાવ.

**પ્રશ્નકર્તા :** તો માણસ એમાં શું કરે પછી તો ?

**દાદાશ્રી :** માણસ શું કરે, એટલે ?! એટલે માણસે સમજવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ સમજણની દૃષ્ટિ ઉઘાડી આપનાર કો'ક જોઈએને ?

**દાદાશ્રી :** જોઈએ.

વિષય સંબંધમાં કોઈએ વિચાર જ કર્યો નથી, લોક સંજ્ઞાથી. એ પછી એમાં શું શું દોષ છે, તે જોયા જ નથી કોઈ જગ્યાએ. દુનિયામાં કોઈ ચીજમાં દોષ ના હોય એટલો દોષ અબ્રહ્મચર્યમાં છે. પણ જો કે જાણતાં નથી એટલે શું થાય ? લોકસંજ્ઞા આની આ જ ચાલી છે, પાશવતાની જ. પશુમાં નથી હોતું, તે માણસની લીલા જોઈને અજાયબી જ થાય ને !

દક્ષિણમાં આંબા છે બારમાસી કેરીઓના, કેરાલામાં. તે બાર મહિના, એક આ ડાળ છે તે આ મહિનામાં, આ ડાળ આ મહિનામાં, આ ડાળ આ મહિનામાં કેરી આપ્યા કરે. એવું આ લોકોએ બારમાસી છે ને અબ્રહ્મચર્યમાં ! પશુઓ જેવો મહિના પૂરતા છે કે પંદર દહાડા પૂરતા !?

**પ્રશ્નકર્તા :** આનો વિચાર જ કોઈએ કર્યો નથી.

**દાદાશ્રી :** ભાન જ નથી એ વસ્તુનો. છતાં પ્રકૃતિ બંધાયેલી હોય તો લગ્ન કરવું અને લગ્ન પછીય મહિનામાં બે-ત્રણ વખત હોય.

આટલો જ ટાઈમ, ઋષિમુનિઓ જેવું હોવું જોઈએ. પછી આખી જિંદગી મિત્રાચારીથી રહે. એક પહેલાં શરૂઆતમાં લગ્ન થતાંની સાથે બે-ત્રણ વર્ષમાં જરા પરિચય રહે, તેય પરિચય કેટલું ? મન્થલી કોર્સ પછી પાંચ જ દિવસ આખા મહિનામાં, તે પછી નહીં. દરેક મન્થલી કોર્સને, તેમાં એક-બે પુત્ર કે પુત્રી થઈ ગયાં. પછી કાયમ માટે બંધ. પછી એ દૃષ્ટિ જ નહીં.

## કેવાં હતા ઋષિમુનિઓ !!!

પુત્રદાન તો આ અવશ્ય જરૂરિયાત છે, જેને મોહ હોય તેને. ખોટું નથી, ચીઢ રાખવા જેવી વસ્તુ નથી. પણ જે આમાં સુખ માની બેઠાં છે, એ એક પાશવતા છે. પશુ કોઈ દહાડો આમાં સુખ માનતા નથી. નહીં તો એમને ત્યાં ક્યાં પોલીસવાળા છે કે કોઈ બાધક છે ?! કોઈ ના પાડે છે ? પણ છે કંઈ એને કશું ભાંજગડ ? જોડે હરે-ફરે, પણ ભાંજગડ નથી ને ? આ તો મનુષ્યમાં આવ્યા ને જંગલી રહ્યા. હિન્દુસ્તાનમાં તે આવાં પાશવી કર્મ હોતા હશે ? કેવા ઋષિમુનીઓનો દેશ ! આખી જિન્દગીમાં એક પ્રજા આપે, તેય ભીક્ષા આપે, પત્ની ભીક્ષા માંગે ને એ આપે બસ. એટલી એક જ પ્રજા ! જુવો, એમની દશા તો જુઓ ! રાત-દા'ડો એ જ વિચાર આવ્યા કરે ! ઋષિમુનીઓ કેવાં હશે ? ડાહ્યાં નહીં હોય ? એમને વિષય ગમતો નહીં હોય ? વિષય તો જાનવરોને ગમતો નથી. એટલે બીચારાં એનો કાળ આવે છે એટલાં પૂરતો જ છે તે ઉશ્કેરાટ અનુભવે, એને તેય કુદરતની પ્રેરણાથી પાછું, એ પોતાની પ્રેરણા હોય જ નહીં !

વિષય-વિકાર તો જાનવરોમાં ખરો. એ પછી ભ્રાંતિ નથી, એ કાયદેસરનો. એનો ટાઈમ થાય ત્યારે જ. બાકી આ મનુષ્ય તો જાનવર કરતાં ભૂંડા. એ રોજનું એને ધમાલ જ આ. દાનત જ આની આ. હવે વિષયવિકાર એટલે શું છે ? કે જે વિષયથી છોકરાં ઉત્પન્ન ના થાય. એ વિષય સંડાસ કહેવાય છે.

## બ્રહ્મચારી એટલે મનુષ્યમાં દેવ જ

**પ્રશ્નકર્તા :** તે એમાંથી મુક્તિ કેવી રીતે મેળવવી ?

**દાદાશ્રી :** તમારે મુક્તિ કરવી હોય તો હું કરી આપીશ. પણ બીજા લોકોને માટે તો કુદરત તૈયારી કરી રહી છે. એ વાળ્યા ન વળે ને, એ શેનાથી વળે ? તે હાર્યા વળશે. એ સાંધા તોડી નાખશે. કુદરત તો થોડો વખતમાં એવા સાંધા તોડી નાખશે, અહીં જો મારા વાળ્યા વળ્યા તો ઠીક છે, નહીં તો સાંધા તોડનારા તો છે જ તૈયાર પાછળ.

આ બ્રહ્મચર્યની કિંમત હશે ખરી ? અબ્રહ્મચર્ય એ શું ગુનો છે, એ લોકોના ખ્યાલમાં જ નથી. અને હું કંઈ બાવા થવાનું નથી કહેતો. સંસારી થઈને બ્રહ્મચર્ય પાળો. અને સંસારી થઈને જે બ્રહ્મચર્ય નથી પાળતા એ પાશવતા જ છે, ઉઘાડી ખુલ્લી પાશવતા છે, ઓપન પાશવતા !

આ તો ખાલી રોંગ માન્યતાથી જ આ બધું પેસી ગયું છે. બાકી, એક-બે બાળકની જ આશાઓ રાખે એટલાં જ પૂરતું જ છે આ. નહીં તો વિષય મનુષ્યમાં ના હોય તેય ઊંચી નાતોમાં. હલકી નાતમાં હોય, જ્યાં મહેનત-મજૂરી કરવાની છે, જ્યાં ત્રાસ છે, ત્યાં હોય. ઊંચી નાતમાં તો સંયમ હોવો જોઈએ.

વિષયનો વિચાર જ ના આવવો જોઈએ. જ્યાં સુધી પાશવતા છે ત્યાં સુધી વિષયના વિચાર આવ્યા વગર રહે નહીં. મનુષ્યમાં પશુપણું છે, ત્યાં સુધી વિચાર આવે. પશુપણું ગયું કે વિચાર જતો રહ્યો. બ્રહ્મચર્ય તો, જ્યાં જુઓ ત્યાં એને બ્રહ્મચર્ય હોય. વિષય સંબંધી વિચાર જ ના આવે.

બ્રહ્મચર્યમાં આવ્યો એટલે દેવસ્થિતિમાં આવ્યો. મનુષ્યમાં દેવ !

કારણ કે પાશવતા ગઈ. એ પછી પાશવતા જાય એટલે દેવ જેવી સ્થિતિ ઊભી થાય. જ્યાં સુધી બ્રહ્મચર્ય આવ્યું નથી ત્યાં સુધી પાશવતા છે. નાના પ્રકારની, મનુષ્યમાં જ પાશવતા. વિષય ગયો તો શીલવાન કહેવાય.

એટલે આ વ્યવસ્થા કરેલી, પણ તેનો આ અર્થ બધો બગડી ગયો. જો એક જ પુત્રદાન આપ્યું હોય, એનો જે પ્રેમ છે, તે આખી જીંદગી સુધી ટકે. અપડાઉન થયા સિવાયનો !

અને આય લોકોને એક બાબો ને બેબી, બે જ હોય છે. પણ આ લોકો તો ઓપરેશન નામનું એક થીયેટર ખોલી કાઢ્યું છે. તે થીયેટરમાં જ રમ્યા કરે છે એટલે ઋષિમુનિઓને પછી લઢવાડ-બઢવાડ કશું નહીં. મિત્રાચારી. બાબો-બેબી ઉછેરે, મિત્રાચારીને પેઠ ! અને આમને આ કાયમનું. હવે કાયમનામાં શું થાય ભાંજગડ ? કે એકને ભૂખ લાગી છે ને એકને નથી લાગી. હવે નથી લાગી કહે છે કે મારે નહીં ફાવે. પેલો કહે, મારે ભૂખ લાગી છે. માર ઠોકાઠોક. એની આ લઢવાડો છે બધી. નહીં તો આખી જિંદગી મિત્રાચારીમાં એવું સુંદર રહે. એકબીજાને સિન્સીયર રહે. આખો દહાડો કકળાટ નહીં, કચકચ નહીં. આ કચકચ વિષયને લીધે છે.

❖❖❖❖❖

# [૮]
# બ્રહ્મચર્યની કિંમત, સ્પષ્ટ વેદન - આત્મસુખ

## અક્રમ માર્ગમાં બ્રહ્મચર્યનું સ્થાન કેટલું ?

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન મળ્યા પછી, દાદાનું જ્ઞાન મળ્યા પછી બ્રહ્મચર્યની આવશ્યકતા ખરી કે નહીં ?

**દાદાશ્રી :** બ્રહ્મચર્યની આવશ્યકતા તો જે પાળી શકે, તેને માટે ખરી ને ના પાળી શકે, તેને માટે નહીં. જો આવશ્યકતા જ હોય તો તો બ્રહ્મચર્ય ના પાળનારા માણસોને આખી રાત ઊંઘ જ ના આવે, કે આ તો હવે આપણો મોક્ષ જતો રહેશે. અબ્રહ્મચર્યને ખોટું છે, એવું જાણે તોય બહુ થઈ ગયું.

એવું છે ને, આ વાતનો ખુલાસો આજે કહી દીધો. બ્રહ્મચર્ય અને અબ્રહ્મચર્યમાં આવશ્યક શું છે ? એનું રૂટ કૉઝ શું છે ? એ કોઈને જડે નહીં એવી વસ્તુ છે. તે આ રૂટ કૉઝ મેં તમને કહી દીધું. આ રૂટ કૉઝ જે છે, એ મૌલિક કહેવાય.

**પ્રશ્નકર્તા :** બૌદ્ધિક વિષયોની રમણતા તો રહે જ ને ?

**દાદાશ્રી :** અમે સ્ત્રીસંબંધી રમણતાનો વાંધો ઉઠાવીએ છીએ. અબ્રહ્મચર્ય ચાલુ હોય અને બીજી બાજુ જ્ઞાની પુરુષને ગમે તેટલો દેહ અર્પણ કર્યો હોય, પણ સ્ત્રીના દેહ પર રાગ છે એટલે પોતાના દેહ પર પણ એટલો જ રાગ છે, એટલે એટલી અર્પણતા કાચી જ રહે. મધર, ફાધર, ભાઈ, બહેન પરના રાગને અમે રાગ નથી કહેતા. કારણ કે રાગમાં એવો તન્મયાકાર થતો નથી. જ્યારે સ્ત્રી વિષયમાં તો એટલો બધો તન્મયાકાર

થઈ જાય છે. એટલે મહીંથી એટલો બધો ખોવાઈ ગયેલો હોય કે હલાવો તોય ખબર ના પડે.

બાકી સાચું બ્રહ્મચર્ય એટલે આત્મચર્યામાં જ આપણો ઉપયોગ અને પુદ્ગલ-વિષયચર્યામાં ઉપયોગ નહીં. એટલે કેવળ આત્મરમણતા, પુદ્ગલ રમણતા નહીં. બીજી પુદ્ગલરમણતા એટલી બાધક નથી પણ વિષય પુદ્ગલરમણતા તો ઠેઠ આત્માનો અનુભવ પણ કરવા દેતું નથી.

**પ્રશ્નકર્તા :** ફિલોસોફરો એમ કહે છે કે સેક્સને દબાવવાથી વિકૃત બને છે. સેક્સ આરોગ્ય માટે જરૂરી છે.

**દાદાશ્રી :** એની વાત સાચી છે, પણ અજ્ઞાનીને સેક્સની જરૂર છે. નહીં તો શરીર ઉપર આઘાત પડશે. જે બ્રહ્મચર્યની વાતને સમજે છે, તેને સેક્સની જરૂર નથી અને અજ્ઞાની માણસને જો કદી આ બાંધીએ તો શરીર તૂટી જાય, ખલાસ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ જેને સમકિત નથી, એને પણ બ્રહ્મચર્યનું જો મહત્વ સમજતો હોય તો વાંધો નહીં ને ?

**દાદાશ્રી :** એ બ્રહ્મચર્યનું મહત્વ જ્ઞાની સિવાય કે શાસ્ત્રના કોઈ આધાર સિવાય સમજી શકે જ નહીં.

**પ્રશ્નકર્તા :** તો આ બધા સાધુઓ બ્રહ્મચર્ય પાળે છે એ ?

**દાદાશ્રી :** ત્યાં એને શાસ્ત્રનો આધાર છે. એ કોઈ પણ આધાર હોવો જોઈએ. એટલે આ બહારના લોકોને જો કદી એવું કરવા જાય, દબાવવાથી તો વિકૃત થાય. એ બ્રહ્મચર્ય હિતકારી છે - કેવી રીતે, કઈ દૃષ્ટિએ, એ પૂરું સંપૂર્ણ સમજી લેવું પડે. નહીં કે એનો અર્થ દબાવવાનો. નહીં તો આરોગ્ય બગડે, બીજું કશું નહીં, પણ આરોગ્ય બધું ખલાસ થઈ જાય !

**પ્રશ્નકર્તા :** સેક્સ ન દબાવવો જોઈએ નહીં તો રોગ થાય છે.

**દાદાશ્રી :** રોગ થાય છે, વાત સાચી છે. એ દબાવવાનું એવું નહીં. ઉપવાસ રાજીખુશીથી કરવા માટે વાંધો નથી, ભૂખને દબાવવાનો વાંધો છે. હઠાગ્રહ કરવાનો વાંધો છે.

**પ્રશ્નકર્તા :** તો અબ્રહ્મચર્ય એય નેચરના કાયદાની વિરુદ્ધ છે ને ?

**દાદાશ્રી :** અબ્રહ્મચર્ય નેચરની વિરુદ્ધ નથી. અબ્રહ્મચર્યની નોર્માલિટી જોઈએ પાછી. અબ્રહ્મચર્યની નોર્માલિટી ચૂકે પછી નેચરની વિરુદ્ધ કહેવાય. અબ્રહ્મચર્યની નોર્માલિટી કોને કહેવાય ? એક પત્નીવ્રત હોવું જોઈએ. વળી એનું પ્રમાણ પાછું કેવું હોવું જોઈએ કે મહિનામાં આઠ દહાડા કે ચાર દહાડા, એ એનું પ્રમાણ. પછી તમને ફળ તરત મળે. નેચર તમારી સામી ના થાય.

**પ્રશ્નકર્તા :** નેચરની વિરુદ્ધ ગયાનો દાખલો આપો ને ?

**દાદાશ્રી :** આ રસની કેરી આપણે ખાઈએ છીએ, તે નેચરલ છે. પણ જો પ્રમાણમાં વધારે ખવાઈ જાય તો તે અન્નેચરલ છે. ના ખાવ તો તેય અન્નેચરલ છે !!! પ્રમાણથી વધારે ખાવ તો એ બધું પોઈઝન છે. એનું પ્રમાણ સચવાવું જોઈએ. નેચર પ્રમાણને સાચવવા માગે છે.

**પ્રશ્નકર્તા :** પશુઓને તો કુદરતી હેલ્પ છે ને ?

**દાદાશ્રી :** ના, એમનું ચલણ જ કુદરતી છે. એમનું પોતાનું ચલણ જ નથી. આ તો આપણા લોકોને આ કશું ભાન નથી. આ કળિયુગના માણસો કરતાં જાનવરોય સારાં હોય કે નિયમમાં રહે છે. કળિયુગના માણસોને નિયમ જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** એવું કેમ થયું કે જાનવરો નિયમમાં અને મનુષ્યો નિયમમાં નહીં ?

**દાદાશ્રી :** જાનવરોને તો કુદરતી ખરું ને ! એટલે નિયમમાં જ હોય. આ મનુષ્યો એકલાં જ બુદ્ધિશાળી. એટલે એમણે જ બધી આ શોધખોળ કરેલી. પછી અત્તરો ચોપડે, સુગંધી લઈને દુર્ગંધીને ટાળે. પણ દુર્ગંધ તે એમ કંઈ જતી હશે ? આ જાનવરોય દુષ્ચારિત્રવાળા નથી હોતાં. જાનવરોય ચારિત્રવાળા હોય છે.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે ?

**દાદાશ્રી :** જાનવરોને તો અમુક જ સીઝનમાં વિષય હોય અને આ મનુષ્યોને તો સીઝન-બીઝનનું ઠેકાણું જ નહીં. જાનવરો કરતાંય મનુષ્યો

ભૂંડા છે, જાનવરોમાં તો કશો અવગુણ છે જ નહીં. બધા અવગુણોનું ખોળિયું હોય તો આ મનુષ્યો. ચારિત્ર મુખ્ય વસ્તુ છે. ચારિત્રના આધારે તો મનુષ્ય પણ દેવ કહેવાય છે. લોક કહે છે ને, કે આ દેવ જેવા માણસ છે ?!

## 'જ્ઞાનીઓ'નું બ્રહ્મચર્ય

**પ્રશ્નકર્તા :** તો બ્રહ્મચર્ય નેચરની વિરુદ્ધ થયું ને ?

**દાદાશ્રી :** હા, બ્રહ્મચર્ય તો નેચરની વિરુદ્ધ જ છે ને !

**પ્રશ્નકર્તા :** તો પછી જગતમાં બ્રહ્મચર્ય લે છે, અપાય છે, તે શા માટે ?

**દાદાશ્રી :** એ તો પૂર્વ ભવે ભાવ કરેલા, તેનું ફળ છે.

**પ્રશ્નકર્તા :** એ શી રીતે ખબર પડે કે આપણે પૂર્વે ભાવ કરેલા છે ?

**દાદાશ્રી :** એ તો કો'ક જ માણસ હોય, કરોડોમાં એકાદ જણ હોય, બહુ હોય નહીં ને ! આ સાધુ-મહારાજોને શાથી વૈરાગ આવતો હશે ?

**પ્રશ્નકર્તા :** પૂર્વે ભાવેલું હોય ત્યારે.

**દાદાશ્રી :** એટલે અમે શું કહેવા માંગીએ છીએ કે કરાંજીને બ્રહ્મચર્ય ના પાળીશ. બ્રહ્મચર્યની ભાવના ભાવો, બ્રહ્મચર્ય એ તો ભાવનાનું ફળ છે. બાકી આ સાધુ બ્રહ્મચર્ય પાળે છે, એ ભાવનાનાં ફળરૂપે છે. એમાં એની જાગૃતિ ના ગણાય. જાગૃતિ તો, જ્ઞાની પુરુષોએ પૂર્વે ભાવના ભાવી ના હોય તોય તે અબ્રહ્મચર્યના સાગરમાં પોતે બ્રહ્મચર્ય રાખી શકે. એ જાગૃતિ કહેવાય. દેવતામાં હાથ ઘાલવો ને દઝાવું નહીં, એના જેવું જ્ઞાની પુરુષનું બ્રહ્મચર્ય કહેવાય. આ ત્યાગીઓનું બ્રહ્મચર્ય એ તો ભાવનાનું ફળ છે. ખરી રીતે તો ભગવાને એ જ કહ્યું છે કે બધું ભાવનાનું જ ફળ છે. પણ છેવટે જાગૃતિ તો જોઈશે જ ! જાગૃત થયા વગર ચાલે નહીં.

## પોતે ભોગવે કે ભોક્તા ?

જ્યાં કોઈ પણ ઊપરી નથી, જ્યાં કોઈ પણ અંડરહેન્ડ નથી, એનું નામ મોક્ષ. જ્યાં કોઈ પણ જાતની ખરાબ ઈફેક્ટ નથી, પરમાનંદ, નિરંતર

પરમાનંદ, સનાતન સુખમાં રહેવું, એનું નામ મોક્ષ. આને તો સુખ કહેવાય જ નહીં. આ તો દારૂડિયો માણસ એમ કહે કે હું આખા હિન્દુસ્તાનનો રાજા છું, તો આપણે ના સમજીએ કે આ તો દારૂના અમલથી બોલે છે ? એવું આ ભ્રાંતિને લઈને એને આમાં સુખ લાગે છે. વિષયમાં તો સુખ હોતું હશે ? સુખ તો મહીં છે, પણ આ તો બહાર બીજાનામાં આરોપ કરે છે તેથી ત્યાં સુખ લાગે છે. ભ્રાંતિરસથી આ બધું ઊભું થયું છે. ભ્રાંતિરસ એટલે શું કે આ કૂતરું જેમ હાડકાંને ચૂસે છે, તે તમે જોયેલું ? હાડકાં ઉપર થોડુંઘણું માંસ હોય તે તો જાણે કે મળી જાય, પણ હવે પછી શું કરવા ચૂસચૂસ કરે છે ? પછી ખૂબ દબાવેને, તે હાડકું તો આમ લોખંડ જેવું હોય. તે શું થાય કે એના પિઢિયાં દબાય ને એમાંથી પછી લોહી નીકળે. લોહીને એ જાણે કે હાડકાંમાંથી નીકળ્યું. એટલે પાછું ખૂબ ચાવી ચાવીને હાડકું ખાય. અલ્યા, તારું જ લોહી તું ચૂસે છે. એવી રીતે આ સંસાર ચાલી રહ્યો છે. એવું આ લોકો હાડકાં જ ચૂસી રહ્યા છે ને પોતાનું જ લોહી બધું ચાખી રહ્યા છે.

બોલો, હવે કેટલી બધી મુશ્કેલી છે !! એવી રીતે જગત આખું વિષયમાંથી સુખ ખોળી રહ્યું છે. કૂતરાની પેઠ વિષયમાંથી સુખ ખોળી રહ્યું છે. તે કેમ કરીને એ સુખ જડે ? સાચી વસ્તુ હોય તેમાંથી સુખ જડે. આ તો બધુ કલ્પિત સુખ છે, આરોપિત સુખ છે. તાપમાં બહુ થાકેલા માણસને બાવળિયા નીચે છાયડામાં બેસેને, તો કહેશે, મને બહુ જ આનંદ આવ્યો'તો. એટલે વિષય સુખ એ બધો એવો આનંદ છે. આનંદ નિરુપાધિ પદનો જોઈએ. આ બધા આનંદ અપેક્ષાએ છે. માણસ થાકેલો હોય, તાપમાં બહુ તપેલો હોય, તે પછી એને કહીએ બાવળિયા નીચે ફાવશે ? તો કહેશે બહુ સરસ ફાવશે. હવે આ આનંદને આનંદ કહેવાય જ કેમ ?

લોકોએ વિષયમાં સુખ માન્યું છે. એવું પોતેય આમાં સુખ માન્યું છે. એમાં બિલકુલેય સુખ માનવા જેવું નથી. જ્ઞાનીની સંજ્ઞાથી જુએ તો એમાં તદન દુઃખ છે. એટલે એની તો વાત જ નથી કરવા જેવી, એની વાત કરે તોય માણસ વૈરાગ લઈ લે. 'જ્ઞાની પુરુષ'ની પાસે જો કદી આ બ્રહ્મચર્ય સંબંધી વાત સાંભળે તો વૈરાગ લઈ લે. વિષયનું સંપૂર્ણ પ્રમાણે

વર્ણન કરવામાં આવે તો માણસ સાંભળતા ગાંડો થઈ જાય, એટલું બધું એ જોખમ છે. જેને આંતરિક સુખ હોય તે અબ્રહ્મચર્ય કરે જ નહીં. આ તો આંતરિક દુઃખને લઈને અબ્રહ્મચર્ય કરે છે.

જગતના લોકોએ કહ્યું, 'પરસ્પર દેવો ભવઃ' અલ્યા, પણ ક્યાં સુધી પરસ્પર ? એટલે નિરાલંબ જે સુખ છે, તેય વાત જ જુદી ને !! અરે, શુદ્ધાત્માનું સુખ છે, તેય વાત જ જુદી ને !! 'હું શુદ્ધાત્મા છું' કહ્યું કે બહારનો વિચાર બધો ખરી પડે. જેને 'શુદ્ધાત્મામાં જ સુખ છે' એવું યથાર્થપણે સમજાઈ જાય, તેને વિષયમાં સુખ ના રહે.

પુણ્યૈથી ઈન્દ્રિયોનાં સુખ બધાં ભેગાં થાય. એમાં પછી કપટ ઊભું થાય, ભોગવવાની લાલસા માટે કપટ ઊભું થાય ને કપટથી સંસાર ઊભો રહ્યો છે. જ્યાં સુધી વિષય છે, ત્યાં સુધી આ આત્મસુખ અને આ પૌદ્‌ગલિક સુખ એ ભેદ સમજવા નહીં દે.

## વિષય-રસ ગારવતા

'જગત આખું ગારવતામાં રે, પ્રભુ રહ્યું છે ફસી ?'

હવે આપણા લોકો ગારવતા શેને કહે છે ?

**પ્રશ્નકર્તા :** અહંકારરૂપી ગારવતા ?

**દાદાશ્રી :** એ ગારવતા ના કહેવાય. અહંકારવાળો તો, હિટલર જેવાંય કર્મ કરે અને ધર્માદાનાં બધાં ઊંચાં કામેય કરે. પણ આ ગારવતા એટલે શું કે જ્યાં આખા મનુષ્યપણાનો બધો ટાઈમ જ નિરર્થક ખોઈ નાખવો. એ ગારવતા તમે નહીં જોયેલી ?

ગારવતા એટલે શું કે કોઈ મિલ આગળ રસ્તા પાસે તળાવ જેવું ખાબડું પડ્યું હોય ને, તેમાં પાણી ભરાઈ રહેવાનું. એ ગંદવાડાવાળું પાણી પછી નર્યું ગંધાયા કરે. આ પાણી આમ કાયમ ભરાઈ રહેવાનું, એટલે પાણીની મહીં આટલો આટલો બબ્બે, ત્રણ ત્રણ ફૂટનો કાદવ હોય. તો ઉનાળાને દહાડે ભેંસ શું કરે ? ભેંસનો સ્વભાવ બહુ ગરમ, તે એનાથી

આ બપોરની ગરમી સહન થાય નહીં. એટલે પછી આ ખાબડું જુએ એટલે ત્યાં મહીં પેસી અને ધબ્બ કરીને બેસે. બેસે તેની સાથે બધો કાદવ એના આખા શરીરે ફરી વળે. પછી એ ભેંસ શું કરે કે એનું મોઢું એકલું પાણીની બહાર રાખે અને આ કાદવથી ભરેલું એમાં આખું શરીર ગરકી જાય એવું રાખે. તે આ કાદવની મહીં એને ફ્રીઝ જેવું લાગ્યા કરે. હવે એમાં, ગંધની તો એને સમજણ જ નથી. આમ સારી-ખોટી એને સમજણ તો ખરી જ, પણ એને ગંધની કંઈ પડેલી નથી. એ તો બસ, કાદવની ઠંડકની મહીંથી ખસે જ નહીં. હવે ધણીને બપોરે ત્રણ વાગે જરૂર હોય, એટલે ધણી છે તે આવીને કહે કે, 'લે, લે, આવ.' પણ તે ના આવે. પછી ઘાસનો પૂળો લાવ્યો. એ ધરે તોય ભેંસ આમ કાન હલાવીને જુએ ખરી, પણ પાછું કશુંય નહીં. આવું ફ્રીઝ મૂકીને એ કંઈ બહાર આવતી હશે ? પછી પેલો ધણી સમજી જાય કે આને લાલચ કંઈ મૂકો તો આવશે. નહીં તો નહીં આવે, એને ઠંડક થઈ ગઈ છે એટલે હવે એ ઊઠે નહીં. એટલે પેલો કપાસિયાનો ટોપલો લઈ આવે, બીજું બધું નાખેલું હોય ને ભેંસને દેખાડીને કહેશે કે, 'લે, લે, લે.' પેલી આમ જુએ તોય એને ટોપલાની કશી પડેલી જ નથી. આવી ફ્રીઝની ઠંડક એને ક્યાં મળે ?!

એવું આ, જગતના લોકો વિષયોની ફ્રીઝ જેવી ઠંડકમાં પડી રહ્યા છે. વિષયરૂપી ગારવતા છે, તેમાં પડી રહ્યા છે. એ કાદવ નર્યો ગંધાય છે, પેલો સારું ખાવાનું ટોપલામાં ધરે છે તોય એને ત્યાં આગળ આ ખાવાનું નથી ગમતું. આ ગારવતામાં આખું જગત ફસાયું છે. ભલે ફસાયા હોય, ફસાયા તેનો સવાલ નથી. કેટલી મુદત માટે ફસાયા તેનોય સવાલ નથી, પણ આજથી નક્કી તો કરવું જોઈએ ને ? કે હવે આ ના જોઈએ ક્યારેય પણ. એના વિરોધી તો કાયમ રહેવું જોઈએ ને ? નહીં તો જો બે એકમત થઈ ગયું. અંદર-બહાર એકમત થઈ ગયું કે ખલાસ થઈ ગયું. તમારે કેટલું એકમત થાય છે ? કે જુદું રહે છે ?

**પ્રશ્નકર્તા :** જુદું રહે છે.

**દાદાશ્રી :** કાયમ ? મને નથી લાગતું કે આ શૂરવીરો (!) જુદા રહે એવા છે ! આ શૂરવીરોનાં તે ગજા શાં ?! જેને જાગૃતિ મંદ થયેલી

છે !! નહીં તો વિષય તો ઊભો જ ના થાય ને ! અને થાય તો વખતે પૂર્વ પ્રયોગ હોય તો. પણ ત્યારે પોતાની દૃષ્ટિ મીઠાશવાળી ના હોય, નરી કંટાળેલી દૃષ્ટિ હોય ! જેમ ના ભાવતું ખાય છે ને, ત્યારે એનું મોઢું કેવું હોય ? ખુશમાં હોય ? મોઢું પણ ઊતરી ગયેલું હોય ને ! પણ ખાધા વગર છૂટકો નથી, ભૂખના માર્યા ખાવું પડે છે. એટલે ના ભાવતું છે એને !

જગત એવી ગારવતામાં પડી રહેલું છે. છતાંય પૂર્વ પ્રયોગી હોય, તો બંધાયેલા છે, ત્યાં છૂટકો જ નથી. પણ તોય એના તરફ નિરંતર દાઝ, દાઝ ને દાઝ જ રહેવી જોઈએ અને મનમાં એમ થયા કરે કે આ મને ક્યાં ભેગું થયું પાછું ? એવી જાગૃતિ જ ક્યાં છે તે ? બધી ડલનેસ છે !

ગારવતામાં ફસી રહ્યું છે, તે શી રીતે નીકળે ? પરાણે ખાવું પડે તે મોઢું ખુશમાં હોય કે ? પણ આ તો ઊતરી ગયેલાં મોઢાં જ નથી હોતા. જાણે બધા બગીચામાં ફરવા નીકળ્યા હોય એવાં તો મોઢાં દેખાય છે ! નહીં તો અમારા શબ્દો નોંધીને જો એ પ્રમાણે ચાલે ને, તો પાછલા દોષ બધા નીકળી જાય. બાકી પૂર્વ પ્રયોગ તો છે જ, એમાં અમારાથી ના કહેવાય નહીં ને ! આ ખાવું પડે એ પૂર્વ પ્રયોગના આધારે. પણ આપણું મોઢું ઊતરી ગયેલું હોવું જોઈએ. પેલો કહે કે ‘જમવા’ બેસો. ત્યારે પોતે પરાણે, ખેંચાતા મને જમવા બેસે. એવું ખેંચાતા મને કોઈ દહાડોય ખાધેલું ખરું ? એમાં બહુ મજા આવે ? એટલે આનો કાયદો જો સમજે કે આની ઉપર દાઝ, દાઝ ને દાઝ જ રહેવી જોઈએ. પણ આ તો તલાવડી દીઠી કે ભેંસ ખુશ ! ફ્રીઝ આવ્યું ! હવે શું થાય આને તે ?!

એટલે આ બધું ગારવતામાં ફસાઈ ગયેલું છે, તેથી પ્રભુને વિનંતી કરે છે હે પ્રભુ, રહ્યું છે ફસી ! હવે આ ગારવતામાંથી છૂટે તો ઉકેલ આવે. એ ગંધ, એ ફોટોય કેવો પડે ? એવું બધું રાત-દહાડો મનમાં કૈડ્યા કરે. પણ આ તો ચાની પેઠ પીવે છે. જ્યારે ચા પીવી હોય ત્યારે કહેશે કે ચા બનાવો જોઈએ. પછી ચા બનાવીને નીરાંતે પીવે ! એવું કેમ ચાલે ?! છતાં કંઈક વિચારે તોય ઉત્તમ છે. બાકી અમે તો ચેતવ, ચેતવ કરીએ કે જેમ તેમ કરીને બચી જાય તો સારું. પછી બીજું શું કરીએ ? અમે એને ઓછાં મારીએ ? બાકી જ્ઞાની મળ્યા ને ના બચે ત્યારે પછી એની જ ભૂલ છે ને !

## વિષયો વેદરૂપ ભૂખ મટાડવા, નહીં કે શોખરૂપ

આયુષ્ય એ શ્વાસોચ્છ્વાસની ઉપર આધાર રાખે છે. જુવાન માણસ, નોર્મલ વેઈટ, નીરોગી હોય એવા માણસના ચોવીસ કલાકના શ્વાસોચ્છ્વાસ ગણીને તે પરથી સો વર્ષનું આયુષ્ય કાઢયું. જેમ શ્વાસોચ્છ્વાસ વધારે વપરાય તેમ આયુષ્ય ઓછું થાય. શ્વાસોચ્છ્વાસ શેમાં વધારે વપરાય ? ભયમાં, ક્રોધમાં, લોભમાં, કપટમાં અને એથીય વધારે સ્ત્રી સંગમાં. ઘટિત સ્ત્રી સંગમાં તો એકદમ વધારે વપરાય, પણ એથીય ખૂબ વધારે અઘટિત સ્ત્રી સંગમાં વપરાય. જાણે કે ગરગડી જ એકદમ ઉકલી જાય !!

એટલે આ કુદરતની રમતમાં ત્રણ વેદ જ ના હોત તો સંસાર જીતી જવાત. આ ત્રણ વેદ ના હોત તો શું બગડી જાત ? પણ બધું બહુ છે આનાથી તો. ઓહોહો ! એટલી બધી રમણતા છેને એનાથી તો !! આ વિષયને વેદ તરીકે ના રાખ્યો હોત, એક કાર્ય તરીકે, જેમ આ ખોરાક ખાઈએ છીએ, એ રીતે કાર્ય તરીકે રાખ્યો હોત તો વાંધો નહોતો. પણ આ તો વેદ તરીકે રાખ્યો, વેદનીય તરીકે રાખ્યો. આ ડખો જ બધો ત્રણ વેદનો છે. ભૂખ શમાવવા માટે ખાવાનું છે. લાગેલી ભૂખ શમાવો. જ્યાં પૂરણ કરવાનું એ બધી ભૂખ કહેવાય. ભૂખ એ વેદના શમાવવાનો ઉપાય છે. એમ બધા વિષયો વેદના શમાવવાના ઉપાય છે. જ્યારે આ લોકોને વિષયનો શોખ થઈ ગયો. અલ્યા, શોખીન ના થઈ જઈશ. ત્યાં લિમિટ ખોળી કાઢજે ને નોર્માલિટીમાં રહેજે.

**પ્રશ્નકર્તા :** વેદ તરીકે નહીં લેવાનું, એ તમે શું કહેવા માંગો છો?

**દાદાશ્રી :** લોકો વેદે છે એટલે ટેસ્ટ ચાખે છે. ટેસ્ટ ચાખવું, ટેસ્ટને માટે ખાવું એ ભૂખ ના કહેવાય. ભૂખ મટાડવા રોટલો ને શાક ખાવાનું છે, ટેસ્ટને માટે નહીં. ટેસ્ટ માટે ખાવા જશો તો રોટલો અને શાક તમને ભાવશે જ નહીં. ટેસ્ટ લેવા ગયો માટે વેદ થઈ ગયો છે. 'ભૂખ'ને માટે જ 'ખાય', એટલો તું ડાહ્યો થઈ જા. તો પછી મારે તને કશું કહેવું જ ના પડે ને ! ત્રણ વેદથી આ બધું જગત સડે છે, પડે છે.

**પ્રશ્નકર્તા :** આ ત્રણ વેદનું સોલ્યુશન તો આખું જગત શોધી રહ્યું

છે અને જેમ જેમ સોલ્યુશન કરવા જાય છે તેમ તેમ વધારે ગૂંચાય છે.

**દાદાશ્રી :** હા, એટલે સોલ્યુશન માટેના રસ્તાઓ, એ બધા ગૂંચારા વધારે છે. આજુબાજુવાળાને પૂછીએ કે, 'આ ભાઈ કેવા છે ? ત્યારે બધા કહે કે, 'બહુ સુખિયા છે.' અને એમને પૂછીએ ત્યારે કહે, 'બહુ દુખિયો છું.' આ વેદને લઈને છે બધું. આખો દહાડો બળતરા, બળતરા...... આ બધી બળતરા વેદને લઈને છે. નહીં તો મનુષ્યને બળતરા હોય નહીં. જેણે વેદ જીત્યો, તેનું કામ થઈ ગયું. આ જગતમાં જીતવા જેવું શું છે ? ત્યારે કહે કે વેદ. વેદને તું સમજી ગયો છું ? એ ત્રણ વેદ કયા ? પુરુષ વેદ, સ્ત્રી વેદ અને નપુંસક વેદ.

## વિષયસુખ ચાખે, ત્યાં સુધી આત્મસુખ કેમ ચખાય ?

આત્માનું ખરું સુખ તો આ બ્રહ્મચારીઓ જ ચાખી શકે. જે સ્ત્રી રહિત પુરુષો છે, તે જ ચાખી શકે. પછી એમને 'સ્ટડી' જલદી થઈ જાય. કારણ કે જે પરણેલાઓ છે એમની પાસે આ સાચું સુખ કે પેલું, એ બેની તુલનાત્મક દૃષ્ટિ નથી. છતાંય ચાલવા દો ને ગાડું આપણે ! જે પરણેલા છે, એને અમારાથી એવું ઓછું કહેવાય કે તું કુંવારો થઈ જા ! એટલે અમે એને 'સમભાવે નિકાલ' કરવાનું કહ્યું છે. પણ વાતને સમજો એમ પણ કહીએ છીએ. વિષયમાં તો મરવા જેવું દુ:ખ થતું હોય છે. વિષય હંમેશાં પરિણામે કડવો છે. શરૂઆતમાં એને એવું લાગે છે કે આ વિષય સુખદાયી છે, પણ પરિણામે તો એ કડવો જ છે. એનો વિપાકેય કડવો છે. પછી માણસ થોડીવાર તો મડદાલ થઈ જાય છે ! પણ એય છૂટકો નથી ને ? એય ફરજિયાત છે. હવે તમે કઈ બાજુ જશો ? આમ કરવા જશો તોય ફરજિયાત છે ને તેમ કરવા જશો તોય ફરજિયાત છે. એટલે મારું કહેવાનું એ કે ફરજિયાતને ફરજિયાત જાણી અને એમાં મરજિયાત પણું છોડી દો, એમાં આપણી મરજી છે એ છોડી દો.

છ-બાર મહિના વિષયસુખ છોડી દે તો સમજાય કે આત્માનું સુખ ક્યાંથી આવે છે ! આ તો વિષય રહ્યો છે એટલે ત્યાં સુધી એને આમાં સાચું સુખ કયું, એનો ખ્યાલ નથી આવતો ! તેથી અમે કહીએ છીએ ને,

વિષયમાંથી જરા ખસી તો જુઓ, તો સાચા સુખની ખબર પડશે ! વિષયમાં સુખનું હોવાપણું છે જ નહીં ! વિષયમાં તો સુખ હોતું હશે ? દરાજ થયેલી હોય અને આમ ઘસ ઘસ કર્યા કરે, દરાજ વલૂર વલૂર કરે ને બહુ મીઠું લાગે. પણ પછી એને લ્હાય બળે, એના જેવું છે !

**પ્રશ્નકર્તા :** એમાં સાચું સુખ નથી, પણ એકદમ લિમિટેડ ટાઈમ માટે તો છે, છતાંય એ છૂટતું નથી ને !

**દાદાશ્રી :** ના, એમાં સુખ જ નથી ! એ તો માન્યતા જ છે ખાલી ! એ તો મૂરખ માણસોની માન્યતા જ છે ! આ તો હાથને હાથ ઘસીએ તો સુખ પડે તો જાણીએ કે આ ચોખ્ખે ચોખ્ખું સુખ છે, પણ આ વિષય તો નર્યો ગંદવાડો જ છે ! જો કોઈ બુદ્ધિશાળી માણસ એ ગંદવાડાનો હિસાબ કાઢે તો એ ગંદવાડા ભણી જાય જ નહીં ! હમણાં કેળાં ખાવાનાં હોય તો એમાં ગંદવાડો નથી અને એ ખાવાથી સુખ ખરું, પણ આ તો નર્યા ગંદવાડાને જ સુખ માન્યું છે. શા હિસાબે માને છે, તેય સમજાતું નથી !

## એમાં ગંદવાડો દેખાય તો એ જાય

**પ્રશ્નકર્તા :** તો આ વિષયથી કેવી રીતે ખસાય ?

**દાદાશ્રી :** એક વાર એવું સમજે કે આ ગંદવાડો છે, તો ખસાય. બાકી આ તો ગંદવાડો છે, એવુંય સમજ્યો જ નથી ! એટલે એવી પહેલાં સમજ આવવી જોઈએ. અમને જ્ઞાનીઓને તો બધું 'ઓપન' દેખાય. એમાં શું શું હશે, તે મતિ તરત જ ચોગરદમ બધે ફરી વળે. મહીં કેવો ગંદવાડો છે ને શું શું કેવું છે, તે બધું દેખાડી દે ! જ્યારે આ તો વિષયો જ નથી. વિષયો તો જાનવરોને હોય. આ તો ખાલી આસક્તિ જ છે. બાકી વિષય તો કોનું નામ કહેવાય કે પરવશપણે કરવું પડે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ને ભાવના આધારે પરવશપણે કરવું પડે. તે આ જાનવરોને બિચારાને હોય છે.

**પ્રશ્નકર્તા :** તો પછી પરવશતાથી ના કરે તો આસક્તિ કહેવાય ?

**દાદાશ્રી :** આસક્તિ જ કહેવાય ને ! આ તો શોખથી જ કરે છે. બે પલંગ વેચાતા લાવે છે ને જોડે મૂકે છે, ને મચ્છરદાની એક આખી

લાવે છે. અલ્યા, આ તે કંઈ ધંધો છે ?! મોક્ષે જવું હોય તો મોક્ષે જવાના ચાળા હોવાં જોઈએ ! મોક્ષે જવાના ચાળા કેવાં હોય ? એકાંત શૈયાસનના. શૈયા ને આસન એકાંત હોય.

જ્યાં સુધી જે બાબતમાં અંધ છે, તે બાબતમાં ત્યાં સુધી દૃષ્ટિ ખીલે જ નહીં ને ઊલટો વધારે ને વધારે અંધ થતો જાય. એનાથી દૂર રહે, ત્યાર પછી છૂટો થાય. ત્યારે એની દૃષ્ટિ ખીલતી જાય, પછી સમજાતું જાય.

## એકાંત શૈયાસન

**પ્રશ્નકર્તા :** આપે એકાંત શૈયાસન કીધું, તે એમાં પણ અંદરથી તો એકાંતમાંય ગાંઠો તો ફૂટે ને ?

**દાદાશ્રી :** એકાંત શૈયાસન એટલે શું ? કે શૈયામાં કોઈ જોડે નહીં ને આસનમાંય કોઈ જોડે નહીં. સંયોગી 'ફાઈલો'નો કોઈ જાતનો સ્પર્શ નહીં. એ શાસ્ત્રકારો તો એટલે સુધી માનતા હતા કે જે આસન પર આ પરજાતિ બેઠી, તે આસન ઉપર તું બેસીશ તો તને એનો સ્પર્શ થશે, વિચારો આવશે. એવી બધી માન્યતાઓ હતી. અત્યારે એ ઝીણવટભરી માન્યતાની વાત કરીએ તો એનો અર્થ નથી. અત્યારે તો એવું ચાલ્યા જ કરે ને ! આ તો સંપૂર્ણ મોહનો કાળ છે ! આ મોહનીય કાળ નથી, મહા મોહનીય કાળ છે !!

**પ્રશ્નકર્તા :** એનાં આસન પર બેસવાથી પણ અસર થાય છે, એનાં કરતાં વધુ અસર તો અંદરનું છે, તેનાથી છે ને ? બહારનું તો બધું બહુ સ્થૂળમાં ગયું ને ? એના કરતાં અંદરનું જે ફૂટે, તો એ જરા વધારે જોર મારે ને ?

**દાદાશ્રી :** અંદરનું ફૂટે કે બહારથી ફૂટે. પણ બધું જ્ઞાયક સ્વભાવની બહાર છે અને બીજું બધુંય જ્ઞેય છે. પછી આપણને શું અડ્યું ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા પછી નિરાકુળતા વર્તાય છે. છતાંય વિષયમાં આસક્તિ કેમ રહી જાય છે ?

**દાદાશ્રી :** મહીં એવો માલ ભર્યો છે, તે હજી એના મનમાં શ્રદ્ધા છે કે એમાં સુખ છે.

## ફેરવો બિલીફ વિષયની

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાન પછી ખાલી એકલી 'બિલીફ' જ ફેરવવાની છે ?

**દાદાશ્રી :** હા, પણ એવું છે ને, રાઈટ શ્રદ્ધા પૂરી ક્યારે બેઠી કહેવાય કે રોંગ શ્રદ્ધા બધી જ ઊડી જાય ત્યારે ! હવે મૂળ રોંગ બિલીફ અમે ઉડાડી પણ આ વિષયમાં તો અમે થોડી-ઘણી રોંગ શ્રદ્ધા ફ્રેક્ચર કરી આપીએ ! બાકી બધું અમે કંઈ ફ્રેક્ચર કરવા નવરા છીએ ?

એટલે વિષયમાંથી રસ ક્યારે નિર્મૂળ થાય કે પહેલું તો પોતાને એમ લાગે કે આ મરચું ખાઉં છું એ મને નડે છે, આવી રીતે નુકસાન કરે છે. એવું એને સમજાવું જોઈએ. જેને મરચાંનો શોખ હોય, તે તેને જ્યારે ગુણ-અવગુણ સમજાઈ જાય ને ખાતરી થાય કે મને નુકસાન જ કરે છે તો એ શોખ જાય. હવે આપણને 'શુદ્ધાત્મામાં જ સુખ છે' એવું યથાર્થપણે સમજાઈ જાય તો વિષયમાં સુખ જ ના રહે. છતાંય વિષયમાં સુખ લાગે છે, એ પહેલાંનું રીએક્શન છે !

**પ્રશ્નકર્તા :** વિષયમાં સુખ છે, એ 'બિલીફ' પડી છે, તે કેવી રીતે નીકળે ?

**દાદાશ્રી :** આપણને આ ચા સરસ મીઠી લાગે છે, એ આપણો રોજનો અનુભવ છે. પણ જલેબી ખાધા પછી કેવી લાગે ?

**પ્રશ્નકર્તા :** મોળી લાગે.

**દાદાશ્રી :** એટલે તે દહાડે આપણને સમજણ પડી ગઈ, બિલીફ બેસી ગઈ કે જલેબી ખાધી હોય તો ચા મોળી લાગે. એવી રીતે આત્માનું સુખ હોય છે, ત્યારે બીજું બધું મોળું લાગે.

## વિષયથી ટળે જ્ઞાન ને ધ્યાન

આ વિષય વસ્તુ એવી છે કે એક જ દહાડાનો વિષય ત્રણ દહાડા સુધી કોઈ પણ પ્રકારની એકાગ્રતા ના થવા દે, એકાગ્રતામાં હાલમ-ડોલમ

થયા કરે. જ્યારે મહિના સુધી વિષય ના સેવે, તો એની એકાગ્રતામાં હાલમ-ડોલમ ના થાય. આત્માનું સુખ તમને વર્તે છે, તેના આધારે તમે અહીં આવ્યા કરો છો. તમારી દૃષ્ટિ અહીં જ હોય છે, છતાંય પણ તમને આ સુખ આત્માનું છે કે વિષયનું છે એ ભેદ માલૂમ ના પડે. અજાણ્યા માણસને પહેલાં જલેબી ખવડાવીએ ને પછી ચા પીવડાવીએ તો ? એવું જલેબીને લીધે ચા મોળી લાગે, એવું આમાં ભેદ માલૂમ ના પડે !

## ન બુઝાય એ પ્યાસ કદિ...

જો સુખ ક્યાંય જડતું નથી ! આટલાં પૈસા છે, તોય પૈસામાં સુખ પડતું નથી, બૈરી છે એમાંય સુખ પડતું નથી ! એટલે વળી પાછાં બોટલ મંગાવીને, જરા પીને સૂઈ જાય છે ! સુખ તો માણસે જોયું જ નથી ને ! જીવમાત્ર શું ખોળે છે ? સુખને જ ખોળે છે. કારણ કે એનો સ્વભાવ જ સુખનો છે. ચિત્તવૃત્તિ સુખ જ ખોળે છે કે આમાં સુખ આવશે, જલેબીમાં સુખ આવશે, અત્તરમાં સુખ આવશે, સિનેમામાં સુખ આવશે. એ ચાખ્યા પછી પોતે નક્કી કરે કે આમાં કંઈ જ સુખ નથી. પછી પોતે એ બધું છોડ છોડ કર્યા કરે ને આગળ નવું ખોળતું જ જાય, પણ એને તૃપ્તિ ના થાય. સંતોષ થાય પણ તૃપ્તિ ના થાય. સંતોષ એનું નામ કે ઈચ્છા પૂરી થાય એટલે સંતોષ થાય. જમવાની ઈચ્છા થઈ, પછી આપણે જમ્યા એટલે સંતોષ થાય પણ તૃપ્તિ ના થાય. તૃપ્તિ એટલે એને ફરી ઈચ્છા જ ના થાય.

**પ્રશ્નકર્તા :** કોઈ ઈચ્છા આપણે કરી હોય ને આપણને તે વસ્તુ ના મળી, એટલે મહીં બળતરા શરૂ થાય ને ?

**દાદાશ્રી :** ઈચ્છા એ જ અગ્નિ છે. ઈચ્છા થઈ એટલે દીવાસળી સળગાવીને ચાંપવી. એ પછી ઓલવાય નહીં, ત્યાં સુધી બળતરા રહ્યા કરે. કડક ઈચ્છા કે નરમ ઈચ્છા હોય તેના પર બળતરાનો આધાર રહે છે. બહુ કડક ઈચ્છા હોય તો બહુ બળતરા ઊભી થાય. આ વિષયની ઈચ્છા તો બહુ બળતરા આપે, જબરજસ્ત બળતરા આપે. તેથી એમ કહ્યું છે ને, કે વિષયમાં પડશો જ નહીં, બહુ બળતરા આપે છે.

**પ્રશ્નકર્તા :** આવું તો કોઈએ કીધેલું જ નહીં ને !

**દાદાશ્રી :** લોકોને પોલું બધું જોઈએ છે. એટલે કોઈ કહે જ નહીં ને ! લોક પોતે ગુનેગાર છે, એટલે એ બોલે નહીં ને ! બિનગુનેગાર હોય તે બોલે. કારણ કે એક જ ફેરાનો વિષય, તે કેટલા દહાડા સુધી માણસને ભ્રાંતિ છૂટવા ના દે ! ભ્રાંતિ એટલે ડિસીઝન ના આવે કે આ આત્માનું સુખ કે આ પેલું સુખ, એવું ભાન થવા ના દે ! આ જ્ઞાન સાથે જો બ્રહ્મચર્યવ્રત લીધું પછી માથાકૂટ જ નહીં ને ! ઉપાધિમાંય સુખ વર્ત્યા કરે ! આ લોકો માંસની પૂતળી છે, એવું શાથી ભૂલી જતાં હશે ? એવું છે ને, મૂર્છાથી એ એમાંથી જેમ જેમ સુખ લે, તેમ તેમ એની પર મૂર્છા આવે છે અને જો છ-બાર મહિના એમાંથી સુખ લે નહીં તો પછી એની મૂર્છા જાય. એટલે પાછું એને રેશમી ચાદરે વીંટેલું માંસ જ દેખાય !

## તો જ મળે આત્માનું સુખ

ચાલીસ રૂપિયે કિલોના ભાવની ચા હોય પણ ટેસ્ટ ના આવે તો એનું શું કારણ ? કે એક બાજુ ચા પીતો હોય, બીજી બાજુ દાડમ ખાતો હોય, જામફળ ખાતો હોય તે પછી ચાનો ટેસ્ટ માલૂમ પડે ? તો ચાનો ટેસ્ટ ક્યારે માલૂમ પડે કે બીજું બધું ખાવાનું બંધ કરી દઈએ ને મોઢું-બોઢું સાફ કરીને પછી ચા પીએ તો સમજણ પડે કે આ ચાલીસ રૂપિયે કિલોના ભાવની ચા બહુ સરસ છે ! ત્યારે ચાનો અનુભવ થાય ! એવું આત્માનો અનુભવ આ બધી વસ્તુઓમાં શી રીતે માલૂમ પડે ? ભાન રહે નહીં ને ? એટલી જાગૃતિ માણસને હોય નહીં ને ! એટલે આવો પ્રયોગ કરીએ, છ-બાર મહિનાનું બ્રહ્મચર્યનું વ્રત લીધું હોય તો પછી આ અનુભવ સમજાય ! ચાનો અનુભવ લાવવા બીજું બંધ કરવું પડે કે ના કરવું પડે ? એવું આત્માનો અનુભવ એવી વસ્તુ છે કે બીજા ટેસ્ટ બધા આઘાંપાછાં થાય ત્યારે આ ટેસ્ટ સમજાય. ત્યાં સુધી સમજાય નહીં ને ! એટલે અહીં રોજ દોડધામ કરીને શાથી આવે છે ? કારણ કે એને ટેસ્ટ તો રોજ આવે છે, પણ એને ભાન થતું નથી કે ક્યાંથી આવે છે ? એ અદબદ રહે છે. એટલે જ્યારે બ્રહ્મચર્ય એકલું જ હોય, છ-બાર મહિનાનું બ્રહ્મચર્યવ્રત આપ્યું હોય તો એને ખબર પડી જાય કે ખરો આનંદ તો આ છે. પેલો વિષય નથી તોય આટલો બધો આનંદ રહે છે ! ઊલટો, આ આનંદ તો

વધે છે ! પછી એને જ ઓળખાય કે આત્માનો આનંદ કેવો હોય ! નહીં તો ત્યાં સુધી સમજાતું જ નથી કે આ કયો આનંદ ? આનંદ આવે છે એ નક્કી છે, પણ આ પુદ્ગલનો આનંદ કે આત્માનો આનંદ એ એક્ઝેક્ટ સમજાય નહીં ને ! હવે આ કાળમાં મન તો સારું ના રહે, તેથી મનનું પ્રત્યાખ્યાન કરવું અને વાણીથીય બોલાવું ન જોઈએ અને કાયાથી તો રહેવું જ જોઈએ. આમ મન-વચન-કાયાથી છ-બાર મહિના બ્રહ્મચર્ય રહે તો 'એક્ઝેક્ટ' અનુભવ થઈ જાય. આ જ્ઞાન આપેલું છે, એટલે અનુભવ તો થાય છે. પણ જ્ઞાનનો જેવો જોઈએ તેવો સર્વાંશ અનુભવ થતો નથી. અનુભવની તીવ્ર જિજ્ઞાસા હોય તે આ રીતે કરે તો કામ થાય, નહીં તોય વીર્યની ઈકોનોમી તો કરવી જ જોઈએ.

## નિરાલંબ આનંદ ઓર

મોટામાં મોટી હરકત તો બહાર બધે દૃષ્ટિ ખરાબ રાખવી તે છે. બીજું, એથી આગળ આમાં શું કરવું પડે કે આ જેમ વરસમાં સ્કૂલમાં દોઢ મહિનો રજા પડે છે એવું આ વિષયમાં જો એવી છ મહિના રજા લઈ લે તો એને ખબર પડી જાય કે આ સુખ ક્યાંથી આવે છે ? એટલે આ તો તેને સુખ આવે છે એ ચોક્કસ, પણ પરીક્ષા થતી નથી કે સાચું સુખ આમાં ક્યું ? અમને જુઓને, ચોવીસેય કલાક એકલા રૂમમાં બેસાડી રાખેને, તોય એ જ આનંદ હોય, જોડે કોઈ એકાદ માણસ હોય તોય એ જ આનંદ હોય અને લાખો માણસ હોય તોય એ જ આનંદ હોય. એનું કારણ શું ? અમારે નિરાલંબ સુખ ઉત્પન્ન થાય, અવલંબન જોઈએ નહીં. જગત આખુંય, જીવમાત્ર પરસ્પર છે, એટલે એકબીજાનું અવલંબન જોઈએ. તેથી તો આ લોકોએ લગ્નની શોધખોળ કરેલી કે લગ્ન કરો પછી સામસામી અવલંબન મળી રહે !

'હું શુદ્ધાત્મા છું' એ શબ્દનું અવલંબન છે ! પણ એ લીલી ઝંડીનું પ્રવેશ છે ! અને છેલ્લામાં છેલ્લું નિરાલંબ આત્મા, એને શબ્દનું કે કોઈ અવલંબન નહીં, એવો નિરાલંબ આત્મા ! ત્યાં સુધી હવે ગાડી ચાલે ! પણ એક ફેરો શબ્દાવલંબનથી ગાડી ચાલવી જોઈએ અને એ શબ્દાવલંબનવાળો શુદ્ધાત્મા અનુભવ હઉ આપે ! એટલે પૂછવા જેવું કશું

નથી. આત્મા એકલો જ જાણવા જેવો છે. જે 'લક્ષ'માં આવ્યો, એ આત્મા જાણવા જેવો છે. આ માર્ગ સરળ છે, સહજ છે, સુગમ છે. પોતાની જાતને લક્ષમાં રાખી બધું પૂછવું, પુદ્‌ગલનું ધ્યાન રાખવાની જરૂર નથી. આત્મા તમારી પાસે રહ્યો, તેનું ધ્યાન રાખવાનું છે. આત્માનો સ્પષ્ટ અનુભવ કરવો હોય તો વિષય છ-બાર મહિના બંધ કરવા. આ બધા અનુભવ તો થયા કરે છે, પણ બંને જોડે રહે તો ખબર ન પડે કે 'સુગંધી' ક્યાંથી આવે છે ? અમારી આજ્ઞાનો અમલ કર્યા પછી પ્રતિક્રમણ કરવાની શરૂઆત કરો. પછી જ એ વિષય છૂટશે. અમારું આ જ્ઞાન, આ જે જે વાત કરીએ છીએ ને, એ બધાનો અમલ કર્યા પછી મહિનો મહિનો દોષોનાં પ્રતિક્રમણ કરો. એટલે આપણને પોતાને ખાતરી થઈ જાય કે આ જ સાચું છે. આત્માની અનંત શક્તિ છે. કેટલાંકને બ્રહ્મચર્યવ્રત લીધા પછી ચમત્કાર થાય છે. પછી બહુ સુંદર પરિણતીઓ રહે છે અને પછી મનમાં વિષયના વિચારો જ બંધ થઈ જાય છે. પછી વિષય એને ગમે જ નહીં ! માણસને સુખ જ જોઈએ છે. તે સુખ મળતું હોય તો પછી કાદવમાં હાથ ઘાલવા કોઈ તૈયાર ના થાય. આ તો બહાર તાપ લાગે છે એટલે કાદવમાં હાથ ઘાલે છે, ઠંડક લાગે એટલા માટે, નહીં તો કાદવમાં કોઈ હાથ ઘાલતું હશે ?! પણ શું થાય ?

હવે તમને એક ફેરો અનુભવથી સમજાયું કે આ જ્ઞાનમાં વિષય સિવાય બહુ સુંદર સુખ રહે છે, એટલે પછી તમને વિષયો ગમતાં બંધ થઈ જાય. આ જ્ઞાન એવું છે કે વિષય સિવાય પણ બહુ સુંદર સુખ રહે છે. એટલે પછી બધા વિષયો એની મેળે આપોઆપ છૂટી જાય, બધા ખરી પડે, પણ એ બધો અનુભવ કરી કરીને ગેડ પડે ત્યારે !

## સમજવી બ્રહ્મચર્યની અનિવાર્યતા

બ્રહ્મચર્ય તો બહુ મોટી વસ્તુ કહેવાય ! હિન્દુસ્તાનમાં બ્રહ્મચર્ય પાળે છે ને લોકો ?! કંઈ નથી પાળતા એવું નથી, પણ એ વૈજ્ઞાનિક ઢબથી નથી. અહંકારી ઢબથી છે. અહંકારથી થઈ શકે, પણ તે વૈજ્ઞાનિક ઢબ જેવું ના હોય, એ નિર્બળ હોય. જ્યારે નિર્‌અહંકારી ઢબથી તો 'પોતે' જ્ઞાતા-દ્રષ્ટા રહે, 'ચંદુભાઈ' બ્રહ્મચર્ય કેવું પાળે છે, એ 'પોતે' જાણે અને અહંકારી

ઢબમાં તો પોતે જ બ્રહ્મચર્ય પાળનારો, એ વૈજ્ઞાનિક નથી. બ્રહ્મચર્ય તો જગતેય પાળે છે, પણ તે વૈજ્ઞાનિક નથી. આપણી પાસે 'અક્રમ માર્ગ'માં વૈજ્ઞાનિક ઢબ છે, મન-વચન-કાયાથી છે. મન કૂદે તો જગતના લોકો પાસે તેની સામે કશી દવા નથી. જ્યારે આપણી પાસે દવા છે. આપણું બ્રહ્મચર્ય તો દેવલોકોય જોવા આવે !

અબ્રહ્મચર્ય અને દારૂ, એ તો જ્ઞાનને બહુ આવરણ લાવનારી વસ્તુ છે. માટે બહુ જ જાગૃત રહેવું. દારૂ તો એવું છે ને, 'હું ચંદુભાઈ છું' એ જ ભાન ભૂલી જાય છે ને ! તો પછી આત્મા તો ભૂલી જ જવાય ને ! આથી ભગવાને ડરવાનું કહ્યું છે. જેને સંપૂર્ણ અનુભવજ્ઞાન થાય, એને ના અડે, છતાં ભગવાનના જ્ઞાનનેય ઉખાડીને બહાર નાખી દે ! એટલું બધું એમાં જોખમ છે !

એકાદ જો પાળવા જેવો કાયદો હોય તો હું કહું કે બ્રહ્મચર્ય પાળજે ! ઈચ્છાઓ વિરમી જાય તો અંતરનો વૈભવ પ્રગટ થાય. આત્મા તો બ્રહ્મચારી જ છે. મેં આપેલો આત્મા બ્રહ્મચારી જ છે. હવે 'તમારે' ચંદુભાઈને કહેવાનું કે, 'ભઈ, તબિયત સારી રાખવી હોય, સંસાર ધીમે રહીને પૂરો કરવો હોય તો છ-બાર મહિનાના બ્રહ્મચર્યવ્રત બને ત્યાં સુધી લેવાય તો સારી વાત છે. એનાથી શરીરનું બંધારણ સારું રહે.' આ તો બંધારણ 'લુઝ' થઈ ગયું છે.

બ્રહ્મચર્ય વ્રત લઈને તોડવું એ ગુનો છે. એના કરતાં લેવું નહીં અને આપણી મેળે મહીં ઉપશમ કર્યા કરીએ તો ઊલટું સારું. પોતે ઘેર ને ઘેર બધા પ્રયોગ કરી શકાય છે. જેને મોક્ષે જ જવું હોય તે પોતાનો રસ્તો ચૂકે નહીં, તેનું નામ જ જ્ઞાની કહેવાય. ગમે તેટલી બહારથી લાલચો આવે તો પણ પોતાનો રસ્તો ચૂકે નહીં.

## અંતેય લેજો બ્રહ્મચર્ય વ્રત

જવાનીમાં જ બ્રહ્મચર્ય જોઈએ એવો પાછો નિયમ નથી. જવાનીનું બ્રહ્મચર્ય એ તો બહુ ઊંચી વસ્તુ છે. પણ હું કહું છું કે ગમે ત્યારે લે. અરે, ઘૈડપણ હોય ને મરવાના દસ દહાડા અગાઉ બ્રહ્મચર્ય વ્રત લે તોય

કલ્યાણ કાઢી નાખે અને તેય જ્ઞાનીના હાથે બ્રહ્મચર્ય વ્રત હોવું જોઈએ. જે સર્વાંગ બ્રહ્મચારી છે એવા જ્ઞાનીના હાથે જ વ્રત અપાવવું જોઈએ. આમાં એવું નથી પાછું કે આ વ્રત લઈ જ લેવું જોઈએ, આમાં ફક્ત આપણી ભાવના જોઈએ. કરવું જોઈએ કહીએ પણ કર્યે થતું નથી. આપણે એમ કહીએ આજે કે મારેય બ્રહ્મચર્યવ્રત લેવું છે, પણ તેવું થઈ શકે નહીં. ભાવના કર્યા કરવી જોઈએ તો ક્યારેક ઉદયમાં આવશે ને ઉદયમાં હોય ત્યારે બ્રહ્મચર્ય વ્રત લેવું. ભાવના કરી છે, તો ઉદય એની મેળે ટાઈમે આવીને ઊભો રહે જ !

એટલે અમે ચેતવણી આપીએ કે આ ઢાળ ઉપર ચઢવું હોય તો આ રસ્તો છે, નહીં તો પેલો ઢાળ તો છે જ, ભઈ ! અને આ ઢાળ ઉપર ચઢવું હોય તો લોકોનું કામેય કાઢી નાખે એવું છે ! કારણ કે બ્રહ્મચર્ય વ્રત સિવાય તો કોઈ દહાડો કશું બની શકે એવું નથી. જગતનું કલ્યાણ થવામાં બ્રહ્મચર્ય વ્રત સિવાય કશું વળે નહીં, બાકી પોતાનું કલ્યાણ કરી શકે. એટલે આ બ્રહ્મચર્ય વ્રત તો મોટામાં મોટું વ્રત છે.

## બ્રહ્મચર્ય વિના નથી પૂર્ણાહૂતિ

જેને સંપૂર્ણ થવું હોય, તેને તો વિષય હોવો જ ના જોઈએ અને તેય એવો નિયમ નથી. એ તો છેલ્લા અવતારમાં છેલ્લાં પંદર વર્ષ છૂટી ગયું હોય, તો બસ થઈ ગયું. આની કંઈ ભવોભવ કસરત કરવાની જરૂર નથી કે ત્યાગ લેવાનીય જરૂર નથી. ત્યાગ સહજ હોવો જોઈએ કે એની મેળે જ છૂટી જાય ! નિયાણું એવું રાખવું કે મોક્ષે જતાં સુધી જે બે-ચાર અવતાર થાય, તે પૈણ્યા વગરના જાય તો સારું. એનાં જેવું એકેય નહીં. નિયાણું જ એવું રાખવું તે ! પછી જે થાય તે દેખ લેંગે ! અને જો આ એક બોજો ગયોને તો બધાય બોજા ગયા ! આ એક છે તો બધુંય છે !

આ જ્ઞાન લીધું એટલે દાદાના પ્રતાપે સ્વચ્છંદ રોકાયો ! એટલે આ મહાત્માઓને અવશ્ય મોક્ષનું સાધન થઈ ગયું. પણ પાછી આ એક ભાંજગડ કાચી રહે છે ! કેટલાક તો પૈણેલા ખરાને, એ આ બધી વાતચીત થાય તો આની જોખમદારી સમજી ગયા ! એટલે પછી વૃત્તિઓ વાળી

લે. જ્ઞાની પુરુષની આપેલી આજ્ઞા પાળે તો જબરજસ્ત નૂર ઉત્પન્ન થાય. આજ્ઞા પાળવામાં જેટલું સાચું દિલ અને સાચો ઉલ્લાસ તેટલું ફળ આવે. વ્રતની આજ્ઞા પાળો ત્યારે અમારે જોડે હાજર થવું પડે. આ આજ્ઞામાં તો અમારું વચનબળ, ચારિત્રબળ વપરાય.

**પ્રશ્નકર્તા :** ધરોવાળું ખેતર હોય ત્યાં બળદનું કામ નથી, એ તો ટ્રેક્ટરનું જ કામ છે. તમારા જેવું ટ્રેક્ટર જોઈએ, દાદા !!

**દાદાશ્રી :** હા, પણ ઉખેડી નાખવાનું છે. બ્રહ્મચર્ય તો ઊંચામાં ઊંચી વસ્તુ છે. લગ્ન કર્યા પછી બ્રહ્મચર્ય લે, તો એ બ્રહ્મચર્ય ઘણું સારું પળાય. સંસારનો સ્વાદ ચાખી લીધા પછી એને ઘણું ખરું ઉપશમ થઈ ગયેલું હોય. ત્યાર પછી બ્રહ્મચર્યવ્રત લે છે, જે અમે ઘણાંને આપીએ છીએ, તે બહુ સુંદર પાળે છે. આ સાધ્વીજીઓ જે થાય છે તે તો પૈણ્યા પછી ચાળીસ વર્ષનાં થાય, છોકરાં ત્રણ થયા પછી દીક્ષા લે છે, તોય તે મહાસતી કહેવાય. કારણ કે બ્રહ્મચર્ય છેલ્લાં પંદર વર્ષ પાળે તોય બહુ થઈ ગયું. ભગવાન મહાવીરે છેલ્લાં બેતાળીસ વર્ષ બ્રહ્મચર્ય પાળ્યું હતું. ત્રીસ વર્ષે એમને છોડી(દિકરી) હતી. પણ એ બધા પુરુષો તો ઊર્ધ્વગામી, ઊર્ધ્વરેતા હોય. તેમનાં મગજ એવાં પાવરફુલ હોય, એટલી બધી જાગૃતિ હોય ! એમની વાણી તો ઓર જ જાતની હોય !!

જગતમાં કોઈ દિવસ નીકળ્યું જ નથી, એવું આ વિજ્ઞાન છે ! કાયમ સમાધિમાં રાખનારું છે ! આવું બ્રહ્મચર્ય પાળે તોય સમાધિ અને બ્રહ્મચર્ય ના પાળે ને બૈરી પૈણે તોય સમાધિ !! એટલે આનો લાભ ઉઠાવજો.

## સ્પષ્ટ વેદન અટક્યું વિષય બંધનથી

આ જ્ઞાન ગમે તેવાં કર્મોને ધૂળધાણી કરી નાખે, મહીં જે છે એ બાળીને ભસ્મીભૂત કરી નાખે એવું છે.

**પ્રશ્નકર્તા :** હા, એ બરોબર છે. પણ કોઈ સ્પષ્ટવેદન નથી, આત્માના સુખનું ?

**દાદાશ્રી :** હવે એ સ્પષ્ટવેદન ક્યાં સુધી ના થાય ? જ્યાં સુધી આ વિષય-વિકાર ના જાય, ત્યાં સુધી સ્પષ્ટવેદન ના થાય. એટલે આ આત્માનું સુખ છે કે આ કયું સુખ છે, તે 'એક્ઝેક્ટ' ના સમજાય. બ્રહ્મચર્ય હોય તો 'ઓન ધી મોમેન્ટ' સમજાઈ જાય.

સ્પષ્ટવેદન થાય એટલે એ પરમાત્મા જ થઈ ગયો કહેવાય ! જેને સાંસારિક દુઃખનો અભાવ વર્તે, કપટ જતું રહે એટલે મહીં સ્પષ્ટ અનુભવ થવા માંડે ! કપટને લઈને અનુભવ અસ્પષ્ટ રહે છે ! જે જેટલાં પ્રમાણમાં અમારી પાસે ખુલ્લું કરે તે તેટલો અમારી સાથે અભેદ થયો, ને જેટલો અભેદ થયો એટલો સ્પષ્ટ અનુભવ થાય !

આપણને આત્મા પ્રાપ્ત થયો છે, એટલે આપણે સત્સંગમાં પડી રહેવું જોઈએ. સત્સંગ એટલે આત્માનો સંગ ! અહીંથી જો પાછો કુસંગમાં પેઠો કે આ રંગ ઊતરી જાય. કુસંગનું એટલું બધું જોર છે કે કુસંગમાં સહેજ વાર જવું નહીં અને ઘર માટે તો કૃપાળુદેવે કેવો કુસંગ લખ્યો છે ? કે એ 'કાજળ કોટડી' કહી ! હવે ઘરમાં રહેવું અને અસંગ રહેવું, એ તો જાગૃતિ રાખવી પડે. અમારા શબ્દોની જાગૃતિ રાખવી પડે, અમારી આજ્ઞા પાળવી જોઈએ તો ઘરમાં રહી શકાય ! અથવા તો અસર ક્યારે ના થાય ? સ્પષ્ટવેદન થાય ત્યારે અસર ના થાય અને સ્પષ્ટવેદન ક્યારે થાય કે 'સંસારી સંગ' 'પ્રસંગ' ના થાય ત્યારે ! 'સંસારી સંગ'નો વાંધો નથી, પણ 'પ્રસંગ'નો વાંધો છે. ત્યાં સુધી 'સ્પષ્ટવેદન' ના થાય. સંગ તો આ શરીરનો છે, બળ્યો ! પણ પાછો પ્રસંગ તો એકલાં આમ નિરાંતે બેસી રહેવું હોય તોય ના રહેવાય. અમને તો આ સંગ જ ભારે પડી ગયો છે. તે પાછાં પ્રસંગ કરવા ક્યાં જઈએ ? આ સંગ જ મહીંથી બૂમ પાડે, અઢી વાગી ગયા, હજી ચા નથી આવી ! છે પોતે અસંગ અને પડ્યો છે સંગ-પ્રસંગમાં !

❖❖❖❖❖

## [૯]
# લો વ્રતનો ટ્રાયલ

### બ્રહ્મચર્ય પછી જ આત્માનો સ્પષ્ટ અનુભવ

**પ્રશ્નકર્તા :** મૂળ પ્રશ્ન એમ છે કે એવું કંઈક માનસિક રીલીઝ બતાવો કે જેથી કરીને અવલંબન લોકોનાં તૂટી જાય. ત્યારે એમાં હલકા થઈને પણ રહી શકે.

**દાદાશ્રી :** હા. એવું જ અમે બધાને બતાવીએ છીએ. એ અનુભવ કોને થાય કે જેને સ્ત્રીનો સંજોગ નથી, તેને એનો અનુભવ રહ્યા કરે. બીજા બધાને અનુભવ થાય ખરો પણ સ્ત્રીના સંયોગને લીધે એને બાધા રહ્યા કરે. એક જ ફેરો સ્ત્રીનો સંજોગ હોય તો ત્રણ દહાડા સુધી તો મન એકાગ્ર ના થવા દે. એટલે એ બાધક છે. એટલે આ આપણા બ્રહ્મચારીઓ એમને આ જલ્દી અનુભવ થઈ જાય ને તેનાં આધારે જ એ બ્રહ્મચર્ય પાળી શકે છે.

વિષય એ તો એક પ્રકારનો રોગ છે.

**પ્રશ્નકર્તા :** મોટો રોગ, બહુ મોટો, કેન્સર જેવો.

**દાદાશ્રી :** બહુ મોટો, કેન્સર તો સારું, બળ્યું ! એ તો એક જ અવતાર મારે. આ તો અનંત અવતાર મારી નાખે. આ તો અનંત અવતારથી આ જ માર પડે છે ને, બળ્યો ! તમને નહીં લાગતું આ રોગ કહેવાય ? હેં ! બધાય સમજે છે અંદરખાને પણ શું થાય ? નીકળાતું ના હોય તો ? છતાંય હું વિધિ કરી આપું તો છૂટી જાય.

બ્રહ્મચર્યને આપણે જાણીએ તો એ કંટ્રોલેબલ થાય. વિષયમાં જે

દોષો રહેલા છે ને એ જાણીએ તો કંટ્રોલેબલ થાય.

એક ભઈ કહે છે, 'દાદાજી, આનંદ આત્માનો છે કે આ વિષયનો આનંદ છે એ સમજણ નથી પડતી, એનું શું કરવું ? આ આનંદ તો મને વર્તે છે પણ આ વિષયનો છે કે આત્માનો છે, એ બેમાં સમજણ ફેર નથી પડતો મારાથી.' ત્યારે મેં કહ્યું, 'આપણે ચા ને ભૂસું સાથે ખઈએ, તે સ્વાદ ચામાંથી આવે છે કે ભૂસામાંથી આવે છે એ ખબર ના પડે. તે એક બંધ કરવું પડે બેમાંથી. અને આત્માનો આનંદ તમે બંધ કરી શકો નહીં. એટલે વિષયનો આનંદ તમે બંધ કરો, તો એ તમને આનંદની અનુભૂતિ થાય. આજથી ધારો કે બંધ ના થાય. સહુ સહુના ગજા પ્રમાણે. પણ એ બંધ કરો ત્યારે સમજણ પડે. નહીં તો ભૂસું ને ચા બે, જોડે જોડે ખાધા કરીએ, તો એમાં કોનો સ્વાદ આવે, એ શું ખબર પડે ? એટલે પછી એ માણસે મને શું કહ્યું ? કે મારે ક્યારે બંધ કરવું કહે ? મેં કહ્યું, 'અમે અમેરિકા જઈએ, તે દા'ડે તારે બંધ કરવું અને અમેરિકાથી પાછા આવીએ, તે દા'ડાથી ચાલુ.' ચાર જ મહિના માટે વાંધો ખરો એમાં ? ખબર ના પડે ચાર મહિનામાં ?

તમને ખબર પડે કે આ ક્યાંથી આનંદ આવે છે ? હજુ લોકો ગોથા ખાય છે. હજુ આ જ્ઞાન પછી તો બધો આનંદ આવે જ છે, પણ એને એમ સમજાઈ જાય છે કે પહેલાં આવતો હતો, તેવો જ છે ને ! મેં કહ્યું, 'ના. એ તું જ્યારે જુદો થઈશ ત્યારે. ભૂસું ને ચા બે જોડે નહીં ફાકું ત્યારે ખબર પડશે તને. કે કાં તો ચા પી લે, કાં તો ભૂસું ખાઈ લે. એટલે ચાનાં સ્પેસીફીકેશન ખબર પડશે !

વિષયમાં દુઃખ તો આમાં સમજતા જ નથી. નો ટેન્શન જેવી સ્થિતિ, એનો અર્થ એવો નહીં કે જબરજસ્તી કરવી, પણ કો'ક ફેરો પાંચ દહાડા ટ્રાયલ લેવામાં વાંધો શો ? બે દહાડા છે, પાંચ દહાડા ના લેવાય તો, જાનવરો તો નવ મહિના લે, પણ મનુષ્ય બે દહાડા-ચાર દહાડા તો લઈ શકે, તો ટ્રાયલ લે ને !

એ તો અમે આ ઘણાં વખત કહેલું હોય પણ શું થાય એને ? અમે

તમને ચેતવ ચેતવ કરીએ. પણ ચેતવું બહુ સહેલું નથી બા ! છતાં અમથા અખતરા કરતા હોય ને, કે આ મહિનામાં ત્રણ દહાડા કે પાંચ દહાડા અને જો અઠવાડિયું કરે તો તો બહુ સુંદર પોતાને ખબર પડે, અઠવાડિયાના વચલા દિવસે તો એટલો બધો આનંદ આવે ! આત્માનું સુખ ને સ્વાદ આવે, કેવું સુખ છે તે !

## નિયમમાં આવે તોય ઘણું

જમવા બેસાડ્યા પછી જરા ભાત મોડું થાય તો શું થાય ? દાળમાં હાથ ના ઘાલે તો શાકમાં હાથ ઘાલે, ચટણીમાં હાથ ઘાલે. નિયમમાં ના રહી શકે અને જેને આ નિયમ રાખતા આવડ્યો, એનું કલ્યાણ થઈ જશે !

અમે ઉપવાસ નથી કરતા, પણ નિયમમાં રહી શકીએ કે ભઈ આટલું જ, પછી બંધ. હવે એ કરી લાવે છે પેલાં ઢોકળાં, તે અમે આથી ચાર ગણા ખવાય એમ છે, ભાવે છેય એટલાં સરસ, પણ 'ના'.

**પ્રશ્નકર્તા :** તો એ નિયમ જાગૃતિના આધારે રહે ?

**દાદાશ્રી :** જાગૃતિ તો હોય જ બધાને, પણ પેલો જે સ્વાદથી જે રંગાઈ ગયેલો છે ને, ત્યાં કંટ્રોલ રહી શકે નહીં. મુશ્કેલ છે કંટ્રોલ રહેવાનું, એ જ્યારે ખુદ આત્મારૂપ જેટલો થાય, એટલામાં કંટ્રોલ આવતો જાય.

કેટલાંક માણસો કહે છે, વિષય આમ મને છૂટતો નથી. મેં કહ્યું, એમાં શું ગાંડા કરે છે, થોડો થોડો નિયમ લે ને ! એ નિયમમાં, પછી નિયમ છોડીશ નહીં. આ કાળમાં તો નિયમ ના કરે એ તો ચાલે જ નહીં ને ! થોડાંક હોલ તો રાખવાં જ પડે. ના રાખવા પડે ?

**પ્રશ્નકર્તા :** રાખવા પડે.

**દાદાશ્રી :** બ્લેક હોલ કહે છે ને, એને. એમ તો સાવ સચ્ચીઓ (સાચો) થઈને બેસીશ, તો મૂઆ માર ખઈ ખઈને મરી જઈશ અને પછી જૂઠો થઈ જાય. એક ફેરો જૂઠો થયો, એટલે જૂઠો થઈ જવું ? ના, એ જ નિયમમાં રાખે. મેં તને બ્રહ્મચર્ય પાળવાનું કહ્યું હોય અને બ્રહ્મચર્ય છૂટી ગયું એટલે હપુચું ખલાસ કરી નાખવાનું ? ના, પાછું એનું નિયમ પર

આવ. છ મહિના સુધી નથી પળાતું તો આપણે મહિનામાં બે દિવસ રાખો, ચાલો. બાકી બધા દિવસ અમારું બ્રહ્મચર્ય છે. અમારી પાસે કાયદો કરાવી જવો પછી. આવો સરસ રસ્તો કાઢી આપ્યો છે મેં બધો !

**પ્રશ્નકર્તા :** તમે દરેક વસ્તુની અંદર કે કોઈ પણ વ્યવહારિક કાર્યની અંદર પણ, એવો સચોટ ઉકેલ આપેલો છે.

**દાદાશ્રી :** ઉકેલ બધા સુંદર ! અત્યાર સુધી તો, આ બધે બ્રહ્મચારી કોઈને કહ્યાં જ નહીં, પૈણેલો છે ને ! અલ્યા મૂઆ, તેથી જ મેં પુસ્તકમાં લખ્યું કે અલ્યા, તમે પૈણેલા છો. તે હું તમને ભાવ બ્રહ્મચર્ય કહું છું, કુદરતને ના કહેવું હશે તો ના કહેશે, પણ હું તો કહું છું ને ! આમ મારી જવાબદારી પર ! ત્યારે કહે, 'શી રીતે અમે બ્રહ્મચારી કહેવાઈએ ?' મેં કહ્યું, 'બીજી સ્ત્રીને જોતો નથી ને બીજી સ્ત્રીનો વિચાર હપુચો નથી કરતો, એ બ્રહ્મચારી છે ! બીજી સ્ત્રીને જોતો નથી અને એ ખેંચાણ થાય તો પ્રતિક્રમણ કરે છે, એ બ્રહ્મચારી છે.' એક પત્નીવ્રત, એને અમે આ કાળમાં બ્રહ્મચર્ય કહીએ છીએ. બોલો, તીર્થંકરોની જોખમદારી લઈને બોલીએ છીએ. મારા જેવું બોલાય નહીં, એક અક્ષરેય બોલાય નહીં, નવો કાયદો સુધારાય નહીં, પણ છતાં હું જવાબદારી લઉં છું. કારણ કે આ કાળમાં એક પત્નીવ્રત રહેવું અને દૃષ્ટિ બગાડવી નહીં, એ તો બહુ મોટામાં મોટું કહેવાય. બાવાઓ પૈણ્યા નથી, બાવાઓએ તાળું મારી દીધેલું. એમાં તો શું નવી ધાડ મારી ? ધાડ તો આપણે ખુલ્લાં તાળાઓએ મારી કહેવાય. આ તમને સમજાય ? કોણે ધાડ મારી કહેવાય ? ખુલ્લાં તાળાઓએ, એ પણ અમે જ્ઞાન આપીએ તો ! બીજા કોઈથી બને નહીં, ઈમ્પોસીબલ !

બધી જ જાતની છૂટ આપવા તૈયાર છું તમને તો, કોઈ પણ નિયમમાં આવવા માંગો તો બધી જાતની છૂટ આપવા તૈયાર છું. કારણ કે નિયમ જ મોક્ષમાં લઈ જાય. યમ એટલે શું ? બ્રહ્મચર્ય પાળવાનું જ્ઞાન જાણવું એ યમ કહેવાય, સત્ય બોલવું એ જાણવું એ યમ કહેવાય, ચોરી નહીં કરવી એ જાણવું એ યમ કહેવાય, પરિગ્રહ નહીં રાખવો જોઈએ એ યમ કહેવાય. હિંસા નહીં કરવી જોઈએ એ યમ કહેવાય. આ જાણ્યું એટલે તમે યમમાં આવ્યા. જાણ્યા પછી નક્કી કર્યું કે આપણે કોઈ નિયમ આવવું,

તે ઘડીએ નિયમમાં આવ્યા અને નિયમ રાખ્યા પછી તમે એક્ઝેક્ટ પાળો ત્યારે સંયમમાં આવ્યા.

## ગૃહસ્થાશ્રમમાં બ્રહ્મચર્ય

ચાર આશ્રમો કયા કયા ગોઠવ્યા'તા ?

**પ્રશ્નકર્તા :** બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્તાશ્રમ. પાછાં દરેક પચ્ચીસ વર્ષના.

**દાદાશ્રી :** આ તો સો વર્ષ જીવતા હતા, ત્યારની વાત છે. બંધારણ કેવું સુંદર છે ! અને એ બંધારણ શબ્દ શું કરે છે ? એ મન ઉપર ઈફેક્ટ કરે એટલે મન એ બાજુ વળી જાય. અત્યારે ગવર્નમેન્ટ ઓર્ડર કરી નાખે, નવ વાગ્યા પછી બધાએ ઊંઘી જવું એવું સખ્ત ઓર્ડર થાય બે-ચાર વખત, તો પછી એ બાજુ મન વળી જાય. મનનો સ્વભાવ કે ઓર્ડર શું છે ? મન ડીસ્ઓર્ડરવાળું નથી, ઓર્ડર હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** સંસારી જીવનમાં બ્રહ્મચર્ય પળાય ખરું ?

**દાદાશ્રી :** હા, બહુ સુંદર પાળનારા હોય છે. પહેલાં ઋષિમુનિઓ બ્રહ્મચર્ય જ પાળતાં હતાં બધા. સ્ત્રી ને પુરુષ બેઉ. પૈણેલા હઉ પાળે છે. બે જોડી હોય છે, તેય બધા પાળે છે. અમે વિધિને એ આવું બ્રહ્મચર્ય વ્રત હઉ આપેલું છે કેટલાંકને !

**પ્રશ્નકર્તા :** હા. પણ બન્ને જણાં એક થઈને આવે ત્યારે થઈ શકે.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** પણ પુરુષની ઇચ્છા બ્રહ્મચર્ય પાળવાની હોય અને સામે પક્ષે સ્ત્રીની ન હોય તો શું કરવાનું ?

**દાદાશ્રી :** ના હોય તો એને શું વાંધો છે તે ?! સમજાવી દેવાનું.

**પ્રશ્નકર્તા :** કેવી રીતે સમજાવવું ?

**દાદાશ્રી :** એ તો સમજાવતાં સમજાવતાં રાગે પડે ધીમે ધીમે,

એકદમ બંધ ના થાય. સમજાવતાં, સમજાવતાં. બેઉ સમાધાનપૂર્વક માર્ગ લો ને ! આમાં શું નુકસાન છે એ બધી વાતો કરીએ ને એવાં વિચારો કરીએ.

**પ્રશ્નકર્તા :** પુરુષે જ્ઞાન લીધું છે, સ્ત્રીએ જ્ઞાન લીધું નથી. પુરુષને ખબર છે કે આ બ્રહ્મચર્ય....

**દાદાશ્રી :** એ ચાલે નહીં, પણ સ્ત્રીને પણ જ્ઞાન લેવડાવું જોઈએ. પૈણ્યો હતો શું કરવા ?

**પ્રશ્નકર્તા :** પણ સ્ત્રીને જ્ઞાન લેવડાવું, એ પુરુષની ભાવના હોવાં છતાં એવું શક્ય બનતું નથી.

**દાદાશ્રી :** એવું ના બને તો આપણે સંજોગો સમજવાના ! ત્યાં સુધી સંજોગોના આધારે રહેવું પડેને થોડો વખત !

## બીનાં ડૂંડા આવતે ભવે

**પ્રશ્નકર્તા :** અબ્રહ્મચર્યનો માલ ભરેલો હોય, એને પોતે ફેરવ ફેરવ કરે, એટલે આખો જે પુરુષાર્થ કરે, એનું ફળ આવે ને ?

**દાદાશ્રી :** એનું ફળ આવતે ભવમાં આવે. આવતે ભવે એનું ફળ વગર મહેનતે બ્રહ્મચર્ય પ્રાપ્ત થાય. બ્રહ્મચર્ય મળે, એને મહેનત ના કરવી પડે. ત્યાં ફેરવ ફેરવ કરવું ના પડે અને આ ભવમાં જેટલું પળાય એટલું આ ભવમાં શરીર સારું રહે, મન સારું રહે. નહીં તો મન ઢીલું થઈ જાય. મન સારું રહે એ ઓછો ફાયદો ના કહેવાય ને ?! ને ફાઈલો બધી છૂટી રહેને !!

**પ્રશ્નકર્તા :** બ્રહ્મચર્યની ભાવના કરીએ તો પછી અમલમાં આવે ને ?

**દાદાશ્રી :** હા, ભાવના એ બીજ છે અને અમલ એ પરિણામ છે. ભલે આજે અમલમાં ના આવ્યું તો બીજ નથી નાખ્યું, માટે હવે બીજ નાખો તો અમલમાં આવશે. સાંભળ્યું જ ન્હોતું, તો બીજ નાખે શી રીતે

તે ? બ્રહ્મચર્ય જેવી વસ્તુ જ સાંભળી ના હોય ને !

## અલ્યા, આ તો દુરુપયોગ થયો

એક છ-બાર મહિના સ્ત્રી વિષયથી છેટાં થાય ને તો જ ભાન આવે, આ તો ભાન જ નહીં. આખો દહાડો એનું ઘેન ચઢ્યા કરે ને ઘેનમાં ને ઘેનમાં ફર્યા કરે. એટલે મહાત્માઓને કહીએ છીએ કે છ મહિના કે બાર મહિના કંઈક કરો ને કંઈક ! તમારે શું વાંધો છે ? થોડા-ઘણાંએ એવું મનમાં નક્કી કર્યું ને વ્રતને ટ્રાયલમાં મૂક્યું ય, તે બધાય મૂકે તો કામ થઈ જાય ને ! અત્યારે આ મોક્ષનું સાધન મળ્યું છે, બીજું બધું ખાવા-પીવાની બધી છૂટ. આ એકલું જ નહીં. એનું વર્ણન ભગવાને કર્યું છે ને ! તે વર્ણન જો કદી કરવા જાય ને, આખું વર્ણન સાંભળે તો મરી જાય માણસ.

જાનવરો સારા, બળ્યા ! એને કંઈ નિયમ-બાધા હોય. આ તો જાનવરો જ જોઈ લો ને ! કારણ કે હજુ ઘેનમાં ને ઘેનમાં રહ્યા કરે છે. અલ્યા મૂઆ, પરમ દિવસે બે-ચાર-પાંચ મહાત્માઓએ કહ્યું, તો એ વાત કહેવામાં હું તો એ થઈ ગયો કે, 'અલ્યા, આવાં હજુ માણસો છે મૂઆ !' કેમ શોભે આપણને ? બીજે બધું કરો ને બધા વિષયો છૂટ છે. આ વિષય બંધનકારક છે. સામી ફાઈલ છે, ક્લેઈમ છે આ તો. ત્રીસ વર્ષ સુધી બધા ફોર્સ હોય તો ઠીક છે અને ફોર્સ હોય તોય, પણ જેનો દૃઢ નિશ્ચય છે, એને શું થવાનું ? બધું ખાવા-પીવાની છૂટ બધી. છતાં પણ ખાવામાંય હરકત નહીં રાખો તો એ નુકસાન કરશે પછી. એનો ફોર્સ ત્યાં જાય ને !

મોક્ષે જવું હોય તો વિષય કાઢવો પડશે. હજારેક મહાત્માઓ છે, વર્ષ વર્ષ દહાડાનું વ્રત લે છે. 'વર્ષ દહાડાનું મને આપજો વ્રત.' કહે છે. વર્ષ દહાડામાં એને ખબર પડી જાય.

અબ્રહ્મચર્ય એ અનિશ્ચય છે. અનિશ્ચય છે એ ઉદયાધીન નથી. આ તો બધું ખાલી ભાન વગરનું, તે જાનવરની પેઠ જીવી રહ્યા છે. એ સ્ત્રીઓએ સમજવું જોઈએ અને પુરુષોએ સમજવું જોઈએ. મોક્ષે જવું હોય તો સુખ તો મોક્ષમાં છે. અને એ વિષય ના હોય તે દહાડે તું સુખ તો

જો ! એક વર્ષ દહાડાનું બંધ કરીને જુઓ ! અનુભવ કરો ત્યારે થાય. પરમ દહાડે ચાર-પાંચ જણ આવ્યા હતા ને મેં તો ઊલ્ટું પૂછયું તો મને તો અરેરાટી છૂટી ગઈ કે આવાં માણસો છે હજુ ! હું તો જાણું કે વિષયમાં ડાહ્યા થઈ ગયા હશે ! ત્યારે વધુ વિષયી થયા. આ તો કોણ પૂછનાર છે, હવે તો દાદા છે ને માથે ! અલ્યા મૂઆ, આવું થયું ?! બીજું બધું મેં છૂટ આપી છે. બીજા ચાર વિષયો આંખના કરો, બીજા કરો, પણ આ નહીં. આ સામું ક્લેઈમવાળું છે, એગ્રીમેન્ટવાળું છે, ભયંકર. એ જ્યાં જશે ત્યાં લઈ જશે. હું તો ચાર-પાંચ જણને પૂછીને તો સજ્જડ થઈ ગયો. મેં કહ્યું, ભઈ, આવી પોલ તો ના ચાલે, અનિશ્ચય છે આ તો. એ તો કાઢવી જ પડે. બ્રહ્મચર્ય તો પહેલું જોઈએ. આમ નિશ્ચયથી તમે બ્રહ્મચારી જ છો પણ વ્યવહારથી ના થવું જોઈએ ? વ્યવહારથી થવું જોઈએ કે ના થવું જોઈએ ?

## બાપ અનુસર્યા દીકરાને

આવી વાત કરવામાં આબરૂ ના જતી રહે ?

**પ્રશ્નકર્તા :** ના, આબરૂ જતી રહે નહીં. પણ રોગ નીકળે છે.

**દાદાશ્રી :** રોગ નીકળે છે, નહીં ? થોડો નીકળ્યો ?

**પ્રશ્નકર્તા :** બહુ.

**દાદાશ્રી :** ત્યારે સારું. ત્યારે રોગ ને અમારે કંઈ લેવાદેવા છે કંઈ ? ગુરુપૂર્ણિમા પછી આવો, બ્રહ્મચર્યવ્રત આપી દઈએ, જો મઝા રહેશે. સુખ પછી જ આવે ! એક ભાઈ શું કહેવા માંડ્યા'તા ? મારા છોકરાને મેં આનંદમાં જ દીઠાં, તે મારે બ્રહ્મચર્યવ્રત લેવું છે. પણ લીધું પછી તો, જો આનંદ જામે. એટલે એક્સટેન્શન કરાવ્યા કરે છે પછી. જામે એટલે પછી ! પહેલી તો ભડક લાગે, શું થશે, શું થશે ? શું થવાનું છે પણ તે ? આ ગંદવાડાથી છેટા રહીને શુદ્ધાત્મા જોઈએ. એટલે બહુ નિરાંત થઈ ગઈ !

આપણું જ્ઞાન હોય તો બ્રહ્મચર્ય પળાય, નહીં તો પળાય નહીં. મન બગડ્યા જ કરે. દૃષ્ટિ બગડ્યા જ કરે. આ તો આપણી દૃષ્ટિમાં શુદ્ધાત્મા

દેખાય ને ! કશો વિચાર જ ના આવે. જરૂર નહીં પડે. એવું મહીંથી આનંદ થશે. એ ભાઈ કહેતા'તાને બહુ આનંદ છૂટ્યો ?!

બધાય જેણે બ્રહ્મચર્ય વ્રત લીધાં ને ! હજુ ત્રીસ-ત્રીસ વર્ષની ઉંમરના માણસો આવે છે, બેઉ સાથે ! અમે આ બ્રહ્મચર્યની ચોપડી વાંચી ને હવે અમારે બ્રહ્મચર્ય વ્રત લેવું છે ! આવાં બધા દુઃખો ? મેં કહ્યું, 'તમે જાણતા નહોતાં ?' ત્યારે કહે, 'ના, કોઈએ કહ્યું જ નહીં ને ?' બધાં એ કહ્યું કે, ખરું સુખ આમાં છે. એટલે અમેય માની લીધું. આ તો તમે કહ્યું એટલે અમારા આત્માએ કબૂલ કર્યું. પાછું એક સ્ટ્રોકમાં તો કેટલાંય જીવો મરી જાય છે ? તે શા સુખ મળવાનાં, તે આટલાં જીવ મારીને ? ને સુખ એમાં કશુંય છે નહીં !

બહાર લોકોને જ્ઞાનપૂર્વકનું નહીં ને ! જ્ઞાનપૂર્વકનું બ્રહ્મચર્ય હોય ત્યારે બહુ અસર થાય ! બાંધીને ઉપવાસ કરાવીએ, એના કરતાં ઉપવાસ સમજીને કરીએ તો તો એની વાત જ જુદીને !!

## નક્કી કર્યું ત્યાંથી જ ઊર્ધ્વકરણ

શીલ ઊર્ધ્વકરણની શરૂઆત કરવી હોય તો થાય. બ્રહ્મચર્ય વ્રત લઈને નક્કી કર્યું ત્યાંથી જ ઊર્ધ્વકરણ. કેટલા આનંદમાં રહે છે ! આ તો આપણા આત્માનો આનંદ નથી રહેતો. બળ્યું, આમાં ને આમાં ખોવાઈ જઈએ. મોંઢા પણ પડી ગયેલા હોય બધું. આખો દહાડો લાલચમાં ને લાલચમાં ! હવે આટલાં વર્ષ થયા, માણસ ના સમજે ?! ચેતીને ચાલવું સારું હવે. અને કંટ્રોલ પેલો એ રાખવો જ પડે. કંટ્રોલ રાખે નહીં ને, તો માણસને એ કંટ્રોલના વિચારેય છૂટા થઈ જાય પછી. બધું ખુલ્લું જ થઈ જાય એ બધું. એટલે ઘણાં માણસ તો કંટ્રોલ રાખીને, તે થાય દોષો પણ તે દોષોની ક્ષમા માંગી લે, બસ. પણ આ કંટ્રોલ ઊડી જાય ને, તો કશું રહે જ નહીં. એટલે હમણાં વર્ષ-બે વર્ષ તમે છૂટું રાખો. તમે અભ્યાસ કરી જુઓ એમાં કંઈ ફાયદો જો સારી રીતે થાય તો. નહીં તો પછી આ પ્રમાણે લેવું. દરેકની રીત જુદી હોય પાછી. એવું કે કાયદો અમુક જ ના હોય બધાંને. રસ્તો એ સારો છે આ કળિયુગમાં, આ દુષમકાળમાં. કારણ કે દાદા યાદ

આવે અને દાદા ફરી યાદ રહ્યા છે ને ! તેથી કોઈને ભય જ નહીં ને ! જેમ ઘરમાંય કોઈ કહેનાર હોય, તો છોકરાં સારા રહે કે ના રહે ?

**પ્રશ્નકર્તા :** એકદમ.

**દાદાશ્રી :** પછી કહેનાર ભલે ને બે દા'ડા બહારગામ ગયા હોય પણ આવશે ત્યારે શું કહેશે ? તેનાં જેવી વાત છે ! એટલે હમણાં તમે તમારી મેળે જ જુઓ. તમારા વિચારો સારા છે, એટલે પછી વળી છૂટું કરાવીએ. તમારે પોતાને જ ભાવના નથી એવી, મોહરૂપી ભાવ નથી ને આ તો બીજું દબાણરૂપી ભાવ છે. મોહ છૂટી ગયેલો છે.

આવાં સજોડે બધાં બહુ આવેલા ઘણાં ! કારણ કે આ તો, ખાલી આપણું પુસ્તક જ વાંચે ને, એ વાંચીને જ પછી જે વૈરાગ છૂટે છે, તે ગમતું જ નથી. વિષય જ ગમતો નથી. પછી એ લોકો નાની ઉંમરમાં, બોલો, એ નિયમ લે છે. તો મેં કહ્યું, 'તમે આ મુસીબતમાં મૂકાઈ જશો.' 'ના, ગમતું જ નથી હવે.' બંને રાજીખુશીથી લે. છતાંય ભૂલ બે-ત્રણ વખત થઈ જાય. કારણ દુષમકાળના જીવો છે ને ! ચોગરદમ બાઝેલાં જીવો. શી રીતે આખી રાત ઊંઘ આવે એ રીતે ? એવું છે આ ! આમાં સો ઘરોમાં બે ઘર પોતાને ઘેર કકળાટ ના થાય એવાં માણસો હશે. પણ તેય એને ઉપાધિ તો હોય ને, પાડોશીવાળા લડતા હોય એટલે સાંભળ્યા જ કરવાનું ને ! એટલે એ તો નર્યો દુષમકાળ કહેવાય. આ તો જ્ઞાની પુરુષ પાસે આવ્યા એટલે ડાહ્યા થયા, નહીં તો ડાહ્યા યે શાનાં ? ગાંડામાંય ગણતરી ના કરાય. ગાંડાય કંઈક નિયમવાળા હોય. આમને તો નિયમ જ નહીં કોઈ જાતનો ?

## અહીં જ 'બીવેર'નાં મરાયા બોર્ડ

આ જ્ઞાન મળ્યા પછી તો હવે ચોખ્ખું મન થઈ ગયું, નહીં ? માટે આજથી વિચાર કરજો ભઈઓ ! બહુ વિચારવા જેવું છે, અમે કહીએ નહીં, કોઈ દહાડો તમને ઠપકો જ નહીં આપ્યો અને ઠપકો આપવા માટે અમારે નવરાશ જ નથી. આ તો તમને સમજાવીએ છીએ. ભૂલ ક્યાં થઈ રહી છે તે. કેમ પ્રગતિ નથી થતી ? જબરજસ્ત પુરુષાર્થ થઈ શકે, જ્ઞાન આપ્યું

છે માટે, નહીં તો વાત કરાય જ નહીં. નહીં તો બિચારા એની શક્તિ શું ધારણ કરવાની ? આ સાધારણ ગમ્યું હોય તો આંગળી ઊંચી કરો જોઈએ ! કહેવું પડે આ તો, શૂરવીર છે આ તો બધા. મેં જાણ્યું કે નહીં ગમતું હોય. ગમ્યા વગર આંગળી ઊંચી કરે નહીં ને કોઈ ! મારી વાત ગમે છે એ વાત ચોક્કસ. એટલે પેલી ખૂંચે છે એ વાતેય ચોક્કસ ને ! હવે એનાં કોઈ ઉપાય ધીમે ધીમે કરે. ચેતવણી આપું છું આ. બીવેર-બીવેર, બોર્ડ મારે છે ને 'બિવેર ઓફ થીવ્સ' એવું આ મેં બીવેર કહ્યું. ચેતો ચેતો. હજુ જીવતા છીએ ત્યાં સુધી થશે. છેલ્લાં દસ વર્ષ સારા જશે તોય બહુ થઈ ગયું. વધારે ના જાય તો છેલ્લાં દસ-પંદર-વીસ વર્ષ સારા જાય તોય બહુ થઈ ગયું. અત્યાર સુધી ગયા એ ગઈ ખોટ અને દાદાની આજ્ઞાથી શરૂ. વધારે ના થાય તો એક વર્ષ દહાડાનો અખતરો કરી જુઓ, ટ્રાયલ. હું ટ્રાયલ જ આપું છું. કારણ કે બિચારા એ થઈ જાય તો ! પછી પાછો ફરી એક્સ્ટેન્શન કર્યા કરે.

એકદમ ઉતાવળ નથી, હજુ વિચારીને આગળ વધજો. આ કૂવામાં પડવા જેવી ચીજ નથી. વિચારીને કરવાનું, આ લાંબો વિચાર કરવો. એ પણ આ તો વિચારજો કંઈ, વિચાર્યા વગર એમ ને એમ પાસે પડી રહે, એનો અર્થ શું છે ? દેવું ચઢ્યા જ કરે છે નિરંતર. વિચારો, મેં તમને છૂટ આપી છે એવું નથી. આ કંઈક રાગે પડે આ થોડું તો સારું. આ જ્ઞાન ફરી મળતું નથી આવું ! આત્મા જુદો થઈ ગયો છે, હંડ્રેડ પરસેન્ટ ને રાત-દહાડો મહીં સાક્ષી પૂરે છે અને ચેતવણી આપ્યા જ કરે છે. એ ઓછી સાક્ષી કહેવાય ? માટે ચેતો હવે, બહુ દહાડા થયા !

**પ્રશ્નકર્તા :** બંનેનો ભાવ થોડો થોડો થઈ ગયો છે.

**દાદાશ્રી :** બહુ સારું. આ નર્યો ગંદવાડો છે. નર્યું દુઃખ. દેખતા ગંધ ને અડતા ગંધ. બધામાં ગંધ, ગંધ ને ગંધ. સંડાસ જ છે ને એ તો ! ગંદવાડો ગમે નહીં પણ છૂટકો જ નહીં ને ! ભાવ કરે તો વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એમની ઈચ્છા એમ છે કે, દાદા પાસે માંગ્યા વગર છૂટી જવું જોઈએ.

**દાદાશ્રી :** એ ઉત્તમ વસ્તુ. ખોટ ખાવાની ટેવ પડી હોય તો એ છૂટી જાય કે ના છૂટી જાય, મને પૂછયા વગર ? કે મને પૂછીને છૂટી જાય ?

**પ્રશ્નકર્તા :** છૂટી જાય.

**દાદાશ્રી :** તે આ બધી ખોટ ખાવાની છોડી દો તો સારું. મને જણાવવાની શું જરુરત ?

અનુભવ કરવા માટે અમે આ છ મહિના તમને 'ઉપવાસ' કરવાનું કહીએ અને પછીથી તો વર્ષ દા'ડો એક્સ્ટેન્શન કરાવી લે છે આ લોકો તો.

**પ્રશ્નકર્તા :** રિન્યુ.

**દાદાશ્રી :** હા. દર એક સાલનું આપું છું. મન નબળું પડી જાય તો વચ્ચે બે મહિનાનું એ રસ્તો કરી આપું ને પછી પાછું છે તે વિધિ કરી આપું. નબળું હોય એવું. કોઈ જાણી-જોઈને નબળું પાડે નહીં ને ! પણ મુશ્કેલી ઊભી થઈ, ત્યારે શું થાય માણસનું ?

**પ્રશ્નકર્તા :** બ્રહ્મચર્ય વિધિ કરતી વખતે શું બોલવાનું મારે ?

**દાદાશ્રી :** કશું નહીં. તું 'શુદ્ધાત્મા' બોલ્યા કર ને મારે બધું બોલવાનું.

**પ્રશ્નકર્તા :** ને અખંડ બ્રહ્મચર્ય પાળવાની મને શક્તિ આપો, નિરંતર નિર્વિકાર રહેવાની શક્તિ આપો.

**દાદાશ્રી :** એ બધું નહીં, એ બધું એમાં મારે કરવાનું. તારે તો ભાવના થાય ને પ્રગટ કરી કે મારે બ્રહ્મચર્ય પાળવું, મને શક્તિ આપો, એટલે આપવાની અમારે. 'હું શુદ્ધાત્મા છું' બોલ્યા કરવાનું. બ્રહ્મચર્યવ્રતમાં આવું સુખ છે એવું જોયું ?

**પ્રશ્નકર્તા :** બ્રહ્મચર્ય એ તો દુષ્કરવ્રત કરવું ને ?

**દાદાશ્રી :** દુષ્કર તો છે બ્રહ્મચર્ય વ્રત પણ આ આવું પદ્ધતિસર હોયને તો બ્રહ્મચર્ય વ્રત બહુ સુંદર રહે. એ તો આમ તાળા મારવા હોય

તો બ્રહ્મચર્ય વ્રત દુષ્કર છે. મોઢે તાળું મારીએ પછી કંઈ ખવાય જ નહીં ને, સ્વાદ આવે જ શાનો તે ?! એ કામનું નહીં, એ તો એનો અર્થ, મન બગડી જાય. ખુલ્લું રાખીને, જ્ઞાનથી ઉડાડવું જોઈએ. જ્ઞાનથી પાળવું જોઈએ બ્રહ્મચર્ય વ્રત.

## વિચાર જ બંધ વ્રત પછી

આમને તો વ્રત લીધાં પછી ચમત્કાર થયો, પછી બહુ સુંદર. એનું કારણ છે કે 'ક્યાંથી સુખ આવે છે' તેનું ભાન નથી અને આ વ્રત લીધાં પછી જે સુખ આવે છે ને, પછી છે તે મનમાં વિષયના વિચાર જ બંધ થઈ જાય. વિષય ગમે નહીં. માણસને સુખ જ જોઈએ છે. તે સુખ મળતું હોય તો બીજું કશું જાણી-જોઈને કાદવમાં હાથ ઘાલવા તૈયાર ના થાય. પણ આ બહાર તાપ લાગે છે. એટલે કાદવમાં હાથ ઘાલે છે ઠંડક લાગે એટલાં માટે, નહીં તો કીચડમાં કોઈ હાથ ઘાલતું હશે ? કોણ ઘાલે ? પણ શું થાય ? બહાર ગરમી લાગે છે. હવે તમને એક ફેરો અનુભવથી સમજાયું કે આ જ્ઞાનથી વિષય સિવાય બહુ સુંદર સુખ રહે છે. એટલે પછી તમને વિષયો ગમતા બંધ થઈ જાય. આ જ્ઞાન એવું છે કે બધાં વિષયો એની મેળે આપોઆપ છૂટી જાય. ખરી પડે બધાં, પણ અનુભવ કરી કરીને એ કરો ત્યારે સુખ જ મળે છે ને સુખ મળી ગયું કે પછી કશું રહ્યું નથી.

વિષયમાં તો બહુ બળતરા હોય, કશું જ્ઞાન ના હોય. બળતરા હોય સમકિત ના હોય, ત્યારે બળતરાવાળો માણસ વિષયમાં હાથ ઘાલે, નહીં તો વિષયમાં તો હાથ જ કોણ ઘાલે ? અત્યારે હાથ ઘાલવાની ઈચ્છા ના હોય છતાં ઘાલવું પડે. કારણ કે ડિસ્ચાર્જ સ્વરૂપે છે. પણ તેય માણસ માંગતાવાળાને પૈસા આપે છે તે ઘડીએ, બહુ રાજીખુશીથી થઈને આપે છે ? એવું વિષયનું આરાધન કરવાનું એવી દ્દષ્ટિથી એ શોખનો વિષય નથી. માંગતાવાળા આવે ને, એને પૈસા આપીએ એ શોખનો વિષય નથી.

મેં ચૌદ વર્ષથી જોયા છે, બેઉ સરસ બ્રહ્મચર્ય પાળે છે. બેઉ આમ જોડે ને જોડે ફરે ને એવું. બધું ચૌદ વર્ષથી. પૂછયું ત્યારે કહે, 'જરાય ડાઘ નથી કહે છે' પહેલાં પહેલાં બે-ત્રણ વર્ષમાં જરાય ડચકાં ખાતું'તું. પછી

રાગે પડી ગયું. પ્રતિક્રમણથી સુધરે ને. પ્રતિક્રમણથી ધો ધો કરતાં કરતાં રાગે પડી જાય.

**પ્રશ્નકર્તા :** પરણેલો બ્રહ્મચારી હોય તો એ વેલ ટેસ્ટેડ હોય ને !

**દાદાશ્રી :** ટેસ્ટેડ હોય. પેલાંય ટેસ્ટેડ તો થાય છે. એમાં બે મત નહીં. પણ બે-ત્રણ વર્ષ ભણે છે, પછી બ્રહ્મચર્ય ટેસ્ટેડ ! કારણ કે પ્રતિક્રમણનું હથિયાર સરસને ! એ પ્રતિક્રમણના હથિયાર વાપર્યા કરે એટલે એમ કરતાં કરતાં શુદ્ધ થઈ જાય. શુદ્ધિકરણમાં પેઠો કે શુદ્ધ થઈ જાય.

## અભિપ્રાય તો બ્રહ્મચર્યનો જ

બ્રહ્મચર્ય એ જ્ઞાની પુરુષની આજ્ઞાપૂર્વકનું હોવું જોઈએ. એ આનંદની તો વાત જ જુદી ને ! આત્મા પ્રાપ્ત થયા પછી આનંદ મહીંથી નીકળ્યા જ કરે. પણ એ આનંદને આંતરે છે કોણ ? તો કહે, સંસારનો ભાગ એને ખઈ જાય છે. આપણને એ આનંદ ભોગવવા દેતો નથી. વિષય સાંભરવાના બંધ થાય, પછી પરમાનંદ પાર વગરનો રહે.

બ્રહ્મચર્યનો અને અબ્રહ્મચર્યનો જેને અભિપ્રાય નથી, તેને બ્રહ્મચર્ય વ્રત વર્તાયું કહેવાય. આત્મામાં નિરંતર રહેવું, એ અમારું બ્રહ્મચર્ય છે. છતાં અમે આ બહારના બ્રહ્મચર્યનો સ્વીકાર નથી કરતા એવું નથી. તમે સંસારી છો એટલે મારે કહેવું પડે કે અબ્રહ્મચર્યનો વાંધો નથી, પણ અબ્રહ્મચર્યનો અભિપ્રાય તો ન જ હોવો જોઈએ. અભિપ્રાય તો બ્રહ્મચર્યનો જ હોવો જોઈએ. અબ્રહ્મચર્ય એ આપણને નિકાલી 'ફાઈલ' છે. પણ હજુ એમાં અભિપ્રાય વર્તે છે અને એ અભિપ્રાયથી 'જેમ છે તેમ' આરપાર જોઈ શકાતું નથી, મુક્ત આનંદ અનુભવાતો નથી. કારણ એ અભિપ્રાયનું આવરણ નડે છે. અભિપ્રાય તો બ્રહ્મચર્યનો જ રાખવો જોઈએ. વ્રત કોને કહેવાય ? વર્તે એને વ્રત કહેવાય. બ્રહ્મચર્ય મહાવ્રત વર્તે કોને કહેવાય ? કે જેને અબ્રહ્મચર્ય યાદ જ ના આવે, એને બ્રહ્મચર્ય મહાવ્રત વર્તે છે એમ કહેવાય.

❖❖❖❖❖

# [૧૦]
# આલોચનાથી જ જોખમ ટળે વ્રતભંગનાં

## વ્રત ભંગે મિથ્યાત્વની જીત

ભગવાને શું કહ્યું છે કે વ્રત તો તું જાતે તોડું તો તૂટે. કોઈ શું તોડાવી શકે ? એમ કોઈના તોડાવાથી વ્રત તૂટી જતું નથી. વ્રત લીધા પછી વ્રતનો ભંગ થાય તો આત્મા હઉ જતો રહે. તારે વ્રત લીધા પછી વ્રતભંગ થયો છે અને એ જોખમદારીના આ બધાં પરિણામ આવ્યાં છે, તે તો તારે સહન કરવાં જ પડશે. વ્રત લીધું હોય તો તેનો ભંગ આપણાથી ના કરી શકાય. અને ભંગ થાય તો કહી દેવું જોઈએ કે હવે મારું ચલણ ઊડી ગયું છે.

**પ્રશ્નકર્તા :** મેં આપને વાત કરી હતી કે વ્રત હવે પાછું લેવું પડશે.

**દાદાશ્રી :** તે વાત કરી હતી પણ તે અમુક ટાઈમ પછી બધી વાત થયેલી. એટલે એમાં તો બહુ જોખમ. એને લીધે તો આખું લશ્કર સજીવ થઈ ગયું. મિથ્યાત્વ લશ્કર ચોગરદમથી સજીવ થઈ ગયું, તે હવે ચઢી બેઠું છે. તે હમણે થોડો ઘણો ટાઈમ દંડ લેજે. પાછું ફરીથી બધું ગોઠવવું પડશે. દંડમાં તો શું ? હવે રવિવારને દહાડે એક જ વખત દૂધ પીને ઉપવાસ કરવાનું રાખજે અને તે દિવસે વધુ ટાઈમ સામાયિક કરજે, પ્રતિક્રમણ ને પશ્ચાત્તાપ કરજે.

**પ્રશ્નકર્તા :** ઊંધે રસ્તે એટલો બધો જોરથી ફોર્સ આવે છે, તે બધી જાતના વિચારો પણ આવે. બધી જાતની ટ્રિક્સ, બધી જાતનું સામે લાવીને મૂકી દે.

**દાદાશ્રી :** જો થોડો વખત ભૂલ ના કહી હોત ને એમ ને એમ

હજુ ચાલવા દીધું હોત તો આખું જ્ઞાન બધું ઉખેડીને ફેંકી દેત ! પણ તે થોડા વખતમાં જ કહી દીધું એટલે પક્કડમાં આવી ગયું. નહીં તો પેલું તો પછી હુલ્લડ મચાવે. તેના કરતાં વ્રત લેવું નહીં ને વ્રત લેવું હોય તો પૂરી રીતે પાળવું ! એ જ્યારે ના પળાય એમ થાય તો અમને બધું કહી દેવું. આ તો હિન્દુસ્તાનમાં રહેવું અને પાકિસ્તાનને મદદ કરવી, તેના જેવી વાત છે બધી !

વિષય ઘટાડવા માટે તો બાર આની ખોરાક ઓછો કરી નાખવો, પહેલાં સ્થૂળ દબાણ ઓછું કરી નાખવું પડે. પછી સૂક્ષ્મ દબાણ ઓછું કરવું. આ સ્થૂળ દબાણ ઓછું થઈ જાય પછી પેલા સૂક્ષ્મ દબાણ ઓછાં થઈ શકે. કારણ કે સ્થૂળમાં જ જો દબાણ ઓછું ના થાય તો પછી સૂક્ષ્મમાં શું થાય ?

આ વિચારો ટકવાના નથી એવું તને લાગે છે ? પહેલાં જે તારા વિચાર હતા, તે તને એમ જ લાગતું હતું કે હવે આ મારા વિચાર ખસવાના નથી, પણ હું એ જાણું છું પાછો કે આના આ વિચારો પાછાં ફરશે. અમને અત્યારેય તારા વિચારો ટેમ્પરરી લાગે ! એટલે તું આની પર ગોઠવણી કર્યા કરે, પણ એ બધી તારી મહેનત નકામી જાય. તે દહાડે બહુ સ્ટ્રોંગ વિચારો હતા, પણ એ વિચારો પાછા ફર્યા ! કારણ કે જેવો માલ ભરેલો તેવો નીકળ્યા કરે.

**પ્રશ્નકર્તા :** ભરેલાં માલને તો હવે જોયા કરીએ, પણ નવા ભાવ પાછા કર્યા કરીએ તો ? આપ જ્ઞાની પુરુષ છો એટલે જોઈ શકો, શું થાય છે, પણ મને એવી ખાતરી થતી નથી કે મારા વિચારો બદલાશે !

**દાદાશ્રી :** ના, ના, એ તો પહેલાંય તને એમ લાગતું હતું કે મારા વિચારો બદલાવાના નથી. તે મને કહેલું હઉ કે, 'હવે આ બ્રહ્મચર્ય જ જોઈએ, એ સિવાય બીજું નહીં !' પણ પછી બદલાયું ! તે દહાડે તારે શારીરિક વિચિત્રતા હતી. તેણે તને વિષય રોકવા માટે હેલ્પ કરી હતી. શરીર જ એવું કે વિષયમાં તને વૈરાગ આવે ને વિષય ન ગમે. અત્યારે શરીરનો ચેન્જ થઈ ગયો, તે પાછું પેલી બાજુ જ વળી ગયો. જેવો શરીરમાં

ફોર્સ આવે, તાકાત આવે તો પાછું વિષય ભણી મન દોડે. છતાં આ શરીર વસ્તુ જુદી છે અને આપણે જુદા છીએ.

**પ્રશ્નકર્તા :** ભાવ કરનારા આપણે છીએ ને ? શરીર નથી ને ? નિશ્ચય કરનારો વિભાગ પોતાનો છે ને ? તો કેમ પેલી બાજુ વિષય બાજુ જતું રહેવાય ?

**દાદાશ્રી :** હમણાં ત્રણ મહિના કોઈ માણસ માંદો પડે ને બહુ વિષય-વિકારી વિચારો રહેતા હોય તો એને એ વિચાર હપુચા ખલાસ થઈ જાય. ઊલટો એમ કહે, 'હવે આ કોઈ દિવસ જોઈતું જ નથી.' એટલે શરીર ઉપર બધો આધાર રાખે છે !

**પ્રશ્નકર્તા :** આપના જ્ઞાન પહેલાં મનોબળ જ ડેવલપ નહીં થયેલું ને ! અત્યારે હવે મનોબળ ઉત્પન્ન થતું જાય છે.

**દાદાશ્રી :** એ ઉત્પન્ન થાય પણ મનોબળ આ બૉડી ઉપર આધાર રાખે છે, 'ડીપેન્ડ્સ અપોન બૉડી'! તમારું આ મનોબળ તદ્દન સ્વતંત્ર નથી. તદ્દન સ્વતંત્ર મનોબળ એ જુદી વસ્તુ છે. એ તો તદ્દન 'વીક બૉડી' હોય તોય મનોબળ તેનું તે જ હોય.

**પ્રશ્નકર્તા :** પણ એવાં મનોબળ ડેવલપ થાય ને ?

**દાદાશ્રી :** ના થાય. આ તમારા મનોબળ તો બૉડીને આધીન. મહીં જે શારીરિક દર્દ હતું, એના આધારે મનના વિચારો બધા બેક માર્યા ગયેલા હોય અને તેથી તે દહાડે ધાર્યો કંટ્રોલ રહી શકતો હતો ને તેથી પછી તને વિચાર કરવાનો વખત મળ્યો કે વિષય શું છે તે ? તે દહાડે વિષય એટલી બધી ખરાબ વસ્તુ છે, એ બધું આમ પિકચરની પેઠ હાજર રહેવા માંડ્યું. ને એ પ્રમાણે થયું, પણ પછી આ શરીરે ચેન્જ માર્યો એટલે પછી વિચારોએ પલટો માર્યો ! વિષય સંબંધી મોળું પડે તે કેટલીક વાર શરીર નબળું પડે એટલે, પાછી દવા થાય એટલે પાછો વિષય જોર કરે. તે તારું પલટાયેલું જોઈને હું સમજી ગયો કે આ શાથી પલટાયું છે ! હું જાણું કે આ દવા થઈ ને દવાથી એવું થયું છે. હજુ આ તારા વિચારો ફરી જશે. તું તારી

મેળે જોયા કર ને ! તને પહેલાં જે તારા બ્રહ્મચર્ય સંબંધી વિચારો 'સ્ટ્રોંગ' લાગતા હતા. ત્યારે મને મનમાં થતું કે આની આ સ્થિતિ કાયમ રહેશે નહીં, છતાં રહી શકે તો ઉત્તમ ! શરીરનો બધો ફેરફાર થશે, એટલે આ પાછો આમનો ફરશે. તે પછી ફર્યો પણ ખરો. ત્યાર પછી અમે સમજી ગયા, એટલે પહેલેથી અમે કશું કહીએ જ નહીં ને ! અમે જાણીએ કે આ ભલો આદમી શરીરના આધીન એના નિશ્ચયમાંથી ફરે છે. એમાં એનો દોષ નથી. એટલે અમે ઠપકો તો કશો આપીએ નહીં. બાકી બ્રહ્મચર્ય સંબંધી વિરોધી વિચાર આવવા એ ઠપકાને પાત્ર કહેવાય ! એટલે આ વિચારો શેના આધીન ફરે છે એ બધું આપણે જોયા કરવું. હમણાં તું કશા ભાવ કરીશ નહીં. બધું જોયા કર કે કેમનું 'સેટિંગ' લે છે ! તારા ભાવ બ્રહ્મચર્ય માટે એટલે ઊંચે સુધી પહોંચ્યા હતા, કે લોકોનું કલ્યાણ કરી નાખે એવું હતું !

બ્રહ્મચર્યના વિચાર જેને આવે, એ પ્રભાવશાળી કહેવાય ! દેવ જ કહેવાય !! અને અબ્રહ્મચર્યના વિચારો આવે એટલે સાધારણ માનવ જ ગણાય ને ? પશુથી સાધારણ માનવ સુધીનાં બધાંને અબ્રહ્મચર્યના વિચાર આવે. અબ્રહ્મચર્યના વિચાર એ ખુલ્લી પાશવતા છે. જેને સમજદારી નથી, તે અબ્રહ્મચર્યમાં પડે છે. તને પોતાનેય તે દહાડે આ સમજાયું હતું, પણ આ શારીરિક સ્થિતિએ મનને ફેરવ્યું. આ તો તું એમ જાણે કે મારું મન હિંમતવાન થયું હશે. પણ મન હિંમતવાન ત્યારે જ કહેવાય કે બ્રહ્મચર્ય સાથે હોય ! બ્રહ્મચર્ય તોડે, એને હિંમતવાન કોઈ કહી શકે નહીં.

બ્રહ્મચર્ય માટે વિચાર થાય, તે શરીર ઉપર કેટલીક વાર 'ડીપેન્ડ' થાય છે. વચ્ચે તારી બહુ પુણ્યૈ જાગી હતી કે શરીરની વિકનેસ આવી ! શરીરની વિકનેસને આ કાળમાં ભગવાને મોટામાં મોટી પુણ્યૈ ગણી છે. તે અધોગતિમાંથી બચી જાય, જ્ઞાન ના હોય તોય તે અધોગતિમાંથી બચી જાય. પણ શરીર જો મજબૂત થયું, એટલે તલાવડું ફાટે તે ઘડીએ જોઈ લો પછી ! તેથી આ નાનાં છોકરાઓને બહુ મગસ ને મીઠાઈઓ આપવાની ના પાડું છું. અલ્યા, છોકરાઓને મગસ ના અપાય. આ તે કઈ જાતના લોક છે કે છોકરાને મગસ ને ગુંદરપાક આપે છે ! એમને

તો એકલાં દાળભાત આપે છે તોય આટલું બધું લોહી વધી જાય, પછી છોકરાઓને મીઠાઈઓ વગેરે આપે તો શું થાય ? પંદર વર્ષે જ નર્યા દોષમાં જ પડી જાય બધાં ! પછી ખરાબી જ થઈ જાય ને ? ઉત્તેજના થાય એવો ખોરાક ના આપવો જોઈએ. આ બ્રહ્મચારીઓને ઉત્તેજના થાય એવો ખોરાક આપે તો શું થાય ? મન-બન બધું ફેરવાઈ જાય ! ખોરાકના આધારે જ બધું મન છે, તે આખો મહેલ કડડભૂસ તોડી પાડે ! એટલે શું કહ્યું છે બધો ખોરાક લો, પણ હલકો લો. શારીરિક તંદુરસ્તી ખલાસ ના થવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** આપણે વિષયમાં લપસ્યા તેમાં જોખમ તો ખરું, પણ તેમાં આપણી સત્તા કેટલી ? આપણે ન કરવું હોય, તો એમાં આપણી સત્તા કેટલી ?

**દાદાશ્રી :** બધીય સત્તા છે. 'એક્સિડંટ' તો કો'ક દહાડો હોય, રોજ ના થાય. એટલે રોજ કરો છો એ પોતાના 'વિલ પાવર'થી થાય છે. બાકી 'એક્સિડંટ' તો છ મહિને-બાર મહિને એકાદ દહાડો હોય અને તેને 'વ્યવસ્થિત' કહેવાય, રોજ 'એક્સિડંટ' થાય, તેને 'વ્યવસ્થિત' કહો તો, તે 'વ્યવસ્થિત'નો દુરુપયોગ થયો કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે 'વ્યવસ્થિત'નો દુરુપયોગ થયો કહેવાય ?

**દાદાશ્રી :** એનો દુરુપયોગ થઈ જ જાય છે, અવળી માન્યતા માનો એટલે. તેય તમને છૂટ આપવામાં આવે છે, કે વિચાર આવે ને તમારી દૃષ્ટિ મલિન થાય, તેનો વાંધો નથી; એને ધોઈ નાખજો અને આ અમારી પાંચ આજ્ઞા પળાતી હોવી જોઈએ. આ તો પાંચ આજ્ઞા પળાતી નથી એટલે મારે બીજી બાજુનો સ્ક્રૂ કડક કરવો પડે છે.

**પ્રશ્નકર્તા :** ના, ત્યાંય આજ્ઞા તો પળાય છે, છૂટું રહેવાય છે.

**દાદાશ્રી :** એ આજ્ઞા ના કહેવાય. એ તો એક જાતની લાલચ પેસી ગઈ એટલે લાલચુ થઈ જાય પછી.

આ છોકરાએ એના દોષનું પ્રતિક્રમણ કર્યું હતું, પછી મેં એને

આજ્ઞા આપી, પછી એને એકુંય દોષ થતો નથી. કારણ કે એણે નક્કી કર્યું છે કે મારે હવે એ બાજુ દૃષ્ટિ જ કરવી નથી, મારે બગડવું જ નથી, મારે વિષયના વિચારો જ નથી કરવા અને મેં એને આજ્ઞા આપી. હવે એને કશું બગડતું નથી. હેય... નિરંતર સમાધિમાં રહે છે !!! આપણી દાનત ખરાબ હોય ત્યારે બધું બગડે. એક બાબતમાં 'સ્ટ્રોંગ' રહેવું જ પડે ને ? આ બાબતમાં આગળ સંત પુરુષોએ ઝેર ખાધેલાં. કારણ કે એ ઝેર ખાધેલું તો એક અવતાર મારે અને આ વિષય તો અનંત અવતારનું મરણ થયું !!!

જે અણહક્કના વિષય ભોગવે છે, તે તો દુરાચારનો ફેલાવો કરે છે, દુરાચારની જાહેરાત કરે છે. પોતાના હક્કનું લોકો ભોગવી જશે તેનો તેને વિચાર આવતો નથી. જે અણહક્કનું ભોગવતા નથી, એને ઘેરેય કોઈ ભોગવે નહીં એવું સચવાય, એવો કુદરતનો નિયમ છે. એ નિયમ તોડી નાખે એ ભાન વગરનું, બધું બેભાનપણું કહેવાય. આપણું આ નિરંતર સમાધિમાં રાખે એવું વિજ્ઞાન છે. પછી એ ભૌતિક સુખની ઈચ્છા જ ના રાખે ને ?

**પ્રશ્નકર્તા :** કોઈને વિષયના સુખની ગ્રંથિ હોય ને ?

**દાદાશ્રી :** એવું કશું હોતું નથી. ગ્રંથિઓ હોય તો તેનો છેદ કરી શકાય છે.

**પ્રશ્નકર્તા :** બાકી આપનું જ્ઞાન, આપનું સુખ જે છે, તે ખરેખર આ બધાં કરતાં ઊંચું છે એ વાત સમજાય છે.

**દાદાશ્રી :** ઊંચું નહીં, આ જ્ઞાન તો એવું છે કે વર્લ્ડમાં કોઈ દહાડો બન્યું જ નથી. આ નવેસરથી જ્ઞાન ઊભું થયું છે.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ સમજાય છે કે વાત સાચી છે પણ એ વર્તનમાં નથી આવતું.

**દાદાશ્રી :** વર્તનમાં બહુ સુંદર આવે એવું છે ! વર્તનમાં એટલું બધું સુંદર આવે એવું છે કે ન પૂછો વાત.

**પ્રશ્નકર્તા :** જ્યારે જ્ઞાન લીધું, ત્યારે પહેલું દોઢ વરસ ગજબનું આવી ગયું, ત્યારે વર્તનમાં પણ ગજબનું આવ્યું હતું.

**દાદાશ્રી :** એ તો પછી દાનત બગડી, દાનત નવું નવું ખોળે પછી. મનનો સ્વભાવ વેરાઈટીઝ ખોળવાનો છે. એટલે શરૂઆતમાં તો એટલું સરસ આવેલું કે મને કહેતો હતો આ વિષય મને નહીં ફાવે, મારે કાયમને માટે આ બ્રહ્મચર્ય જ લઈ લેવું છે, તેમાં તો કઈ ઊંધી બાજુ ચાલ્યું ?!

**પ્રશ્નકર્તા :** તો, આમાં તો પોતાની જ નબળાઈ છે ને ?

**દાદાશ્રી :** નબળાઈ એટલે પાર વગરની નબળાઈ ! આ તો માણસને મારી નાખે. તારી દાનત બગડી ત્યારથી ભગવાનની કૃપા ઓછી થવા માંડી એવું મને ખબર પડે ને ! દાનત ચોર છે એટલે પછી ખલાસ થઈ ગયું !

**પ્રશ્નકર્તા :** તો હવે એનો ઉપાય શું ? ભગવાનની કૃપા જો ઓછી થવા લાગે તો પછી તો પતી જ ગયું ને ?

**દાદાશ્રી :** તે પછી આ દાનત ચોરી છોડી દેવી જોઈએ. એ તરફ દૃષ્ટિ જ કેમ જવી જોઈએ ? એટલે બધી મીનિંગલેસ વાતો છે. આ તો તારે દૃષ્ટિ કેળવવી જોઈએ કે કપડાં સાથે આમ આરપાર દેખાય એટલે કે પહેરેલ કપડે કપડાં રહિત દેખાય, પછી ચામડી રહિત દેખાય, એવી દૃષ્ટિ કેળવવી પડે ત્યારે પોતાની સેફસાઈડ થાય ને ?! આ શાથી બોલું છું ? માણસને મોહ શાથી થાય છે ? કપડાં પહેરેલાં દેખે છે ને મોહ થાય છે ! પણ અમારા જેવી આરપાર દૃષ્ટિ થઈ જાય, પછી મોહ જ ઉત્પન્ન ના થાય ને ?

**પ્રશ્નકર્તા :** વચ્ચે થોડા વખત એવું રહેતું. પછી ફરી એવું રહ્યું નહીં.

**દાદાશ્રી :** એટલે દાનત ચોર છે. દાનત જ ખોટી હતી ! અને વિષય એવી વસ્તુ છે કે ત્યાં આગળ એક્સેપ્શન જ ના હોય. આ તો તમારે પાંચ આજ્ઞા પાળવાની શક્તિ જ નથી. પાંચ આજ્ઞા પાળવાની હોય તોય હું એક્સેપ્શન ના આપું કોઈનેય ! કારણ કે આ વિષય તો તમને

ક્યાંય સ્લિપ કરીને ખલાસ કરી નાખે. એટલે આ એક જ વિષય જો કદી ઓળંગી ગયો તો ખલાસ થઈ ગયું, એની સેફસાઈડ થઈ જાય ! અમારી આજ્ઞામાં રહો તો તમને સહેજે કૃપા મળે. દાદાને કશું લેવું નથી ને દેવું યે નથી. આજ્ઞામાં તમે રહો તો અમે જાણીએ કે આ લોકોએ આજ્ઞામાં રહીને દીપાવ્યું !

કોઈ માણસ પાંચ-સાત દહાડાનો ભૂખ્યો હોય, તો તે લડવા જાય ખરો ? ના, શાથી ? એનું મન ઓગળી ગયું હોય, એવું આ વિષયમાં છે. મન ઓગળી જાય, એટલે ટાઢું ટપ !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, ઉપવાસ કરું છું, તે દહાડે મારાથી સ્કૂટર પણ બરાબર ઉપાડી ના શકાય એવું લાગે.

**દાદાશ્રી :** આ બધી વકીલાત કહેવાય. અહીં આગળ વકીલાત કરવાની હોય નહીં. આ તો બચાવ કહેવાય. અહીં બચાવ કરવાનો ના હોય ને ?

**પ્રશ્નકર્તા :** ના, આ હું બચાવ કરતો નથી, પણ તમારી આગળ ખુલ્લું કરું છું.

**દાદાશ્રી :** પણ આ બધા બચાવ કહેવાય. અહીં બચાવ કરવાનો ના હોય. અહીં આગળ ક્યાં જેલમાં ઘાલી દેવાનાં છે ? પોતાના મનમાં એમ ઘૂસી જાય કે હવે ઉપવાસ થયો એટલે આવું થઈ જશે, આમ થઈ જશે, તેમ થઈ જશે, તો એવું થાય. ઉપવાસ તો બહુ શક્તિ આપે. આ તો મન તને છેતરે છે. ઊંધે પાટે ચઢાવે છે.

આ મેં જે તમને આપ્યું છે તે એટલું બધું સુખદાયી છે કે બીજું સુખ તમને મોળું પડી ગયેલું લાગે. એટલે ગમે જ નહીં, એટલું બધું એ સુખદાયી છે ! પરમ સુખદાયી છે, પરમ સુખનું ધામ છે !! એટલે બીજું બધું તો મોળું લાગે, ગમે જ નહીં, ઊલટું ચીતરી ચઢે !

આ તો વકીલાત કરીને અર્થનો અનર્થ કરી નાખે કે આ બધું 'વ્યવસ્થિત' જ છે ને ! પણ જોખમ કેટલું બધું છે ?! અણહક્કના વિષય

એટલે કેવડું મોટું જોખમ કહેવાય ! તમે જે સ્ત્રી પૈણો એ જ તમારા હક્કનો વિષય. બીજો હક્કનો વિષય તમને લાગુ ના થાય, વિચારેય ન કરાય, દૃષ્ટિ યે ના કરાય, ત્યારે આપણું સાયન્સ ખૂલે છે !!! આપણું સાયન્સ તો આનાં આધાર પર, આનાં બેઝમેન્ટ ઉપર બધું રહેલું છે !

**પ્રશ્નકર્તા :** મારે તો બીજે દૃષ્ટિ જાય છે.

**દાદાશ્રી :** એ દૃષ્ટિ બીજે જાય છે એ તારું પુશ ઓન વસ્તુ છે, ને આ એની વકીલાત કરી અને પેલો નિયમ તોડ્યો. આજ્ઞા તોડીને ? એટલે આ બધું જોખમ આવ્યું છે.

નિશ્ચય તૂટે નહીં અને તૂટે ત્યાં સુધીમાં ચેતી ના જઈએ તો નિશ્ચય બીજી બાજુ ફરી જાય. આત્માના સંબંધમાં નિશ્ચય છે, તે નિશ્ચય જે બાજુ જઈએ, તે બાજુનો જ ફરી જાય !

આ જગતના હોકાયંત્રથી આપણે ઉત્તરમાં જવાનું નથી. જ્ઞાનીના હોકાયંત્રથી ઉત્તરમાં જવાનું છે. જગતનું હોકાયંત્ર તો દક્ષિણમાં જાય છે તેને ઉત્તર કહે છે. ખોટાને ખોટો જાણો ત્યારથી સાચા ભણી જવા માંડો. આ સૂક્ષ્મ ઝેર છે અને આ દવા છે, ઉધરસ મટાડવાની. બેઉ ધોળી હોય. પણ જેના પર પોઈઝન લખેલું હોય તેને આપણે રહેવા દઈએ. કારણ કે મરી જવાય. જાણ્યા પછી છોડી દઈએ કે નહીં ?

અત્યારે જગત પોલંપોલ ચાલી રહ્યું છે. પૈસા યે અણહક્કના ને એવાં જ બધા આવે છે. એટલે આપણે એમાં હાથ ઘાલતા નથી. અત્યારે આ વિષય એકલાંની જ ના કહીએ છીએ. કારણ કે પૈસા એ જડ વસ્તુ છે અને આ તો બેઉ ચેતન, તે ક્યારે દાવો માંડશે તે કહેવાય નહીં. આપણે બંધ કરીએ તોય એ દાવો માંડે ને ?

**પ્રશ્નકર્તા :** આ તો અંદર શું થઈ ગયું, એ કંઈ સમજાતું નથી. દૃષ્ટિ બગડે ત્યાં પ્રતિક્રમણ કરે ને, પાછું દૃષ્ટિ બગાડવાનું ચાલુ રાખે છે.

**દાદાશ્રી :** એનું નામ જ 'વ્યવસ્થિત' (!) ને ? અવળું સમજીને ગોઠવી દેવું તે 'વ્યવસ્થિત'(!) ને ? ન હોય તે વ્યવસ્થિત ! આ તો

પોતાની સમજણથી ગોઠવી દીધું કે પ્રતિક્રમણ કરીએ એટલે ખાસ વાંધો આવે નહીં, પછી આનું આમ નહીં ને તેનું તેમ નહીં.

માણસે 'સ્ટ્રોંગ' રહેવું જોઈએ. પોતે પરમાત્મા જ છે ! પરમાત્મા કેમ દેખાતા નથી ? આવાં બધાં ઊંધાં લખ્ખણ થયાં છે તેથી. હવે તારે જરા વધારે જાગૃતિથી કામ લેવું અને વધારે તો મનને પકડવાનું છે. મન લપટું પડી ગયું છે. પહેલાં મન નહોતું બગડ્યું. અત્યારે તો મન બગડી ગયું છે. પહેલાં શરીર બગડેલું હતું, ત્યારે મન સુધરેલું હતું. આ દવાએ કરીને શરીર તંદુરસ્ત થયું, તે જો પાછું નુકસાનકારક થઈ પડ્યું. પહેલાં આવું નહોતું. મેં બધો હિસાબ કાઢ્યો હતો. વિષયો ફરી વળે પછી આગળનું કશું દેખાય નહીં. એ માણસને અંધ બનાવે. હિતાહિતનું ભાન ના રહે. જગતને 'આવતા ભવે શું થશે ?' એનું ભાન જ નથી. હિતાહિતનું ભાન જ ક્યાં છે તે ?

## અહંકાર કરીને પણ, વિષયથી છૂટાય

'અતિપરિચયાત્ અવજ્ઞા'. આ પાંચ વિષયોના અનાદિકાળથી અવગાઢ પરિચય હોવા છતાં અવજ્ઞા થતી નથી, એય આશ્ચર્ય છે ને ! કારણ કે એક એક વિષયના અનંત પર્યાયો છે ! એમાં જેનાં જેટલાં પર્યાયના અનુભવ થયા એટલાંની અવજ્ઞા થઈને તેટલાં છૂટ્યા ! પર્યાયો અનંત હોવાથી અનંતકાળ સુધી ભટકવું પડશે અને પર્યાયો અનંતા હોવાથી પારેય નહીં આવે ! આ તો જ્ઞાન સિવાય આમાંથી છૂટાય નહીં.

આપણો માર્ગ બધી રીતે સાહજિક છે, પણ આને માટે સાહજિક નથી. આ વિષયને તો ઈગોઈઝમ શરૂ કરીને પણ ઉડાડી દેવાનો છે ! કારણ કે આ ચરમ શરીરી નથી ! એટલે અહંકાર કરીને પણ આજ્ઞામાં રહેવું. ભલે અહંકારનું કર્મ બંધાય, પણ અક્રમ વિજ્ઞાનમાં આટલું સાચવવા જેવું છે !

શરીર ઉપરથી ચામડી ઉખાડી નાંખે ને પછી ત્યાં પરું થયું હોય, ને કોઈ તમને કહે કે આ ચાટી જાઓ, નહીં તો કાલથી મારે ત્યાં આવવાનું નહીં, તો શું કરો ?

**પ્રશ્નકર્તા :** 'જાવ, નહીં આવું.' એમ કહ્યું.

**દાદાશ્રી :** 'નહીં આવું' જ કહેને ? જુઓ, હવે એક આટલી નાની બાબત માટે આખું છોડી દે છે, ચાટે નહીં ને ! તમને કેમ લાગે છે ? તમને કોઈ કહે કે પરું ચાટી જાવ, નહીં તો કાલથી મારે ત્યાં નથી આવવાનું તો ?

**પ્રશ્નકર્તા :** અત્યારથી નહીં આવું, કાલથી શું કામ ?

**દાદાશ્રી :** જુઓ, આવી નાની બાબત છે ને, તો આપણને વાતને પકડતાં ના આવડે ? કેવી અજાયબી છે ને ! ખાલી પરું થયું હોય, એમાં અહંકાર કરે છે કે હવે નહીં આવું અને જેમાં હજારો જોખમ છે એવાં વિષયમાં અહંકાર કરે ને કે, 'આવું તું મારી પાસે કરાવે છે ? તો હું આવીશ જ નહીં !'

**પ્રશ્નકર્તા :** કર્મ બાંધીને આવ્યો એટલે ભોગવવું જ પડે ને ? પછી એની સત્તામાં નથી ને ?

**દાદાશ્રી :** ભોગવવું પડે છે એ વસ્તુ જુદી છે અને ભોગવે છે તે વસ્તુ જુદી છે. આ તો બધા ભોગવી રહ્યા છે, ભોગવવું પડે એ તો કો'ક જ માણસ હોય. ભોગવવું પડનારો માણસ તો આખો દહાડો ઉપાધિમાં ને ઉપાધિમાં જ રહ્યા કરે. જ્યારે આ તો ભોગવીને સંતોષવાળું મોઢુંય દેખાય છે. આને માણસ જ કેમ કહેવાય તે ?

આપણા કેટલાંક મહાત્માઓ એવા છે કે અહંકારે કરીને પણ વિષય છોડી દીધો છે. અહંકાર કર્યો કે જે થવાનું હોય તે થાય પણ વિષય બંધ, હવે વિષય નહીં જ જોઈએ. જો વિષય આવે તો મરી જવું, એમ અહંકારે કરીને છોડી દીધું. તેનું એક કર્મ વધારે બંધાય. આ અહંકારથી પુણ્યકર્મ વધારે બંધાય.

અત્યાર સુધી અણસમજણથી દોરવાયા ખરા ! પણ આ જ્ઞાન લીધા પછી તો કેટલી સમજણ ઊભી થાય. એટલે સમજણપૂર્વક હોય તો વૈરાગ

આવે ને પછી તોડી ફાડીને વિષયના ધાગા કાઢી નાખે. કર્મ ફરતાં જ નથી, એવો કોઈ નિયમ નથી. કર્મ ફરી શકે છે. આ અજ્ઞાનીને કર્મ કેવી રીતે ફરે ? હમણાં કો'ક માંગવાવાળો આવ્યો હોય, એટલે એ કર્મનો ઉદય તો આવ્યો, એને પતાવી તો દેવું પડે ને ? પણ એ પાડોશી પાસેથી પચાસ રૂપિયા લે અને પેલાને પછી પિસ્તાળીસ રૂપિયા આપે ને પાંચ પોતાની પાસે રાખે. એટલે એક કર્મ પત્યું ને બીજું કર્મ ઊભું કર્યું. એવી રીતે નવું કર્મ ઊભું કરે. એટલે પેલું જૂનું કર્મ તો પતી જાય. આ સંસારીઓ એ જ રીતે બધાં કર્મ પતાવે છે. પણ આ કર્મ બધાં ચૂકતે કરે છે ? ના, આ તો નવો ઓવરડ્રાફ્ટ લઈને ચૂકવી દે છે !

**પ્રશ્નકર્તા :** ઓન એકાઉન્ટ પૂરા કરે છે.

**દાદાશ્રી :** હા, પણ આનાથી આવતા ભવની જવાબદારીનું એને ભાન નથી. એ પછી અહીંથી જાનવરમાં જતાં રહે. પણ આટલું સુધર્યું એટલે જ બહુ સારું થયું ને, કારણ કે જે ચાલુ આચાર છે એ અમુક હદ સુધીના ચલાવી શકાય એવા છે, પણ એક વિષય સંબંધી એકલાંને ના ચલાવાય. બીજું બધું ચલાવી લેવાય. તેથી બીજું બધું અમે ચલાવી લઈએ. આ દારૂ પીતો હોય તો વખતે ચલાવી લઈએ છીએ, પણ તમારે એટલું સમજવું જોઈએ કે દાદા આ ચલાવી લે છે ! પણ તમારે શું કરવું જોઈએ ? રાત-દહાડો 'આ બહુ ખોટી વસ્તુ છે, બહુ ખોટી વસ્તુ છે' એવાં જાપ કરવા જોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે એના પ્રત્યે ખેદ જ થવો જોઈએ.

**દાદાશ્રી :** નિરંતર ખેદ રહેવો જોઈએ તો એ અમારું કહેલું, ચલાવી લીધેલું તમને કામનું લાગે, નહીં તો દાદા એલાઉ કરે છે એનો અર્થ એવો નથી કે કશો વાંધો નથી. જ્યારે વિષય સંબંધમાં તો અહંકાર કરીને પણ તોડી નાંખવું. બે-ચાર જણને મેં એમ એવી રીતે તોડી નંખાવેલું ! અહંકાર કરીને, મારીને તોડ-ફાડ કરી નાંખે !!! પછી તે અહંકાર કર્યો, એનું કર્મ બંધાય તો ભલે બંધાય, પણ પેલો વિષય તો બધું તોડી નાંખે ને ! હંમેશાં આ બધાં કર્મો એવાં છે કે એકને બદલે બીજું આપો તો એનાં બદલે છૂટે.

વિષય એકલું અહંકારે કરીને પણ છૂટી જવું જોઈએ, નહીં તો આ વિષય તો મારી નાંખે !

પહેલાં તો ચારિત્રની સ્થિરતા આવી અત્યાર જેવી નહીં. આ અત્યારે તો બેભાન માણસો છે. આ તો જ્ઞાન લીધાં પછી જો વિષયની આરાધના થાય તો શું થાય ? સત્સંગને દગો દીધો અને જ્ઞાનીને દગો દીધો, તે અહીંથી નર્કે જઈશ. અહીં વધારે દંડ મળે, તેનું શું કારણ હશે ?

**પ્રશ્નકર્તા :** જવાબદારી છે ને ?

**દાદાશ્રી :** ના, આ સત્સંગને દગો દીધો, જ્ઞાનીને દગો દીધો. દગાખોર કહેવાય મોટો. આવું તે હોતું હશે ? શું પોતે સમજતો નથી કે આ ખોટું છે એવું ? આ તો જાણી જોઈને ચલાવી લે કે કંઈ વાંધો નહીં, નહીં તો 'સમભાવે નિકાલ' કરવાનો દુરુપયોગ કરે, નહીં તો 'વ્યવસ્થિત છે' કરીને દુરુપયોગ કરે. આવું બધું તમે સાંભળેલું નહીં ને, પહેલાં ?

**પ્રશ્નકર્તા :** આવું તો સાંભળેલું નહીં.

**દાદાશ્રી :** હવે તમને બધું લક્ષમાં રહેશે કે છટકી જશે ? આપણને ના હોવું જોઈએ. આ તો મોઢું દેખાડાય નહીં, એવી વસ્તુ બની જાય. શોભે નહીં આપણને. અહંકારે કરીને જે થયું હોય તે આટલું કર્મ બંધાઈ જાય કે 'ઓવર ડ્રાફ્ટ' એટલો લીધો. પણ વિષય તો ના જોઈએ, એમ હોવું જોઈએ. જે બહાર વિષય આરાધતો હોય એને પોતાની બૈરી-છોકરી ગમે ત્યાં જાય તો વાંધો ના હોય. એટલે એને નાગો જ કહેવાય ને ? એને ચારિત્રની કિંમત જ નથી ને !

હવે બધું ગોઠવી દો. છેવટેય તો, કાલે દેહ છૂટી જાય, તો એની મેળે જ વિષય છૂટી જવાનો જ છે ને ?! તે જીવતાં કરીએ એ શું ખોટું ? મારી ઠોકીને કુદરત કરાવડાવે, એના કરતાં જીવતાં આપણે જાતે કર્યું હોય તો છૂટ્યા આમાંથી ! આ વિષયનું કર્મ એણે અટકાવ્યું, તે બદલ બીજું કર્મ એને બંધાયું પાછું. ભલે એ સહજભાવ ના કહેવાય ! અને એટલે

બીજું દેવું ઊભું કર્યું. આ બીજું દેવું સારું પણ આ વિષયનું દેવું તો બહુ જ ખોટું !

વિષયનો વિચાર આવે કે તરત પ્રતિક્રમણ કરવું. પ્રતિક્રમણ થાય છે ને તારાથી ? તારી પોતાની આમાં બિલકુલ ઈચ્છા જ નથીને ? અંદર મોળી ઈચ્છા ખરી કે 'વ્યવસ્થિત' છે, આમતેમ, એવુંતેવું એવી પોલ ખરી કે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** બાકી પોલું હાંકે. 'વ્યવસ્થિત' છે ને, એમ કહે ! પોલું હાંકવું હોય તો હંકાય ને ?! પોલું હાંકે તો તેની બહુ જવાબદારી ને ? એ તો નરક ગતિમાં લઈ જાય. એટલે અમે ચેતવીએ !

❖❖❖❖❖

# [૧૧]
# ચારિત્ર્યનો પ્રભાવ

## ચારિત્ર્યનો પાયો, મોક્ષપંથે આધાર

ખાવ-પીવો, મઝા કરો. બધી બહુ ચીજો ખાવાની છે. એક જણને કંઈક વિકારી કટેવ હતી. તે કટેવ છોડાવવા માટે મેં શું કહ્યું ? આ ગંદવાડામાં શું પડે છે ? બીજી બધી ચીજ વાપરોને ? સેંટ, અત્તર, બધું રાખી મૂકોને ! આ તમને નહીં ગમે ? તો કહે, 'આ મને ગમશે.' એટલે આમ કરીને આ મનને અટાવી-પટાવીને કામ કાઢી લેવાનું છે. આ ગોળી ના હોય તો બીજી ગોળી આપવી, ને બીજી ના ફાવે તો ત્રીજી, એમ જાતજાતની ગોળીઓ બતાવી છે તે આપવી. ગમે તે ગોળીને મન વળગ્યું એટલે ચાલ્યું. પછી પેલા ગંદવાડામાંથી છૂટી જાયને !

ચારિત્ર્યનો સ્ટ્રોંગ થઈ ગયો, એટલે જગત જિતાઈ જશે. જગત જીતવા માટે ચારિત્રનો સ્ટ્રોંગ એટલું જ જોઈશે. ગમે તે કપડાં પહેરતાં હોય, તે વાંધો નથી. વ્યવહાર ચારિત્રને અને કપડાંને કંઈ લેવાદેવા નથી. કપડામાં તો એકનો એવો મત છે, બિલકુલ કપડું ના જોઈએ. કોઈ એકનો એવો મત છે કે ધોળું કપડું વીંટવું જોઈએ. પણ તમે કોટ-પાટલૂન પહેરો તોય વાંધો નથી. એ બધા મત વ્યવહારના છે. ખાવાની વસ્તુ કંઈ ભ્રાંતિ જેવી વસ્તુ નથી. મોટા માણસનેય જલેબી મોઢામાં મૂકે તો ગળી લાગે ને ? ના લાગે ? એટલે એકલું 'ચારિત્ર્ય' જિતાયું કે આખું જગત જીતી ગયા. બાકી ખાવ, પીઓ તેનો મને વાંધો નથી. વધારે ઓછું ખાવ તો કોઈ વાંધો ના ઉઠાવે ને ? તમે અત્તર નાખતા હો તો લોક વાંધો ઉઠાવે ? અને આવડી આવડી મૂછો રાખો, થોભિયા રાખો તોય જગત વાંધો ના

ઉઠાવે. જગત તો જ્યાં વાંધો છે ત્યાં જ વાંધો ઉઠાવે. જગતને આ બીજી બધી વસ્તુઓમાં વાંધો જ નથી. અને આ અણહક્કમાં તો જોખમદારી બહુ જ છે, ભયંકર અધોગતિમાં ફેંકી દે છે !!! જગત તો અરીસા સ્વરૂપ છે, તે આપણને દેખાડે છે, આપણું રૂપ દેખાડે છે. જે જે ટકોર કરનારા છે ને, એ આપણો જ અરીસો છે.

ખરેખર તો, વિષયમાં સુખ નથી જ. જે સુખ માન્યું છે ને, તે સાવ રોંગ બિલીફનીય રોંગ બિલીફ છે. આ જલેબીમાં સુખ લાગે છે. હવે કો'કને જલેબી ના ભાવતી હોય તો એને શિખંડ તો ભાવે, એટલે આ વસ્તુઓય સુખદાયી લાગે છે. જ્યારે વિષય એ તો દરાજ વલૂરે એના જેવું છે. એ વસ્તુ નથી છતાં એમાં સુખ આવે છે ને ?! એટલે વિષય એ રોંગ બિલીફની યે રોંગ બિલીફ છે. અને એ પાછું જગતમાં ચાલ્યું એ ચાલ્યું પછી. સાચી સમજણ જ નથી ને !

હું આ બધાને એટલા માટે બ્રહ્મચર્યની સમજ પાડું છું. કારણ કે ચારિત્રના પાયા ઉપર મોક્ષમાર્ગ ઊભો રહ્યો છે. આપણે ખાવું પીવું હશે તેનો વાંધો નથી. એક દારૂ કે માંસાહાર નહીં કરવાનો. બીજું બધું ભજિયાં-જલેબી ખાવાં હોય તો ખાજો, એનો ઉકેલ લાવી આપીશ. હવે આટલી બધી છૂટ આપવા છતાંય તમે આજ્ઞામાં સારી રીતે ના રહી શકો તો શું થાય ? કૃપાળુદેવે એટલે સુધી કહેલું કે તારી ભાવતી થાળી બીજાને આપી દેજે. આપણે અહીં તો શું કરવાનું કહ્યું છે કે તને શાંતિ શેનાથી આવે છે, તે તું કર. તું ભાવતી થાળી બીજાને ના આપી દઈશ, નિરાંતે ખાજે. આપણે તો ચારિત્રનો પાયો મજબૂત રાખવો. મોક્ષે જવામાં એ એકલી જ વસ્તુ મૂળ વસ્તુ છે.

આપણે અહીં જ્ઞાન લીધા પછી ક્રોધ-માન-માયા-લોભ થાય નહીં. એટલે આ વ્યવહાર ચારિત્ર બહુ ઊંચું કહેવાય. જે ક્રોધ-માન-માયા-લોભ થાય છે એ નિકાલી બાબતનાં થાય છે, એ નિર્જીવ છે. એટલે ખરેખર ક્રોધ-માન-માયા-લોભ નથી. માટે આ વ્યવહાર ચારિત્ર બહુ ઊંચું કહેવાય, પણ આ બ્રહ્મચર્ય બરોબર નહીં સચવાવાથી બધું ચારિત્ર કાચું પડી જાય. હવે બ્રહ્મચર્યને માટે એવું જોર કરીને, તાણીને લાવવા જેવું નથી. બ્રહ્મચર્ય

એની મેળે સહેજે ઉદયમાં આવે તો કામનું છે. આપણો ભાવ બ્રહ્મચર્યને માટે હોવો જોઈએ. જ્યાં સુધી બ્રહ્મચર્ય બરોબર સચવાતું નથી, ત્યાં સુધી આ પૌદ્ગલિક સુખ અને આત્મસુખ એમ બેનો ભેદ સમજવા નહીં દે.

વ્યવહાર ચારિત્ર એટલે કોઈ સ્ત્રીને દુઃખ જ ના થાય તેમ વર્તે, કોઈ સ્ત્રી તરફ દૃષ્ટિ ના બગાડે. મુદતબંધી ચારિત્ર તો સારું કહેવાય. અભ્યાસ તો થાય ને !! ચારિત્ર લીધું એટલે ભાંજગડ જ મટી જાય ને ! પછી એ વિચારો એવું જાણે કે આમને અપમાન લાગશે, એટલે જાણી-જોઈને ઓછાં આવે.

'જ્ઞાની પુરુષ'ના આધારે ચારિત્ર એ તો મોટામાં મોટી વસ્તુ છે. જ્યારે 'જ્ઞાની પુરુષ'નું ચારિત્ર તો બહુ જ ઊંચું હોય, મન પણ કોઈ દહાડો બગડે નહીં.

વિષયનો વિચાર પણ આવવો ના જોઈએ અને વિચાર આવ્યો તો તેને ધોઈ નાખવો. વિષયનો મનમાં ભાવ એકલો જ ઉત્પન્ન થાય, પણ વાણીમાં ના હોય, વર્તનમાં ના હોય, વિચારમાં ના હોય અને કો'ક વખત સહેજ વિચાર મનમાં આવે તો તેનું પ્રતિક્રમણ કરી નાખવું. આને વ્યવહાર ચારિત્ર કહેવાય. નિશ્ચય ચારિત્રમાં તો ભગવાન થઈ ગયો. નિશ્ચય ચારિત્ર એ જ ભગવાન. કેવળજ્ઞાન સિવાય નિશ્ચય ચારિત્ર સંપૂર્ણ ના હોય, પૂર્ણ દશાએ ના હોય.

વ્યવહાર ચારિત્ર એટલે પુદ્ગલ ચારિત્ર, આંખે દેખાય એવું ચારિત્ર અને પેલું નિશ્ચય ચારિત્ર ઉત્પન્ન થયું કે ભગવાન થયો કહેવાય. અત્યારે તો તમારે બધાને 'દર્શન' છે, પછી જ્ઞાનમાં આવે પણ ચારિત્ર ઉત્પન્ન થતાં વાર લાગે. છતાં અક્રમ છે ને, એટલે ચારિત્ર શરૂ થાય ખરું, પણ એ તમને સમજવું મુશ્કેલ છે.

**પ્રશ્નકર્તા :** એનાં લક્ષણ શાં હોય એમાં ?

**દાદાશ્રી :** એવું છે ને, એ નિશ્ચય ચારિત્ર બહુ જૂજ પ્રમાણમાં થાય. જેને આ આંખોથી જોવું-જાણવું તેય ચારિત્ર ના કહેવાય, બુદ્ધિથી જોવું-

જાણવું તેય ચારિત્ર ના કહેવાય. એમાં તો આંખ ના વપરાય, મન ના વપરાય, બુદ્ધિ ના વપરાય. પછી જે જુએ-જાણે, તે નિશ્ચય ચારિત્ર.

પણ આની ઉતાવળ કરવા જેવું નથી. આ 'દર્શન' પહોંચ્યું છે તેય બહુ થઈ ગયું ને ! પોતાના દોષ દેખાય ને એ બધાનાં પ્રતિક્રમણ થાય એટલે બહુ થઈ ગયું !

**પ્રશ્નકર્તા :** વ્યવહાર ચારિત્ર માટે બીજું વિશેષ શું કરવાનું ?

**દાદાશ્રી :** કશું નહીં. આ વ્યવહાર ચારિત્ર માટે તો બીજું શું કરવાનું ? જ્ઞાનીની આજ્ઞામાં રહેવું એ વ્યવહાર ચારિત્ર અને તેમાં જો કદી આ બ્રહ્મચર્યનો ઉમેરો થાય તો બહુ ઉત્તમ અને તો જ ખરું ચારિત્ર કહેવાય. ત્યાં સુધી વ્યવહાર ચારિત્ર પૂરેપૂરું કહેવાતું નથી, વ્યવહાર ચારિત્રની પૂર્ણાહુતિ થતી નથી. જ્યારે બ્રહ્મચર્યવ્રત આવે, ત્યારે 'વ્યવહાર ચારિત્ર'ની પૂર્ણાહુતિ થાય.

## 'શીલવાન' દેખીને જગત 'પ્ર-ભાવ' પામે જ

જે લોકોને ચારિત્ર ના હોય એ લોકો ચારિત્રવાનને જુએ, તો ત્યાં તરત જ પ્રભાવિત થઈ જાય. જેમાં પોતે ખરાબ હોય ત્યાં સામાનો સારો માલ જુએ કે પ્રભાવિત થઈ જાય. ક્રોધી માણસ બીજા કોઈ શાંત પુરુષને જુએ તો પણ પ્રભાવિત થઈ જાય. આ જગતમાં તમારો પ્રભાવ પડવા માંડ્યો, ત્યાં તમે વિષય ખોળો તો પછી શું થાય ? આ માસ્તર છોકરા પાસે શાક મંગાવે, બીજું મંગાવે તો પછી પ્રભાવ રહે ? આને જ વિષય કહ્યો છે. શીલવાનનો એવો પ્રભાવ પડે કે કોઈ ગાળો આપવાનું નક્કી કરીને આવ્યો હોય તો પણ સામે આવે કે એની જીભ સિવાઈ જાય. એવો આત્માનો પ્રભાવ છે. પ્રભાવ એટલે શું કે એને જોવાથી જ લોકોના ભાવ ઊંચા થાય. આ જ્ઞાન પછી પ્રભાવ વધે. પ્રભાવ એ આગળ ઉપર ચારિત્ર કહેવાય છે. બહુ ઊંચો પ્રભાવ થાય ત્યારે ચારિત્રવાન કહેવાય.

મનુષ્યનું ચારિત્રબળ એનાં જેવી કોઈ કીંમતી વસ્તુ જ નથી, પણ એની કિંમત જ સમજતો નથી ને ! આ તો મનુષ્યનું ચારિત્રબળ ! જેનાથી વાઘ પણ ભડકે ! પણ સમજણ જ ના હોય તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** શીલવાન એટલે કયા ગુણો ખાસ હોય ?

**દાદાશ્રી :** શીલવાન, તે આમ ચારિત્ર્યવાન ભણી જાય. અને ચારિત્રવાન એકલો નહીં, બીજા બધા બહુ ગુણો ભેગા થાય ત્યારે શીલવાન કહેવાય.

એટલે શીલવાનથી માણસો બધા એની પાસે રેગ્યુલર હોય છે એ બધાં. એવો શીલવાનનો તો બહુ પ્રભાવ અને ચારિત્ર્ય બધું ઊંચું હોય એનું !

ચારિત્ર તો બ્રહ્મચર્ય એકલાંને નથી કહેવાતું. ચારિત્ર તો શીલવાન હોય ત્યારે ચારિત્ર કહેવાય. એટલે શીલનું તો બહુ મહાત્મ્ય છે. શીલમાં તો બ્રહ્મચર્ય અંદર આવી ગયું ખરું, પણ બ્રહ્મચર્ય સહિત આટલાં ગુણો હોવા જોઈએ. એટલે કે જેની વાણીથી કોઈને દુઃખ ના થાય, જેના વર્તનથી કોઈને કિંચિત્‌માત્ર દુઃખ ના થાય. જેનું મન કોઈને માટે ખરાબ વિચારે નહીં, એવો શીલવાન માણસ હોય. ચારિત્રવાન કોને કહેવાય ? જે કોઈને ક્રોધથી પણ દુઃખ કરતો નથી, કોઈને લોભે કરીને દુઃખ કરતો નથી, કોઈને માને કરીને તિરસ્કાર કરતો નથી, કોઈને કપટે કરીને દુઃખ આપતો નથી, એ ચારિત્રવાન કહેવાય. ચારિત્રવાનની તો બહુ કિંમત ! પણ આ તો પોતે પોતાની બધી નાદારી કાઢી છે અને એનું દુઃખ છે. નાદારી કાઢે છે ને માણસો ? ક્રોધે કરીને, લોભે કરીને, કપટે કરીને, માને કરીને નાદારી કાઢે છે. એટલે પછી ચારિત્ર ખલાસ થઈ જાય. નાદારી કોઈ રીતે નીકળે નહીં તો તે ચારિત્રવાન કહેવાય, શીલવાન કહેવાય. શીલવાન માણસને જોતાં જ આનંદ થાય.

અત્યારે તો નર્યું કુશીલનું જ વાતાવરણ થયેલું છે. પણ શીલવાન થવું પડશે, સાચા થવું પડશે, બધી રીતે ઓલરાઈટ થવું પડશે. બીજું ખાવ-પીવો, અત્તર ઘાલો એ બધાનો પબ્લિકને વાંધો નથી, વાંધો ફક્ત કુશીલપણાનો છે. કોઈને સહેજેય કિંચિત્‌માત્ર દુઃખ ન કરે એવાં આપણા વિચારો, ભાવ, વર્તન જોઈએ અને ચારિત્ર બહુ ઊંચું હોવું જોઈએ.

જગત જીતવા માટે એક જ ચાવી કહું છું કે વિષય વિષયરૂપ ના

થાય તો આખું જગત જીતી જાય. કારણ કે એ પછી શીલવાનમાં ગણાય. જગતનું પરિવર્તન કરી શકાય. તમારું શીલ જોઈને જ સામામાં પરિવર્તન થાય. તમારામાં જેટલું શીલ એટલું સામામાં પરિવર્તન થઈ શકે, નહીં તો કોઈ પરિવર્તનને પામે જ નહીં. ઊલટું અવળું થાય. અત્યારે શીલ જ બધું ખલાસ થઈ ગયેલું છે ને !

**પ્રશ્નકર્તા :** ચારિત્રહીન માણસ હોય પહેલાં, એ શીલવાન થઈ શકે ?

**દાદાશ્રી :** હા, કેમ નહીં. જ્યારથી આ દેવું, એક વાર દેવાળો થઈ ગયો હોય, પછી દેવું આપુંને, પછી દેવા ગયા અને પછી એ શરાફેય થઈ શકે ને ! જીવતો હોય ત્યાં સુધી થઈ શકે અને મુદત હોય એટલી. પણ શીલવાન ના થાય એકદમ.

**પ્રશ્નકર્તા :** ખરાબ કામનું દેવું કેવી રીતે વળે ?

**દાદાશ્રી :** દેવા એ તો થઈ ગયા. પણ હવે નવેસરથી એ બધું ગોઠવણી કરે છે ને.

**પ્રશ્નકર્તા :** પશ્ચાત્તાપથી થાય.

**દાદાશ્રી :** અને નવેસરથી ગોઠવણી કરી દે ને !

એટલે શીલવાન થવા માટે જ આપણે આ સત્સંગ કરાવીએ છીએ ને ! મોક્ષની શી ઉતાવળ છે ? શેને માટે મોક્ષની ઉતાવળ હોય ? આપણે મોક્ષ સ્વરૂપ જ છીએ અને આ તો શીલવાન પુરુષ કહેવાય. એટલે પોતાને કાયમ જ સુખ હોય અને પોતાને દેખતાં જ લોકોનો ફેરફાર થાય એટલી જ જરૂર છે આપણને. બાકી ઉપદેશ આપવાથી ફેરફાર થાય નહીં.

શીલવાન તો બહુ ઊંચી વસ્તુ છે. આત્મા મોક્ષસ્વરૂપ જ છે. જ્યારથી એ રિયલાઈઝ થયો, ત્યારથી મોક્ષસ્વરૂપ જ છે. પણ પહેલું શીલવાન થવું પડે, એનાં ગુણો ઉત્પન્ન થવા જોઈએ. પોતે શીલવાન થયો કે પછી જગતના બધા એને નિમિત્તે ફેરફાર થઈ જાય. જે મશીનરી ઊંધી ચાલતી હતી, તે બધી છતી થઈ જાય.

## કેવાં લક્ષણો શીલવાનનાં !

**પ્રશ્નકર્તા :** શીલવાનના શા શા લક્ષણ છે, એ જાણવા છે.

**દાદાશ્રી :** શીલવાનમાં મોરાલિટી, સીન્સીયારિટી, બ્રહ્મચર્ય એ બધું હોય પછી સહજ નમ્રતા હોય. સહજ એટલે નમ્રતા કરવી ના પડે. સહજ જ સામાનાં આગળ નમ્ર થઈને જ બોલે. પછી સહજ સરળતા હોય. સરળતા કરવી ના પડે. જેમ વાળો તેમ વળે. એનો સંતોષ સહજ હોય. આટલો જ ભાત ને કઢી આપણે ધરીએને તો એ ઊંચું જુએ નહીં. સહજ સંતોષ ! એની ક્ષમા પણ સહજ હોય. એમનો અપરિગ્રહ-પરિગ્રહ બન્ને સહજ હોય. એટલે આ બધી કેટલી ચીજો એવી સહજ હોય ત્યારે જાણવું કે આ ભઈ શીલવાનમાં આયાં !

**પ્રશ્નકર્તા :** પણ એ શીલવાન પુરુષ મોક્ષે જાય ખરો ?

**દાદાશ્રી :** એ જ મોક્ષ બીજાને આપી શકે !

**પ્રશ્નકર્તા :** તો પછી આ ગુણ ગ્રહવાની જે વાત છે, વૃત્તિ ઉપરનો કંટ્રોલ એ તો, અહંકારે કરીને થયું.

**દાદાશ્રી :** એ અહંકારે કરીને થાય તે કામનું નહીં, સહજ થવું જોઈએ. તે એનું નામ શીલવાન કહેવાય. વૃત્તિઓ ઉપર કન્ટ્રોલ કર્યા. એ તો અહંકાર ઊભો રહ્યો છે. ત્યાગ કરો એ અહંકાર છે અને ગ્રહણ તેય અહંકાર છે. સહજ, સહજ આગળ કોઈ ત્યાગેય નથી અને અત્યાગેય નથી. તેથી શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું કે જ્ઞાનીને ત્યાગાત્યાગ ન સંભવે. ત્યાગેય સંભવે નહીં ને અત્યાગેય સંભવે નહીં. કારણ કે એ પોતે ઉદયાધીન વર્તે છે. એટલે પોટલું જેમ લઈ જાય ને, એમ મુંબઈ યે જાય ને પોટલાની પેઠ આવેય ખરાં પાછાં.

**પ્રશ્નકર્તા :** તમે જે એ કીધું ને, સહજ ક્ષમા.

**દાદાશ્રી :** સહજ ક્ષમા, એ સામો ધોલ મારે ને, તોય એનાં તરફ જુએ તો, ક્ષમા ભરેલી આંખ દેખાય આપણને.

**પ્રશ્નકર્તા :** એ તો જ્ઞાન વગર સંભવે જ નહીં. તો તો શીલ પણ જ્ઞાન વગર તો સંભવી જ ના શકે ને !

**દાદાશ્રી :** એ બધું એક જ છે ને વસ્તુ પણ જુદી પાડે ત્યારે આમ.

**પ્રશ્નકર્તા :** સહજ ક્ષમા. હવે હું ક્ષમા કરું છું.

**દાદાશ્રી :** એ કામની નહીં. મોટા ક્ષમા કરવાવાળા આયા ! સહજ હોવી જોઈએ !

આપણે ધોલ મારીએ અને પછી એની આંખ જુએ તો આપણને ક્ષમા આપતી હોય ત્યારે એનું નામ સહજક્ષમા. 'મને ક્ષમા જોઈએ છે' એવું કહેવું ના પડે. આપણે ધોલ મારીએ ને એનાં આંખમાં સાપોલીયા ના રમે ! ખબર ના પડે કે સાપોલીયા રમે છે આની આંખમાં ?!

તમે આ ઈફેક્ટને શું જાણો ? અમે કોઝીઝનેય જાણીએ અને ઈફેક્ટનેય જાણીએ. બેઉ, કોઝીઝનું જ્ઞાન છે અને આ ઈફેક્ટનું જ્ઞાન, બન્ને જ્ઞાન છે અમને. તો સહજ ક્ષમા રહી શકે.

**પ્રશ્નકર્તા :** હવે શીલ શબ્દ છે એમાં મોરાલિટી, સીન્સીયારિટી એ ઉપરાંત બીજા પાંચ સાત ગુણો હોવા જોઈએ, એ બધા કહો !

**દાદાશ્રી :** અંગ્રેજીમાં તો આ બે જ કહેવાય. તો બધું સારી રીતે સમજે.

એ શીલવાળાને સ્ત્રીનો વિચાર પણ ના આવે, વિષયનો વિચાર આવ્યો માટે શીલમાં કચાશ છે હજુ. પણ છતાંય આપણે વિચાર આવેલાને કહીએ છીએ. 'ભઈ એનું છે થોડા કાળમાં આ વિચાર જતાં રહેશે ને એ શીલવાન જ છે ! આપણે કોઝીઝને કાર્ય કહીએ છીએ. ઘણા વખતે કોઝીઝને કાર્ય કહીએ છીએ એટલે શું ? આ ભાઈ કહે છે, હં, હું અહીંથી હવે અમદાવાદ જઉં છું. તો અહીંથી નીકળ્યો. પેલાં પછી પૂછે, કે પેલો ક્યાં ગયો ભઈ, પૂછતો'તો ને ? ત્યારે કહે, 'એ તો અમદાવાદ ગયો.' હવે એ ફેક્ટ વસ્તુ છે કંઈ ? છતાં એ અમદાવાદ ગયો, એમ કહો કે ના કહો ?

આપણાં જગતનો નિયમ જ એવો છે આપણો વ્યવહાર જ આવો છે કે એ અમદાવાદ ગયો. હવે ત્યારે કંઈ ખોટો, આ વ્યવહાર કંઈ ખોટો છે ? ત્યારે કહે, 'ના. ખોટો કેમ કહેવાય ?' કારણ કે આપણા લોકો કારણને કાર્યમાં આરોપે છે. એ અમદાવાદ જઈ રહ્યો છે માટે અમદાવાદ જવાનો છે, માટે એ અમદાવાદ ગયો છે કહે છે એવી રીતે આમાંય તે શીલમાં કેટલાં ખરાબ વિચાર આવતાં હોય, તો પણ એને શીલમાં જવાનો છે, માટે આપણે એને કાર્યનો આરોપ કરીએ છીએ.

**પ્રશ્નકર્તા :** આ શીલ એક વસ્તુ એવી છે કે એમાં ઘણાં સારાં સારાં બધા ગુણો છે. બધાં, એ બધું જ મળીને એનો સમુહ જે થાય તે શીલમાં જાય.

**દાદાશ્રી :** એ શીલ તો મહાન મહાન ગુણ છે. જેને, કોઈ સાથે સરખાવી ના શકાય એવો ગુણ છે ! કોઈ અમુક કાળમાં એવાં બે ચાર પાંચ હોય. પણ અત્યારે તો એનો અભાવ છે.

## શીલે સર્પ ન આભડે

*"શીલે સર્પ ન આભડે, શીલે શીતલ આગ,*
*શીલે, અરી, કરી, કેસરી, સબ જાવે ભાગ."*

શીલવાનને જોતાં હાથી, સિંહ બધા ભાગી જાય.

આ જગતનો એક નિયમ એટલો બધો સુંદર છે કે આખાય રૂમમાં સાપ પાથરેલા હોય. એક ઈંચ જગ્યા કોરી ના હોય, છતાં તેની મહીં અંધારામાં શીલવાન પેસે તો શીલવાનને સાપ અડે નહીં. એટલું બધું ગોઠવણીવાળું આ જગત છે. કારણ કે સાપને શીલનો તાપ એટલો બધો લાગે કે દસ ફૂટ દૂરથી જ સાપ બધા આઘાપાછા થઈ જાય ને ઉપરાછાપરી ચઢી જાય !!! એટલે શીલવાનને સાપ પણ અડે નહીં. એની હાજરીથી વાતાવરણ જ એવું ઊભું થાય કે સાપ પણ ખસી જાય. સહેજ જો કદી સાપ અડી ગયો તો સાપને બળતરા થાય ને મરી જાય. એટલો બધો શીલવાનનો તાપ હોય. એટલે પોતાને બળતરા ના થાય, દુઃખ ના થાય, એટલા માટે ત્યાંથી ખસી જાય. એટલે શીલનો પ્રભાવ એવો છે કે કોઈ

વસ્તુ એનું નામ ના દે.

શીલવાન એ તો મોટામાં મોટું રત્ન કહેવાય. એવો શીલવાન હું યે નહોતો અને અત્યારેય નથી. શીલવાન તો વ્યવહાર ચારિત્રનું ઊંચામાં ઊંચું પદ છે.

શીલવાન આ કાળમાં નથી. આ કાળમાં શીલવાન હોત ને, એક જ શીલવાન આ દુનિયામાં હોત તો આજે આખી દુનિયામાં બહુ જ સુખ હોત.

**પ્રશ્નકર્તા :** પહેલાંના કાળમાં કોઈ શીલવાન પુરુષ હોય, તેનો દાખલો આપોને ?

**દાદાશ્રી :** શીલવાન એ ઐતિહાસિક વસ્તુ નથી. કો'ક ફેરો કો'ક એકાદ થતા હતા. કોઈ આઠ આની શીલવાન, કોઈ બાર આની શીલવાન હોય. બાકી, પૂરેપૂરો સોળ આની શીલવાન તો કો'ક જ હોય. સોળ આની શીલવાન તો, સર્પ જ્યારે આઘાંપાછાં ખસી જાય, તેને કહેવાય. વીતરાગો સંપૂર્ણ શીલવાન કહેવાય. ત્યારે એમને શીલવાન જેવું વિશેષણ હોય નહીં.

શીલવાન એટલે નિર્ભય. ભગવાન પણ પછી એને પૂછી શકે નહીં. બોલો, ભગવાન પણ પૂછે નહીં ત્યારે પછી કેવી સ્થિતિ ?

માટે કંઈક હવે ઉકેલ લાવો. અનાદિથી માર ખા ખા કર્યો છે અને એમાં બળ્યું શું સુખ છે ? સાત્ત્વિક રૂપે તપાસ ના કરીએ કે આમાં કશું સુખ દેખાતું નથી ?! ઊલટું મૂર્ખાઈ થાય છે, ફૂલિશનેસ થાય છે. વિષયમાં અટક્યો તો ભગવાન થઈને ઊભો રહે અને જો વિષયમાં લટક્યો તો અધોગતિમાં નર્કે જતાં યે પાર નહીં આવે, એવું અમે જ્ઞાનથી જોયેલું છે. હવે તમને ખાતરી થઈ ગઈ ને ? આજે તમને આ ખોટું થયું છે, એવું જ્ઞાન થઈ ગયું ને ? આ કંઈ જેવું તેવું જ્ઞાન ના કહેવાય. 'આ ખોટું છે' એવું જ્ઞાન થયું, એનું નામ જ અમે 'જ્ઞાન' કહીએ છીએ. પાછો ફરવા માંડ્યો એટલે પોતે કામ કાઢી નાંખે. આ તો કોઈ દીવો ધરનાર જોઈએ. દીવો ધરનાર ના હોય તો શું થાય ?

## એકાંત શૈયાસન

ચોવીસેય તીર્થંકરો બોલ્યા કે એકાંત શૈયાસન ! આવું કેમ બોલ્યા ? બે પ્રકૃતિ ભેગી થઈ, તે શૈયાસન માટે કામનું જ નથી. કારણ કે બે પ્રકૃતિ એકાકાર સંપૂર્ણ 'એડજસ્ટેબલ' હોય નહીં. તેથી 'ડીસ્એડજસ્ટ' થયા કરવાની અને તેથી સંસાર ઊભો થવાનો. એટલે ભગવાને શોધખોળ કરેલી કે એકાંત શૈયા અને આસન.

કોઈ દહાડો બે એક ના થાય. ગમે તેટલું કરીએ તોય એક થાય ? જ્યારે પાછાં છૂટા થાય ત્યારે બે ના રહે ? પછી હું ને તું કર્યા કરે ને ? 'હું જ છું, હું જ છું' એવું ના કરે ? તેથી 'જ્ઞાની પુરુષો' એકાંત શૈયાસન ખોળે. કોઈ દહાડો બેના એક થઈ જશે પણ કાયમી એક રહેવાતું નથી અને પાછો ડખો થશે, એના કરતાં એક સિંગલ ગોદડી પાથરી દો કે ભાંજગડ જ મટી જાય ! અને જો કોઈને 'જેલ' હોય, તો 'જેલ' તો પૂરી કરવી જ પડશે ને ? પચ્ચીસ વરસની ટીપ હોય તો પચ્ચીસ વર્ષ, ને ચાળીસ વર્ષની હોય તો ચાળીસ વર્ષ, પૂરાં તો કરવાં જ પડે ને ? પણ ભાવના કેવી રાખવી જોઈએ ? એકાંત શૈયાસનની ! શૈયા અને આસન એકાંત, એ જ્ઞાનીઓએ પસંદ કરેલો માર્ગ કે બેમાં મઝા નથી. બેનું એક થાય છે ખરું, પણ એકનું પાછું બેના બે જ થઈ જાય છે. એટલે આ જોડે છે એટલો વખત જેલ માનવાની. જેલમાં છૂટકો જ નહીં ને ! પોલીસવાળો કહે એમ કરવું પડે. ભગવાનની અહિંસાવાળો કેવો હોય ? એકાંત શૈયાસનવાળો હોય. ભલે બધા જોડે ઊઠે-બેસે, પણ એકાંત શૈયાસન હોય.

એકાંત શૈયાસુખ ગુણ ઉત્પન્ન થયા પછી જ સાચું સુખ ઉત્પન્ન થાય. જ્યારે સામી વ્યક્તિને આરપાર જોતાં આવડે ત્યારે એકાંત શૈયાસુખ નામનો ગુણ ઉત્પન્ન થાય. પછી તેને એકલાં જ રહેવાનું અને એકાંત જ વધારે સુખકર લાગે. પછી એને સાચી મસ્તી ઉત્પન્ન થાય. મહીં સુખ તો ભરપટ્ટે પડ્યું છે, તે પ્રગટ થાય. એની વાણી જે જે બોલે, તે પછી શાસ્ત્ર જ ગણાય.

એકાંત શૈયાસન. એક આસન અને એક શૈયા થાય ત્યારે પરમ

સુખિયો થયો, જે અમારો ઘણાં વર્ષોથી રિવાજ છે. ને વીતરાગી મસ્તી અનુભવીએ છીએ. આ દાદાનું પદ જો તમને એક જ કલાક મળી જાય તો કાયમનો મારા જેવો સુખિયો થઈ જાય.

બાકી સ્ત્રી હોય ત્યાં સુધી કોઈએ મોક્ષની તો આશા જ રાખવી નહીં. 'વિષય હોય ત્યાં સુધી આત્મા જ જાણ્યો નથી' એમ કહેવાય. સ્ત્રીના ઉપર દૃષ્ટિ થતી હોય તો એણે આત્મા સહેજેય, અંશેય જાણ્યો નથી. તેણે આત્મસુખ અનુભવ્યું નથી ! નહીં તો આત્મસુખ તો કેવું હોય !

આટલું જ જીતવાનું છે, સ્ત્રી-વિષય ! એટલે સ્ત્રી તરફની દૃષ્ટિ થઈ, એ તરફનો વિચાર પણ આવ્યો કે ખલાસ થઈ ગયો. મોક્ષનો પાયો જ ઊડી ગયો અને વિચાર જો આવે તો તમે શું કરો ?

**પ્રશ્નકર્તા :** પ્રતિક્રમણ, 'શૂટ ઓન સાઈટ'.

**દાદાશ્રી :** આ વિષય એકલું છોડી દો ને ! વિષય છોડશો તો જ્યારે ત્યારે એનું ફળ આવશે. બીજા બધાનો વાંધો નથી. બીજું બધું આપણે 'લેટ ગો' કરીએ. જો રઝળવું ના હોય તો બીજા બધાનો વાંધો જ નથી. પણ રઝળવું હોય પછી તો ઉઘાડું જ છે ને ? જે કરવું હોય તે કરો !! પણ એનો ભયંકર ગુનો છે. જ્યાં સુધી વિષય હોય ત્યાં સુધી આત્માનો સ્પર્શ જ ના થાય, કોઈ દહાડોય સ્પર્શ ના થાય. એટલું જ ચેતવાનું કહીએ છીએ. આ કંઈ બહુ અઘરું છે ? અઘરું લાગે છે ? પણ જો મોક્ષે જવું હોય તો પછી સાંધ સાંધ કરવું પડશે ને ? ક્યાં સુધી આવું ને આવું ચાલશે, પોલમ્પોલ ઠોકાઠોક ? જો એક વિષયનો વિચાર આવે તો એને ઉખેડીને તોડી નાખજો. જે એવું તોડી નાખે છે, એની અમે ગેરન્ટી લઈએ અને એની ગેરન્ટી આપી જ છે. અમારી ગેરન્ટી છે, જો અમારું આ 'જ્ઞાન' પાળશો તો એકાવતારની ગેરન્ટી છે !!! પણ વિષય તો ના હોવો જોઈએ. બીજું બધું કરો. ખાવ-પીવો, મઝા કરો. વિષય કેમ હોય ? વિષય તો નર્કગતિમાં લઈ જનારો છે. તમને આ બધી વાત ગમે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ગમે ને દાદા, બહુ ગમે.

**દાદાશ્રી :** એટલે આપણા જ્ઞાનમાં આટલું જ ચેતવાનું છે. બીજું

બધું ચેતવાનું નથી.

## વિષય મુક્તિ, ત્યાં ચઢે દસમ ગુંઠાણે

જેમાં સ્ત્રી 'પરિગ્રહ' ગણાય છે એ નવમું ગુંઠાણું ઓળંગે એટલે પછી એને કોઈ જવાબદારી ના રહી. નવમું ગુંઠાણું ઓળંગે એટલે કામ થઈ ગયું !!! સ્ત્રીનો પરિગ્રહ, મન, વચન કાયાથી બંધ થાય ત્યારે વ્યવહારમાં દસમું ગુણસ્થાન ઊભું થાય. જ્યાં સુધી સ્ત્રી પરિગ્રહ ઓળંગ્યો નથી ત્યાં સુધી નવમું યે ઓળંગ્યું કહેવાય નહીં. સ્ત્રીનો વિચાર આવે તોય નવમું ના ઓળંગે, વિષયનો વિચાર આવે તોય નવમું ઓળંગી શકે નહીં, એટલે વ્યવહાર તો તમારે ઊંચો લાવવો જ પડશે ને ? નિશ્ચય જોડે વ્યવહારનેય ઉઠાવી લેવાનો છે. સ્ત્રી પરિગ્રહ છે ત્યાં સુધી વ્યવહાર ગુંઠાણું આઠમાંથી આગળ ખસે નહીં. એ પછી બ્રહ્મચર્યવ્રત પાળે ત્યાર પછી નવમું ગુંઠાણું ઓળંગે.

**પ્રશ્નકર્તા :** બ્રહ્મચર્યમાં આવ્યા પછી બારમે ગુંઠાણે જવાય ?

**દાદાશ્રી :** ના. બારમા ગુંઠાણામાં ન જવાય. આ કાળમાં હું જ દસમા ગુંઠાણા સુધી પહોંચ્યો છું ને ? અમારે નિશ્ચયથી બારમું અને વ્યવહારથી દસમું છે.

**પ્રશ્નકર્તા :** સ્ત્રીની જોડે પુરુષ હોય તો સ્ત્રીનું ગુંઠાણું ઊંચે ચઢે ખરું ?

**દાદાશ્રી :** ના ચઢે ! આપણે ચઢાવીને કામેય નથી. એમને તો આ છે, એ બરોબર છે. એમને તો કહીએ આટલું કરો ને એટલું એ કર્યા કરે તો બહુ થઈ ગયું. બાકી રસ્તો એમને બતાડ્યો છે. એમને કંઈ આવું કૂદાકૂદ કરાવવાની જરૂર નથી, નહીં તો કાલે સવારે ધણીને કાઢી મેલે કે ભઈ, મારે તમારું કામ નથી.

સ્ત્રી નડતી નથી, અજ્ઞાન નડે છે. સ્ત્રી તો ફક્ત કેટલી નડે છે ? જે અવતારમાં મોક્ષે જવાનું હોય તે છેલ્લે દસ, પંદર કે પચ્ચીસ વર્ષ સ્ત્રીની ગેરહાજરી હોવી જોઈએ. તો જ એ ગુણસ્થાનક ચઢે, નહીં તો એ

ગુણસ્થાનક ચઢે નહીં. નવમું ગુણસ્થાનક ક્યારે ચઢે ? કે સ્ત્રી જેને ત્યાં હોય નહીં તેને, અગર તો સ્ત્રી ભલે હોય પણ સ્ત્રીના વિચાર ના આવે, વિચાર, વર્તન ના હોય. સ્ત્રી જોડે વાંધો નથી. સ્ત્રી કંઈ નડતી નથી. પણ સ્ત્રીના વિચાર, વર્તન ના હોય તો તે નવમું ગુંઠાણું ચઢી દસમામાં આવે. આ કાળમાં 'વ્યવહાર' દસમા ગુંઠાણાથી આગળ જઈ ના શકે. અને 'નિશ્ચય' બારમા ગુંઠાણા સુધી જઈ શકે !!!

'અક્રમ માર્ગ'માં તમારે બીજા પરિષહો તો હોય નહીં, પણ તમને સ્ત્રી પરિષહ હોય ને બળ્યો ! સ્ત્રી પરિષહમાં નાટકીય શી રીતે રહેવાય ? આ 'જ્ઞાન' તો નાટકીય રાખે એવું છે. રાજ ચલાવતાં હોય તોય નાટકીય રાખે. પણ સ્ત્રી પરિષહ એ મોટામાં મોટો પરિષહ, એ નાટકીય ના થવા દે. વેપાર ધંધા નડતા નથી, સ્ત્રી પરિષહ નડે છે. સ્ત્રીઓ નડતી નથી, સ્ત્રી પરિષહ નડે છે. સ્ત્રીઓ તો આત્મા જ છે. વિકારી ભાવ એ પરિષહ કહેવાય, સ્ત્રીઓ બધી આત્મા જ છે ને ?!

'જ્ઞાની પુરુષ'ને કેવું સરસ દેખાતું હશે ! બધે શુદ્ધાત્મા જ દેખાય. અમે નવમા ગુંઠાણામાંથી દસમા ગુંઠાણામાં જ્યારે ખસ્યા, ત્યારથી એય પાર વગરનું સુખ અનુભવ્યું !! એ સુખનો એક છાંટો જો બહાર પડે ને માણસ એ ચાખે તો વરસ દહાડા સુધી તે પરમ સુખિયો થઈ જાય !!! આ વિષયને લીધે જ બધી રીતે અંતરાયું છે, ને. આ જ મહારોગ છે !!!

❖❖❖❖❖

## ખંડ : ૨

# આત્મજાગૃતિથી બ્રહ્મચર્યનો માર્ગ

## [૧]

## વિષયી-સ્પંદન, માત્ર જોખમ

### વિષયોથી વીતરાગો યે ડરેલાં

આત્મા ને સંજોગો, બે જ છે. ત્રીજું કોઈ ભૂત આમાં વચ્ચે નથી. આત્મા શાશ્વત છે. સંયોગો વિયોગી સ્વભાવના છે. હવે તમારે જેમ કરવું હોય તેમ કરો અને વિષયી એ 'ચંદુભાઈ' છે. એમાં 'તમારે' શું લેવાદેવા ? 'તમે' એની જોડે યારી ના કરશો કે લે આ 'કૉલ' આપ્યો, એવું કરવાનો ભાવ ના થાય એ જાગૃતિ રાખવાની. વિષયોથી ભગવાન પણ ડર્યા છે. વીતરાગો કોઈ વસ્તુથી ડર્યા નહોતા, પણ એક વિષયથી એ ડરેલા. ડર્યા એટલે શું કે જેમ સાપ આવે છે, તે દરેક માણસ પગ ઊંચો લઈ લે કે ના લઈ લે !

**પ્રશ્નકર્તા :** લઈ લે.

**દાદાશ્રી :** એમાં પોતાનું હિત નથી એવું જાણે છે, તેથી લઈ લે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એવું વીતરાગો એટલું સમજ્યા કે આમાં હિત નથી, આ તાત્કાલિક ઈફેક્ટિવ છે, માટે અહીં આગળ આ દારૂખાનાથી બહુ છેટા

રહેવા જેવું છે. આટલો તો ડર રાખવો જોઈએ ને ? આપણા લોકો વિષયોથી ના ડરે અને સાપથી ડરે. અલ્યા, સાપથી કેમ ડરે છે ? સાપ આગળ હિતાહિત જુએ છે, તો અહીં વિષયમાં કેમ હિતાહિત નથી જોતા ? આમ વિષયોમાં બેફામ ના થઈ જવું જોઈએ. પોલીસવાળો પકડીને કરાવે, એના જેવું હોવું જોઈએ. આ અહીં વિષયોનું સાયન્સ સમજી લેવાનું છે. આ પ્રત્યક્ષ ઝેર છે એવું જ્ઞાન હાજર રહેવું જોઈએ.

## આત્મા સદા બ્રહ્મચારી

હવે બીજી શી કચાશ લાગે છે, એ કહો.

**પ્રશ્નકર્તા :** આ ષડરીપુઓમાં કામ જીતવો મુશ્કેલ છે.

**દાદાશ્રી :** હા. કામ જીતવાનો નથી. કામને હરાવવાનોય નથી ને જીતવાનોય નથી.

**પ્રશ્નકર્તા :** ત્યારે એને શું કરવાનું હોય છે ?

**દાદાશ્રી :** તમે તો બ્રહ્મચારી જ છો. આ તો ચંદુભાઈમાં જે ડિસ્ચાર્જ ભાવ છે, જે માલ ભરેલો છે, એનો નિકાલ કરી નાખવાનો. આપણે એક ટાંકીમાં માલ ભર્યો હોય અને પછી આપણને નિકાલ તો કરી નાખવો પડે કે ના કરી નાખવો પડે !?

**પ્રશ્નકર્તા :** કરી નાખવો પડે.

**દાદાશ્રી :** જેવો ભર્યો હોય, ડામર જેવો ભર્યો હોય તો ડામર જેવો. ચોખ્ખું પાણી હોય તો ચોખ્ખું પાણી, દૂધ ભર્યું હોય તો દૂધ. જેવું ભર્યું હોય એ નિકાલ તો કરી નાખવો પડે ને !

**પ્રશ્નકર્તા :** તો આ સૈદ્ધાંતિક રીતે જોઈએ તો, આ બ્રહ્મચર્ય પણ એ નિકાલી બાબતમાં જશે ?

**દાદાશ્રી :** આત્મા નિરંતર બ્રહ્મચારી જ છે, આત્માને અબ્રહ્મચર્ય થયું જ નથી. બ્રહ્મચર્ય તો પુદ્ગલની જ ભાંજગડ છે. તે ચંદુભાઈને તમે બ્રહ્મચારી બનાવશો, તે દા'ડે તમારે નિવેડો આવશે. નહીં તો છૂટવા ના દે અને બ્રહ્મચારી તો કેવું ? સ્ત્રી હોવાં છતાં બ્રહ્મચારી રહેવું. તો એને

બહુ ચિંતા નથી. એ બ્રહ્મચર્ય ભાવ છે ને, એ તો છેલ્લાં અવતારમાં બધાય ભાવ છૂટી જાય, કંઈ એ પહેલેથી સો-બસો અવતારથી કસરત કરવાની હોતી નથી. છેલ્લા અવતારમાં છૂટી જાય બધું. પણ જેને છૂટવું હોય તેને એ વિશ્વાસ રાખવા જેવો છે નહીં. એની મેળે ઓટોમેટીક ખસતું હોય તે, સારી વાત છે. કારણ કે એ કંઈ નથી પુદ્ગલની જરૂરિયાત વસ્તુ કે નથી આત્માની જરૂરિયાત વસ્તુ. કલ્પિત ઊભી થયેલી છે વસ્તુ આ.

તે આપણે ચંદુભાઈને કહે કહે કર્યા કરવાનું. આપણે કોઈ દહાડોય તે રૂપ માથે ના લેવું. આપણે ચંદુભાઈને કહે કહે કરવું કે, 'આ પોઈઝન છે ! તમને જેમ અનુકૂળ આવે તેમ કરો.' આપણે ઉપદેશદાતા થવાનું છે. આપણે પોતે તો 'બ્રહ્મચારી' જ છીએ, પણ હવે આ જે છૂટો પાડેલો ભાગ છે, તે એવો છે કે તેને આપણે કહેવું પડે કે આ પોઈઝન છે. આપણા જ્ઞાનમાં જે ભાવ છે, તે આ પ્રજ્ઞા તરત પકડી લે છે. આ પ્રજ્ઞા તરત પકડીને અમલમાં લે છે. બીજું બધું ચાલે એવું છે. કારણ કે વિષયને ભગવાને 'રૌદ્રધ્યાન' કહ્યું છે. પરણેલા હોય, મિયાં-બીબી રાજી હોય, તેને ભગવાને રોગ નથી કહ્યો. કારણ કે તેમાં ગુનો ક્યાં આવ્યો ? કોને દુઃખ દીધું ? બેઉ રાજી હોય ત્યાં આગળ સરકારેય હાથ ઘાલતી નથી અને આ નેચરેય હાથ ઘાલતી નથી. નેચરને કશી લેવાદેવા નથી. ફક્ત એમાં એક જ ફેરામાં અનંતા જીવ મરી જાય છે, તેની જવાબદારી પાછી આવે એટલે એને 'રૌદ્રધ્યાન' કહ્યું. વિષયના સ્પંદન ઊભાં થયા, એ સ્પંદનમાંથી પાછાં પરમાણુ ભોગવવાં પડે. બાકી, આમાં કોઈ કોઈને સામસામે દુઃખ દેતો જ નથી. બેય આનંદને પામે છે. કોઈને દુઃખ દે તો જ તેને નેચરલ ગુનો કહેવામાં આવે છે.

કોઈએ આવું ફોડવાર કહ્યું નથી, પણ જો ફોડવાર કહે તો લોકો પાછાં એનો દુરુપયોગ કરે એવાં છે. એટલે વિષયની ફક્ત નિંદા જ કરી છે. નિંદા એટલે કે વિષયને આ રીતે જવાબદારી રીતે મૂકેલો છે. વિષયનું સ્પંદન જે કર્યું હોય, તેનું ફળ તો આવ્યા વગર રહેવાનું જ નહીં ને ? તમે દરિયામાં એક ફેરો ઢેખાળો નાખ્યો એટલે કુંડાળાં ઊભાં થયાં જ કરે !

એટલે વિષય બહુ રોગિષ્ટ વસ્તુ છે.

## મહીં નાચ તો બહાર નાચનારી હાજર

સવારના પહોરમાં પાંચ વખત બોલવું કે, 'આ જગતમાં કોઈ વિનાશી ચીજ મને ખપતી નથી.' મને એટલે 'હું શુદ્ધાત્મા છું' એ રીતે અને જે ખપે છે તે 'ચંદુભાઈ'ને ખપે છે અને ચંદુભાઈ 'વ્યવસ્થિત'ના આધીન છે. જે 'વ્યવસ્થિત'માં હો તે ભલે હો અને 'વ્યવસ્થિત'માં ના હો તે પણ ભલે હો. આટલું હોય ને, તો આપણને મહીં કોઈ રસ ઊભો થયો છે કે નહીં, તે માલૂમ પડે. ખાસ કરીને બીજા રસ ઊભાં થાય એવાં નથી, પણ આ કાળનું વાતાવરણ એટલું બધું દૂષિત થયેલું છે કે સ્ત્રીએ પુરુષોને જોતાં અને પુરુષે સ્ત્રીઓને જોતાં આંખ માંડેલી ના રાખવી જોઈએ. નહીં તો બીજો ખાસ કોઈ દોષ ઊભો થાય એવો નથી. અગર તો સવારના ઉપર પ્રમાણે બોલીને કરવું, કારણ કે તમારે વૈરાગ એવો ના હોય. તમારી જાગૃતિ ખરી, પણ સંપૂર્ણ પ્રમાણમાં જે બધી જાગૃતિ જોઈએ તે રહેતી નથી કારણ કે હજુ પૃથક્કરણ થયું નથી.

જાગૃતિ તો તેને કહેવાય કે એક સ્ત્રી જોઈએ કે પુરુષ જોઈએ, ગમે તે જોઈએ તો રાગ થતાં પહેલાં એ આખો જ બધો એનો હિસાબ દેખાઈ જાય. આ ચામડીને લીધે બધું રૂપાળું દેખાય છે અને આ ચામડી કાઢી નાખે તો કેવું દેખાય ? આ ગાંસડી બાંધેલી છે, તેને આ ઉપરથી કપડું છોડી નાખે તો કેવું દેખાય ? એ જાગૃતને તો તેવું જ દેખાય બધું. સંપૂર્ણ જાગૃતિ ક્યારે કહેવાય ? આ બધું એને એવું જ દેખાય. પણ આ કાળનું વક્રપણું એવું છે કે એ જાગૃતિને ટકવા ના દે, માટે ચેતતા રહેવું જોઈએ. નહીં તો સવારના પહોરમાં બોલવું અને એને 'સિન્સીયર' રહેવું.

ચોથા આરામાં જો મેં આ જ્ઞાન આપ્યું હોત તો મારે આવાં ચેતવવા ના પડત. આ પાંચમો આરો બહુ કઠણ આરો છે, બહુ વક્ર આરો છે, બહુ વક્રતાવાળો છે. વક્રતા એટલે કપટ. કપટનું સંગ્રહસ્થાન જ કહોને ! એટલે આપણે શું કહીએ છીએ કે સ્ત્રીનું ભેગું થવું એ જોખમ નથી. પણ આંખનું ખેંચાણ એ જોખમ છે. માટે ત્યાં પ્રતિક્રમણ કરીને કેસ ઊંચો મૂકી દો. શાસ્ત્રકારો પણ કહે છે આંખો ઢાળીને ચાલો.

**પ્રશ્નકર્તા :** વિષયની જે ચોંટ હોય છે, આકર્ષણની જે ચોંટ હોય

છે, એ પકડે છે કે એ મીકેનિકલ ક્રિયા પકડે છે ?

**દાદાશ્રી :** એ ચોંટ પકડે છે, ક્રિયા પકડતી નથી. એટલે જ આપણે કહીએ છીએ ને પૈણેલી છે, ત્યાં નિકાલ કર. તેનો વાંધો નથી, પણ ચોંટ છે તો તે પકડે છે. તેથી અમે કહ્યું છે કે વિષય વિષ નથી, વિષયોમાં નીડરતા એ વિષ છે. હંમેશાં 'ખોટું થયું છે' એવું મનમાં તો રહેવું જ જોઈએ. બાકી નિકાલ કરોને ! નિકાલ કરવાનો વાંધો નથી, પણ ચોંટ તો રહેવી જ ના જોઈએ. ચોંટના પ્રતિક્રમણ-પ્રત્યાખ્યાન કરો.

નિયમ કેવો છે, કે મહીં જે પરમાણુ હોય, તે જ બહાર ભેગાં થાય. મહીં આપણામાં નાચ ચાલુ થઈ જાય, ત્યાર પછી નાચવાળી દેખાય. એટલે પહેલાં આપણામાં જ શરૂ થઈ જાય, ત્યાર પછી બધે દેખાય. એમ ને એમ તો થાય જ નહીં ને ? પહેલો આપણામાં માલ ભરેલો છે તો જ ભેગું થાય, નહીં તો ભેગું થાય જ નહીં ને ?

## વિષયની ફસામણ તો જુઓ

આ કેરી ઝાડ ઉપર દેખાતી હોય ને લોકોએ દેખી તો રાત્રે આવીને લઈ જાય. તેવું આ સ્ત્રી કોઈને ગમી હોય તો, તેને રાત્રે આવીને ઉઠાવી જાય. તે આય બધી કેરીઓ જ છે ને ? જે ભોગવાઈ જાય તે બધી જ કેરીઓ. આ ઊંચી જાતની હાફુસની કેરીઓ હોય, પણ ભોગવાઈ જાય પછી ગોટલો પડી રહે અને આમાં મરતી વખતે ગોટલો લઈને જોડે જાય.

વિષય જો નાછૂટકે ભોગવવો પડે તો એ વિષ નથી. તું પૈસા છૂટથી વાપરે કે નાછૂટકે ? આ તો પૈસાની જ વાત છે, પણ આ એક જ વખતના વિષયમાં તો અબજો-અબજોનું નુકસાન છે, ભયંકર હિંસા છે. આ પૈસાની બહુ કિંમત નથી, પૈસો તો ફરી આવે. આ બધા હિસાબ ભોગવવા પડશે. જેટલા હિસાબ બાંધવા હોય એટલા બાંધજો. જેટલી મજબૂતી હોય એટલાં હિસાબ બાંધજો, બાકી ભોગવતી વખતે સહન ના થાય ને રડારડ કરે, એનાં કરતાં પહેલેથી જ ચેતીને હિસાબ બાંધજો. એ બધા હિસાબ છોડવા તો પડશે ને ? વિષયની વેદના કરતાં નર્કની વેદના સારી. આ વિષય તો બીજ નાંખે પાછું. નર્કમાં બીજ પડે નહીં, નર્કમાં ભોગવવાનું એકલું

જ, ડેબિટ પૂરી થઈ ગઈ. અને ક્રેડિટ હોય તો ત્યાં દેવગતિમાં પૂરી થાય છે. જ્યારે વિષયમાં તો નવાં બીજ પડ્યા વગર રહે જ નહીં. આ તો અમને બહુ નાનપણમાંથી વિચારો આવતા, બધા બહુ વિચારો કરી નાખેલા.

'ગણે કાષ્ટની પૂતળી, તે ભગવાન સમાન.' હવે કાષ્ટની પૂતળી શી રીતે ગણે ?! ગણવું તે કંઈ સહેલું છે ? આ લોક તો સાચે જ કાષ્ટની પૂતળી લાવી આપીએ તોય આમ બાથમાં ઘાલ ઘાલ કરે એવાં છે ! હવે અહીં દેખે ને વૈરાગ આવે, તે તો ભગવાન જ કહેવાય ! હાડકાં, માંસ, લોહીથી ભરેલો આ દેહ એનાં જેવો જગતમાં કોઈ ગંદવાડો નથી. જ્યારે આ દેહ જ મોક્ષનું કામ કાઢે તો એનાં જેવું કોઈ બીજું ઉત્તમ નથી ! મનુષ્ય દેહ છે, એનાંથી જેમનું કામ કાઢવું હોય તેમનું થાય એવું છે.

બ્રહ્મચર્યથી તો મનને સંસ્કારી કરવાનું છે ને જ્ઞાન સમજવાનું છે કે ક્યાંય ખેંચાણ ના થાય. અમને આ સ્ત્રી-પુરુષો કેવાં દેખાય ? પહેલાં તદ્દન નાગાં દેખાય, પછી ચામડી કાઢી નાખેલાં દેખાય એટલે પછી વૈરાગ જ રહે ને ?! વૈરાગ તે કંઈ મારી-ઠોકીને ના આવે, એ તો જ્ઞાનથી આવે ?

**પ્રશ્નકર્તા :** આ તો બહુ ગૂઢ કહેવાય.

**દાદાશ્રી :** આ સમજવા બેસે તો બહુ ઊંડું છે, પણ છતાં સહેલું છે. ક્યાંય વિરોધાભાસ ન ઊભો થાય. આ સૈદ્ધાંતિક જ્ઞાન છે અને સબળ અનુભવપૂર્વકનું જ્ઞાન છે. આ તો આપણો અક્રમ માર્ગ, તેથી આપણે ખાવા-પીવાની છૂટ મૂકી, બધા પ્રકારની છૂટ મૂકી, પણ આપણે વિષય સામે ચેતવાનું કહીએ છીએ ! બાકી, વિષયથી તો ભગવાન પણ ડર્યા હતા. આપણે તો સિનેમાની પણ છૂટ આપી. કારણ કે સિનેમામાં એવો તન્મયાકાર ના થાય, જ્યારે વિષયમાં તો ભારે તન્મયાકાર થાય છે. મનુષ્યનો સ્વભાવ હરૈયો છે. હરૈયો એટલે જ્યાં દેખે ત્યાં ચોંટે, જ્યાં દેખે ત્યાં ચોંટે. બીજી બધી વસ્તુમાં રૂપ જોવાનું છે, આમાં રૂપ છે જ ક્યાં, તે જોવાનું ? આ તો ઉપરથી જ રૂપાળાં દેખાય છે. પેલી કેરી તો અંદર કાચી હોય તોય સ્વાદ લાગે ને દુર્ગંધેય ના આવે અને આને કાપો તો ? દુર્ગંધનો પાર ના હોય.

એટલે આ અહીં જ માયા છે. આખા જગતની માયા અહીં જ ભરેલી છે. સ્ત્રીઓની માયા પુરુષોમાં છે ને પુરુષોની માયા સ્ત્રીઓમાં છે.

**પ્રશ્નકર્તા :** તેથી જ બધું અટક્યું છે ને ?

**દાદાશ્રી :** હા, તેથી જ અટક્યું છે.

## મોટામાં મોટી અટકણ વિષય સંબંધી

કૃપાળુદેવને લલ્લુજી મહારાજે સુરતથી કાગળ લખેલો કે અમારે તમારાં દર્શન કરવા મુંબઈ આવવું છે. ત્યારે કૃપાળુદેવે કહ્યું કે મુંબઈ એ મોહમયી નગરી છે, સાધુ-આચાર્યોને માટે એ કામની નથી. અહીં તો જ્યાંથી ત્યાંથી મોહ ગરી જશે. તમારા મોઢેથી નહીં પેસી જાય તો કાનથી પેસી જશે, આંખથી પેસી જશે. છેવટે આ હવા જવાનાં છિદ્રો છે, તેમાંથીય મોહ પેસી જશે !!! માટે અહીં આવવામાં ફાયદો નથી. આનું નામ કૃપાળુદેવે શું પાડ્યું, મોહમયી નગરી. એમાં મેં તમને આ 'જ્ઞાન' આપ્યું છે. હવે શું એ મોહમયી કંઈ ઊડી ગઈ ? કંઈ બી-ઓ-એમ-બી-એ-વાય બૉમ્બે થઈ ગયું ? ના, મોહમયી જ છે. એટલે અમે તમને કહીએ કે બીજા પાંચ ઈન્દ્રિયોના વિષયના નહીં, પણ સ્ત્રીઓને ને પુરુષોને એક જ કહીએ કે જ્યાં આગળ સ્ત્રી-વિષય કે પુરુષ-વિષય સંબંધી વિચાર આવ્યો કે તરત જ ત્યાં ને ત્યાં તમારે પ્રતિક્રમણ કરી નાખવાં. 'ઑન ધ સ્પોટ' તો કરી જ નાખવું. પણ પછી પાછાં એનાં સો-બસો પ્રતિક્રમણો કરી નાખવાં.

વખતે હોટલમાં નાસ્તો કરવા ગયા હો ને તેનું પ્રતિક્રમણ નહીં કર્યું હોય તો ચાલશે. હું તેનું પ્રતિક્રમણ કરાવી લઈશ. પણ આ વિષય સંબંધી રોગ ના ઘૂસી જાય. આ તો ભારે રોગ છે. આ રોગ કાઢવાનું ઔષધ શું ? ત્યારે કહે કે દરેક માણસને જ્યાં અટકણ હોય, ત્યાં આગળ આ રોગ હોય. અમુક પુરુષને, અમુક સ્ત્રી જતી હોય તો એને એ જુએ ને તરત એને મહીં વાતાવરણ ફેરફાર થઈ જાય. હવે આ બધા આમ છે તો તડબૂચાં જ, પણ એણે તો વિગતવાર એનું રૂપ ખોળી કાઢેલું હોય છે. આ ચીભડાના ઢગલાં ઉપર એને કંઈ રાગ થાય છે ? પણ મનુષ્યો છે એટલે એને રૂપ ઉપર પહેલેથી આદત છે, 'આ આંખ કેવી સરસ છે, આવડી

આવડી આંખ છે' એમ કહે છે. 'અલ્યા, આવડી આવડી સરસ આંખ તો પેલા ભેંસના ભાઈનેય હોય છે, કેમ ત્યાં રાગ નથી થતો તને ? ત્યારે કહે કે એ તો પાડો છે, ને આ તો મનુષ્ય છે. અલ્યા, આ તો ફસામણની જગ્યાઓ છે.

## દેખત ભૂલી જો ટળે તો

અક્રમ વિજ્ઞાન શું કહે છે કે ફર્સ્ટ કલાસ હાફુસ કેરી જોવાનો વાંધો નથી. તને સુગંધ આવી તેનોય વાંધો નથી, પણ ભોગવવાની વાત ના કરીશ. જ્ઞાનીઓ પણ કેરીઓને જુએ છે, સોડે છે ! એટલે આ વિષયો જે ભોગવાય છે, એ તો 'વ્યવસ્થિત'ના હિસાબે ભોગવાય છે. એ તો 'વ્યવસ્થિત' છે જ ! પણ વગર કામનું બહાર આકર્ષણ થાયને, તેનો શો અર્થ ? જે કેરીઓ ઘેર આવવાની ના હોય, તેની પર આકર્ષણ રહે, એ જોખમ છે બધું. તેનાથી કર્મ બંધાય !

શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું છે કે, 'દેખત ભૂલી ટળે તો સર્વ દુઃખનો ક્ષય થાય.' શાસ્ત્રોમાં વાંચીએ છીએ કે સ્ત્રી પર રાગ ના કરવો અને પાછાં સ્ત્રીને જોઈએ છીએ ને ભૂલી જવાય છે, તેને દેખત ભૂલી કહેવાય. મેં તો તમને એવું જ્ઞાન આપ્યું છે કે હવે તમને દેખત ભૂલી યે રહી નહીં, તમને શુદ્ધાત્મા દેખાય, બહારનું પેકિંગ ગમે તેવું હોય તોય પેકિંગ જોડે આપણને શી લેવાદેવા ? પેકિંગ તો સડી જવાનું છે, બળી જવાનું છે, પેકિંગમાં શું કાઢવાનું છે ? એટલા માટે જ્ઞાન આપેલું છે કે આપણે શુદ્ધાત્મા જુઓ, એટલે દેખત ભૂલી ટળે ! દેખત ભૂલી ટળે એટલે શું કે આ મિથ્યા દૃષ્ટિ છે. એ દૃષ્ટિ ફરે અને સમ્યક્ દૃષ્ટિ થાય તો બધા દુઃખોનો ક્ષય થાય ! પછી એ ભૂલ ના થવા દે, દૃષ્ટિ ખેંચાય નહીં.

આપણે તો સામી વ્યક્તિમાં શુદ્ધાત્મા જ જોઈએ, પછી આપણને બીજો ભાવ કેમ ઉત્પન્ન થાય ?! નહીં તો માણસને કૂતરાં પરેય રાગ થાય, બહુ સારું રૂપાળું હોય તો એની પર રાગ થાય. પણ આપણે શુદ્ધાત્મા જોઈએ તો રાગ થાય ? એટલે આપણે શુદ્ધાત્મા જ જોવું. આ દેખત ભૂલી ટળે એવી છે નહીં. અને જો ટળે તો સર્વ દુઃખોનો ક્ષય થાય. જો દિવ્યચક્ષુ

હોય તો દેખત ભૂલી ટળે, નહીં તો શી રીતે ટળે ?

## વિજ્ઞાનથી વિષય પર વિજય

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એ કે રાગ પણ ના થવો જોઈએ ને ભૂલી જવું જોઈએ ?

**દાદાશ્રી :** આપણું આ જ્ઞાન એવું છે કે રાગ તો થાય એવો જ નથી. પણ આકર્ષણ થાય તે ઘડીએ એના શુદ્ધાત્મા જુઓ તો આકર્ષણ ના થાય. દેખત ભૂલી એટલે જોઈએ ને ભૂલ ખઈએ. જોયું ના હોય ત્યાં સુધી કશું ભૂલ ના થાય અને દેખ્યું કે, ભૂલ થાય. જ્યાં સુધી આપણે ઓરડામાં બેસી રહ્યા હોઈએ, ત્યાં સુધી કશું ના થાય. પણ લગનમાં ગયાને જોયું કે પછી ભૂલો થાય પાછી. ત્યાં આપણે શુદ્ધાત્મા જો જો કરીએ તો બીજો કશો ભાવ ઉત્પન્ન ના થાય, ને ભાવ ઉત્પન્ન થઈ ગયો હોય, એનાં પૂર્વકર્મના ધક્કાથી, તો એનું પ્રતિક્રમણ કરી નાખવું, આ ઉપાય છે. અહીં ઘરમાં બેઠા હોય ત્યાં સુધી કશુંય મનમાં ખરાબ વિચાર નહોતા આવતા. ને લગનમાં ગયા કે વિષયના વિચારો ઊભાં થયા. સંયોગ ભેગો થયો કે વિચાર ઊભાં થાય. આ 'દેખત ભૂલી' એકલા દિવ્યચક્ષુથી જ ટળે એમ છે. દિવ્યચક્ષુ સિવાય ટળે નહીં.

**પ્રશ્નકર્તા :** આ તો સંયોગોને ટાળવાની વાત થઈને ? એટલે એક ઠેકાણે બેસી રહેવું ?

**દાદાશ્રી :** ના. આપણું વિજ્ઞાન તો જુદી જ જાતનું છે, આપણે તો 'વ્યવસ્થિતમાં જે હો તે ભલે હો.' પણ ત્યાં આગળ આજ્ઞામાં રહેવું જોઈએ. જ્યાં દેવતા હોય, ત્યાં આજ્ઞામાં નથી રહેતાં ? દેવતાને ભૂલચૂકથી અડતા નથી ને ? એવું એણે અહીં વિષયોમાં પણ સાચવવું જોઈએ કે આ દેવતા છે, પ્રગટ અગ્નિ છે. આકર્ષણવાળી વસ્તુ આ જગતમાં જે છે, તે પ્રગટ અગ્નિ છે. ત્યાં ચેતવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એ કે આપણે જે જોઈએ છીએ, તે આપણું નથી છતાં ત્યાં જો ભાવ થાય, તે ન થવો જોઈએ એમ ?

**દાદાશ્રી :** આપણું તે છે જ નહીં. પુદ્‌ગલ આપણું હોય જ નહીં. આ આપણું પુદ્‌ગલ આપણું નથી, તો એનું પુદ્‌ગલ આપણું કેમ હોય ?

આકર્ષણ એ પ્રગટ અગ્નિ છે. ભગવાને આકર્ષણને તો મોહ કહ્યો છે. મોહનું મૂળિયું જ આકર્ષણ છે. એવું બધું જાણીને લક્ષમાં રાખવું જોઈએ ને ? આપણે દવા તો જાણી રાખવી જોઈએ ને કે આની શી દવા છે ?

આ વિજ્ઞાન છે. સંપૂર્ણભાવે વિજ્ઞાન છે. દેવતાને કેમ અડતા નથી ? ત્યાં કેમ ચોક્કસ રહે છે ? કારણ કે એનું ફળ તરત જ મળે છે અને વિષયમાં તો પહેલી લાલચ થાય છે. એટલે લાલચથી ફસાય છે. આ દેવતા અડેલો સારો. તેનો ઉપાય છે. પછી ગમે તે ચોપડીએ તો ઠંડું પડી જાય. પણ પેલું તો અત્યારે લાલચમાં ફસાવી અને પાછો આવતો ભવ દેખાડે. આ તો આપણા જ્ઞાનનેય ધક્કો મારનારું છે, આવું મોટું વિજ્ઞાન છે, એનેય ધક્કો મારે એવું છે !! માટે ચેતવું !

'દેખત ભૂલી'નો અર્થ શો ? કે મિથ્યા દર્શન ! પણ બીજું બધું 'દેખત ભૂલી' થાય તેનો વાંધો નહીં, પણ આ વિષય સંબંધમાં 'દેખત ભૂલી'ની બહુ મોટામાં મોટી જોખમદારી છે. હવે ત્યાં 'દેખત ભૂલી'નો ઉપાય શો ? આપણને જ્ઞાન મળ્યું હોય તો પોતાને ભૂલ ખબર પડે કે અહીં આગળ આ ભૂલ ખાધી, અહીં મારી દૃષ્ટિ બગડી હતી, ત્યાં પાછું પોતે આલોચના-પ્રતિક્રમણ-પ્રત્યાખ્યાન કરીને પણ ધોઈ નાખે. પણ જેને આ જ્ઞાન ના મળ્યું હોય, તે શું કરે બિચારો ? તેને તો ભયંકર ખોટી વસ્તુને ખરી માનીને ચાલવું પડે, આ અજાયબી છે ને ?!

દૃષ્ટિથી નવું દીઠું ને આંખ ખેંચાઈ, તો તરત પ્રતિક્રમણ કરી નાખજો. અનાદિ કાળથી આંખો જ ખેંચાખેંચ થઈ છે ને ? નવો માલ દીઠો કે આંખ ખેંચાય. પણ અલ્યા, નવો છે જ નહીં. આ તો એનું એ જ લોહી, પરું, હાડકાં, એ જ માલ છે. ફક્ત ચાદરો ફેર છે. કોઈની 'બ્લેક કોટન'ની, કોઈ 'વ્હાઈટ કોટન'ની, કોઈની 'યલ્લો કોટન'ની. ચાદરો બધી જુદી જુદી જાતની છે. આમાં કશું જોવા જેવું છે જ નહીં, મહીં એનો એ જ માલ છે ! આ રેશમી ચાદરમાં બાંધેલું છે અને રેશમી ચાદર બાંધ્યા વગરનું હોય તો એને ચીતરી ચઢે ! અમને તો આમાં એનું એ જ દેખાય

ને તમે તો ચાદરો જો જો કર્યા કરો છો, પણ મહીં માલ જુઓને ! માલ તો મહીં એનો એ જ છે ને ? માટે આ એકલું જ અહીં આગળ જે મળ્યું હોય, 'ફાઈલ' હોય એટલું સંતોષ રાખીને કામ લેવાનું અને બીજું જે ખાવું હોય, દહીંવડાં-બટાકાવડાં, જેટલાં ખાવાં હોય એટલાં ખઈ લેજો ! આટલો આ વિષય જ જીતવાનો છે. ગમે તે રસ્તે, બીજું કશુંય નહીં. બીજું તો ખાવ-પીઓ, મઝા કરો ને !

## જોખમોનું પણ જોખમ એટલે જ વિષયરોગનું મૂળિયું

જેમ આપણે તમાકુ વાવી હોય અને જોડે બીજો કોઈ છોડ ઊગે, તો તે ઊગતાં પહેલાં સમજી જવું કે આ તમાકુ ન હોય, એટલે એને ઊખેડીને ફેંકી દેવું જોઈએ, નહીં તો છોડ મોટો થઈ જાય. આ કાળનાં તો ખેતરો નર્યાં બગડી જ ગયેલાં હોય છે. નહીં તો 'આ' 'વિજ્ઞાન' કામ કાઢી નાખે એવું છે. એકે એકને ભાવિ તીર્થંકર બનાવે એવું છે આ વિજ્ઞાન !!!

બાકી વિષય આગળ તો જૈનધર્મે શું કહ્યું છે કે ઝેર ખાઈને મરી જજે, પણ વિષય ના કરીશ. બ્રહ્મચર્ય જ ના તૂટવું જોઈએ, એવું જૈનધર્મ કહે છે. પણ આપણે અહીં અક્રમમાર્ગમાં એને બાદ આપ્યું, કે ભઈ, સ્ત્રી હોય તો ઘેર રહેજે અને બીજે દૃષ્ટિ બગાડીશ નહીં. અને સ્ત્રી ના હોય તો પ્રતિક્રમણ કર્યા કર. કારણ કે પછી વીર્ય છે તે અધોગામી જતું હોય, તે ઊર્ધ્વગામી જઈ શકે છે. વીર્ય નિરંતર અધોગામી સ્વભાવનું છે. એને આંતરો, વિધિ કરો અને પ્રતિક્રમણ કરો, એટલે એમ કરતાં બધું ઊર્ધ્વગામી ચઢી જાય.

બહાર, કંઈક જોયું અને આંખ ખેંચાઈ જાય. એટલે જાણવું કે આ પહેલાનું બીજ પડેલું છે, તે બીજ ઊગ્યું, ત્યાં તમે શું કરો ?

**પ્રશ્નકર્તા :** ત્યાં પ્રતિક્રમણ થઈ જ જાય છે.

**દાદાશ્રી :** એના તો નિરંતર પ્રતિક્રમણ કર કર કરવાં પડે. આપણને સમજણ પડે કે આ બીજ મહીં પડેલું છે એટલે આ તો બહુ જોખમ છે. આ વિષય તો બહુ જોખમવાળી વસ્તુ છે. જ્યાં જ્યાં સામી વ્યક્તિ જાય ત્યાં આપણે જવું પડે. અને સામી વ્યક્તિ પાછો પોતાનો છોકરો થઈને

ઊભી રહે. એટલે આવું બધું જોખમ ઊભું થાય. એટલે વિષયને માટે આપણે અહીં બહુ કડક તેથી રહીએ છીએને ! બીજું બધું ચલાવી લેવાય, પણ વિષય ચલાવાય નહીં.

આ તો અક્રમ વિજ્ઞાન છે. તેથી આટલું જ જોખમ રાખ્યું. બાકી જૈનધર્મે તો બીજું બધુંય જોખમ જ કહ્યું છે. બધાને જોખમ કહીએ તો ક્યારે પાર આવે ?! તો લોક શું કહેશે પછી કે 'મારે તમારી જોડે ધંધો જ નથી કરવો, સોદો જ કરવો નથી.' પણ એક બાબત હોય તો કહેશે કે 'બધું જ સહન કરી લઈશ પણ આ એક જ બાબત છે ને, તો તો એને સાચવીશ.' અને તો એને વિજ્ઞાનનો લાભ મળે ને ! એટલે આપણે તો આ એક જ બાબત કહી છે.

## ખેદથી છૂટાય વિષયથી

સહેજે ચંચળતા ઉત્પન્ન થવી જ ના જોઈએ. વિષયની ચંચળતા એ જ અનંત અવતારનું દુઃખનું મૂળિયું છે. દહાડે દહાડે દુઃખો જ ઊભાં થયાં કરે, નહીં તો આત્મા પ્રાપ્ત થયા પછી દુઃખ કેમ ઊભું થાય ? આ તો ભયંકર દોષ કહેવાય. નહીં તો દુઃખ હોય તો જતું રહે ને સુખ આવે. બધી સારી વસ્તુ ઊભી થાય. આત્મા પ્રાપ્ત થયો એટલે બધી સગવડ સરળ હોય, પદ્ધતિસર હોય. એમ ને એમ ગપ્પું ચાલે નહીં ને ! આ તો વીતરાગોનું વિજ્ઞાન છે.

સાચું સુખ મળ્યું નથી એટલે આ બધા વિષયો ભોગવે છે, નહીં તો વિષયો શા માટે ભોગવે ? આત્મા વિષયી છે જ નહીં, આત્મા નિર્વિષયી છે. પણ આ તો કર્મોના પ્રતાપથી દુઃખ થાય છે, એ સહન નહીં થવાથી, આવું બધું ગટરમાં હાથ ઘાલે છે. ગટરમાં મોઢું ઘાલીને ગટર પીએ છે. જ્ઞાન હતું નહીં એટલે સહન થતું ન હતું. એટલે હવે આ જ્ઞાન આપ્યું છે. એટલે તમને સહન કરવાની શક્તિ ઉત્પન્ન થઈ છે. તમને જુદાપણાનો ભાવ રહી શકે છે. તો પછી શેને માટે વિષયો હોવા જોઈએ ? અને છતાંય પરિણામ કોઈ બદલી ના શકે. કારણ કે એ પુદ્‌ગલ પરિણામ છે. અને એ તો રિઝલ્ટ છે. રિઝલ્ટ બદલી ના શકાય, પણ રિઝલ્ટ ઉપર ખેદ, ખેદ

ને ખેદ રહ્યો એટલે તમે છૂટા. તમને જો ખેદ છે, તો તમે છૂટા છો અને રિઝલ્ટમાં એકાકાર છો તો બંધન છે.

આ વિજ્ઞાન આટલું બધું સુંદર છે ! અત્યાર સુધી કોઈએ આ ફોડ પાડ્યો નથી કે આ માણસે વેઢમી ખાધી, તેનો એ ગુનેગાર ખરો ? ત્યારે આપણે શું કહીએ છીએ કે ના, એ ગુનેગાર નથી, છતાં જગતે એને ગુનેગાર માન્યો છે. એનું કારણ છે, કે એની પાછળ એને વેઢમી ખાધાના ભાવ પડે છે કે વેઢમી બહુ સરસ છે, અગર તો બહુ ખરાબ છે. તેથી આ લોકો વેઢમી ખાવા નથી દેતા. જો અંદરથી ભાવ પલટો ખાય નહીં તો વિષયોનો કશોય વાંધો નથી. અને એવું અમે જ્ઞાન આપ્યું છે. આ જ્ઞાનથી અંદર ભાવ પલટો ખાય નહીં, માટે બહારનો વાંધો અમે રાખ્યો નથી. તમે વેઢમી ખાઈ શકો અને અંદર તમે તમારા શુદ્ધાત્મામાં રહી શકો, જોયા કરો. એવું આ વિજ્ઞાન છે. વેઢમીમાં તન્મયાકાર થયા વગર રહે નહીં. જો ભગત હોય તો 'શું કામ વેઢમી બનાવે છે ?' એમ દ્વેષ કર્યા કરતો હોય, એટલે 'આવું ના બનાવવું જોઈએ,' એમાં ચિત્ત પેસી જાય અને જગત આખું રાગ કર્યા કરતું હોય કે વેઢમી તો બહુ સુંદર છે, ને બનાવે તો સારું, એમાં ચિત્ત રહ્યા કરે !

## સત્સંગથી કાટ કપાય

તેથી અમે હલકું કરી આપ્યું. આ જગતે જે માન્યું છે ને, સ્થૂળ ભાગને જ ધર્મની શરૂઆત માની છે. પણ અમે કહ્યું કે સ્થૂળ ભાગને જ ઉડાડી મૂકો ! આ કળિયુગમાં સ્થૂળ ભાગને પકડવા ગયા તેનો તો બધો માર છે ને ! સ્થૂળ ભાગ તો રોંગ જ છે અને કળિયુગમાં સ્થૂળ ભાગ જે રૂપકમાં છે તે તો એકુંય રાઈટ નથી, એટલે અમે કહ્યું કે જ્યાં નાદારી જ છે તે બહારનું ફેંકી દો, કટ ઓફ કરી નાંખો અને એ તો રિઝલ્ટ છે. એને હવે લેટ ગો કરો.

**પ્રશ્નકર્તા :** આજે સત્સંગ બહુ સરસ મળ્યો.

**દાદાશ્રી :** હા, બ્રહ્મચર્ય પર વાત નીકળી ને ! કાટ ચઢી ગયો હોય તે ખંખેરવું તો પડશે ને ? જૂના ગુના જેટલા થયા હોય તેને માફ કરી

આપવા તૈયાર છું, પણ નવું હવે એમ કંઈ ચાલશે નહીં. હવે તમને સાચું સુખ મળ્યું. જ્યાં સુધી સાચું સુખ ના હોય ત્યાં સુધી આરોપિત સુખ ભોગવો. પણ હવે પોતાનું સુખ પરમસુખ કે જે તમે જ્યારે માંગો ત્યારે મળે એવું છે, તો પછી હવે તમારે શેને માટે આવું બધું જોઈએ ! કોઈ કહે કે પાછલું કર્મ નડે છે. તે એવું નડે ખરું પણ કોનું નામ કર્મ નડ્યું કહેવાય ? કે માણસ કૂવામાં અજાણથી પડી જાય ને, તેને પાછલું કર્મ નડ્યું કહેવાય. બાકી આમ જો નિશ્ચય હોય કે મારે નથી જ પડવું, એવી રીતે વિષયના કૂવામાં નથી જ પડવું એવો નિશ્ચય હોવો જોઈએ. પછી પડી જવાય તો તેનો ગુનો માફ કરીએ છીએ. હવે જાણીને પછી પેલા કૂવામાં પડે એનો ગુનો માફ નથી કરતા. પણ આપણે ત્યાં તો હું બધા ગુના માફ કરું છું. પછી હવે કેટલીક માફી આપીએ ?! જ્યાં જોખમ ના હોય ત્યાં છૂટ આપીએ જ છીએ ને, બધું જ ખાવા-પીવાની છૂટ આપીએ જ છીએ ને ! કંઈ નથી આપી બધી છૂટ ?

આ તો કાળની અજાયબી છે. આ તો અગિયારમું આશ્ચર્ય છે ! માણસ સ્ત્રી સાથે રહીને જગતનાં દુઃખનો અભાવ અનુભવે એ બનેલું નથી ! જગત આખું દુઃખી છે, ત્યાં સંસારનાં દુઃખોનો અભાવ એ તો મોટામાં મોટો પુરુષાર્થ કહેવાય !

હવે તમારે આ પૂરું થયું ક્યારે ગણાશે ? જ્યારે તમને જોઈને સામાને સમાધિ થાય, તમને જોઈને સામો દુઃખ ભૂલે ત્યારે પૂરું થયું ગણાય ! તમારું હાસ્ય એવું દેખાય, તમારો આનંદ એવો દેખાય કે બધાને હાસ્ય ઊભું થાય ત્યારે જાણવું કે આ દુઃખ પોતાનું બધું ગયું ! તમને બધાને હજી ટેન્શન રહે છે અને તે 'ટેન્શને'ય અમારી આજ્ઞામાં નહીં રહેવાથી છે. આજ્ઞા એટલી બધી સુંદર છે ને બહુ સહેલી છે. પણ હવે કેટલુંક અમુક ભોગવવાનું હોય તે છૂટકો થાય નહીં ને ! અને એમાં અમારાથી હાથ ઘલાય નહીં ને ?! પણ જ્યારે ત્યારે આમાંથી નીકળી જવાશે. કારણ કે જ્યારે સાચો રસ્તો જડ્યો પછી કોઈ માણસ માર્ગ ચૂકે નહીં ને !

❖❖❖❖❖

# [૨]
# વિષય ભૂખની ભયાનકતા

## અસંતોષની ભૂખ, હવે ક્યારે છૂટશે ?

કોઈ પુરુષથી સ્ત્રીઓ સામું જો જો ના કરાય અને કોઈ સ્ત્રીથી પુરુષ સામું જો જો ના કરાય. પોતાનું જે હોય તે જ છૂટ છે. હલવાઈની દુકાને લોકો જો જો નથી કરતા. કારણ કે એ જાણે છે કે આપણું ન હોય. પણ આ પુરુષો સ્ત્રીઓને જોયા કરે છે અને સ્ત્રીઓ પુરુષોને જોયા કરે છે. અલ્યા આમાં શું જોવાનું તે ? આ તો તડબૂચાં જાય છે બધા. એમાં શું જોવાનું છે ?

આવું કોઈ કહેતું નથી ! સબ ચલને દો, એવું બોલ્યા કરે ને ! પણ આ તો ભયંકર જોખમદારી છે. પોતાના હક્કનું ભોગવો. પોતાની પૈણેલી સ્ત્રી હોય, તો એ સ્ત્રીનાં મા-બાપ હઉ પૈણાવે છે એને, ગામવાળાઓ પૈણાવે છે, એટલે બધા લોકો 'એકસેપ્ટ' કરે છે ને ? એ હક્કનો વાંધો નથી, પણ બીજું તો જોવાય નહીં. બીજે ક્યાંય દૃષ્ટિ બગાડાય નહીં. પણ આવો ઉપદેશ કોઈએ આપ્યો નહીં. આવું ને આવું પોલ ચાલવા દીધું, તે ગાડું ઊંધું ચાલ્યું.

આ તો જગત છે. શું દૃષ્ટિ ના બગડે ? કારણ કે જાત જાતની કેરીઓનું આ તો સંગ્રહસ્થાન. હાફુસની કેરી હોય, રત્નાગિરિની, બીજી હોય, ત્રીજી હોય, તે માણસ બિચારો શું કરે ? એટલો બધો 'કંટ્રોલ' શી રીતે આવે ? આ જ્ઞાન લીધું હોય તો 'કંટ્રોલ' રાખી શકે. બાકી અણહક્કનું ભોગવવાના વિચાર આવ્યા, ત્યારથી જાનવર ગતિમાં જાય. આપણા મનમાં એમ થાય કે આપણું શું થવાનું છે. એટલે લોક ભય નથી રાખતા.

પણ આ જગત તો બધું ભયનું જ કારખાનું છે. માટે ચેતીને ચાલો. ભયંકર કળિયુગ છે. દિવસે દિવસે 'ડાઉન' કાળ આવ્યા કરે છે, વિચારો ને બધું ખરાબ બગડતા જ જવાના. માટે મોક્ષે જવાની વાત કરશો તો કંઈક દહાડો વળશે.

કેટલાંક માણસો એવા હોય છે કે સરસ મજાની મીઠાઈ કે ફરસાણ જુએ તો પણ એને ભાવ કે અભાવ ના થાય. એવા પંદર ટકા માણસો ખરા. પણ આ સ્ત્રી-પુરુષ છે, તે તો જોવાથી જ ભાવ કે અભાવ ઉત્પન્ન થાય છે. એમાં બે ટકા માણસો બાદ કરો, પણ બાકી બધાના મન બગડ્યા વગર રહે જ નહીં. આ તો કાકાનો છોકરો હોય તો પણ છોકરીનું મન બગડે અને કાકાની છોકરી હોય તો પણ છોકરાનું મન બગડે. મીઠાઈમાં શાથી નથી બગડતું ? કારણ કે ત્યાં એને સંતોષ છે. પણ વિષયમાં તો અસંતોષ છે ને ? પણ આમાં અસંતોષ જેવું છે જ શું તે ? આ પણ કેરીયું જ છે ને ? જેને ખાધામાં અસંતોષ છે એનું ચિત્ત ખોરાકમાં જાય અને જ્યાં હોટલ દેખે ત્યાં ચોંટી જાય, પણ ખાવાનો એકલો જ કંઈ વિષય છે ? આ તો પાંચ ઈન્દ્રિય અને તેમાં કેટલાંય વિષય કહેવાય. ખાવાનો અસંતોષ હોય તેનું ચિત્ત ખાવામાં ચોંટે. તેમ જેને જોવાનો અસંતોષ હોય તે જ્યાં ને ત્યાં આંખો ફેરવ ફેરવ કરતો હોય. પુરુષને સ્ત્રીનો અસંતોષ હોય ને સ્ત્રીને પુરુષનો અસંતોષ હોય એટલે પછી ત્યાં ચિત્ત ચોંટે. આને ભગવાને મોહ કહ્યો. દેખતાંની સાથે જ ચોંટે. સ્ત્રી દેખી કે ચિત્ત ચોંટી જાય. આ લોક પાંસરા રહેતા હશે ? આ તો ક્યાંય સુખ પડતું નથી તેથી વલખાં જ મારે છે. કો'ક પુણ્યશાળી હોય તે વલખાં ના મારતો હોય, ત્યારે એ લોભમાં પડ્યો હોય.

કો'ક માણસ બહુ ભૂખ્યો થયો હોય તો કપડાંની દુકાન સામું જુએ ? ના, એ તો મીઠાઈની દુકાન જુએ, નહીં તો હોટલ જુએ. જ્યારે દેહની ભૂખ ના હોય ત્યારે મનની ભૂખ ઊભી થાય. આ બન્ને ભૂખ ના હોય ત્યારે વાણીની ભૂખ ઊભી થાય. એવું લોક બોલે છે ને, કે પેલાને તો હું કહ્યા વગર રહું જ નહીં ? એ જ વાણીની ભૂખ. ઘેર આપણે કશું ખાતા હોઈએ ને ભિખારી આવે તો આપણા ઘૈડિયા નથી કહેતાં, અલ્યા,

સાચવજો નજર ના લાગી જાય ?! આ નજર લાગે એટલે શું કે જેની ભૂખ લાગે તેમાં ચિત્ત ચોંટે તે. સ્ત્રીને પુરુષની ભૂખ હોય તો સ્ત્રીનું ચિત્ત પુરુષમાં ચોંટી જાય. સ્ત્રીની ભૂખ હોય તો સ્ત્રીને દેખે તો પુરુષનું ચિત્ત સ્ત્રીમાં ચોંટી જાય. આમ નજરું લાગવાથી બગડ્યું છે બધું. 'જ્ઞાની પુરુષ' એકલાને જ કોઈની નજર ના ચઢે. કોઈ આમ આંખ માંડે તો પણ 'જ્ઞાની પુરુષ' એના શુદ્ધાત્મા જ જુએ, એટલે કશું અડે નહીં. આ નાનાં છોકરાં રૂપાળાં હોય છે, તે ઘરનાં લોકો એને કપાળે કાળી ટીલ્લી ચોડે. કારણ કે નજર ના લાગે ! કોઈ ભૂખ્યો એને જુએ તો પણ ચિત્ત ના ચોંટે, તેથી કાળી ટીલ્લી કરે.

## દર્શન મોહથી ખડો સંસાર

અનંત અવતારથી દર્શનમોહને લીધે ઊભી થયેલી આ સંસાર જંજાળ છે, તે સમ્યક્દર્શન થાય ત્યારે દર્શનમોહ તૂટે. જગત શાથી ઊભું રહ્યું છે ? દર્શનમોહથી. આટઆટલું કરવા છતાં મુક્તિને કેમ નથી પામતાં ? દર્શનમોહ નડે છે. કોઈ માણસ રાતે જમ્યો હોય, પણ સવારે પાછી કકડીને ભૂખ લાગી હોય, તો એ સોનાની દુકાન કે સાડીની દુકાન ના જુએ. પણ એને તો કંદોઈની દુકાન જ દેખાય. શાથી ? એનું ચિત્ત ખાવા માટે જ ભટક્યા કરતું હોય ? દેહમાં ભૂખની 'ઈફેક્ટ' થઈ એટલે ખાવાનો મોહ થયા કરે, એનું નામ દર્શનમોહ. દેહને વિષયની ભૂખ લાગે તો સ્ત્રીનો મોહ જાગે. એટલે આ દર્શનમોહથી તો આવતા અવતારનાં બીજ નાખે છે ને ? તેથી આવતા અવતારનો સંસાર ઊભો કરે છે. વીતરાગને એકુય નજર ના લાગે. માટે સંસારથી છૂટવું હોય તો વીતરાગ થા. પણ વીતરાગ કેવી રીતે થાય ? દર્શનમોહ તૂટે એવી કોઈ રીત કર ! દર્શનમોહથી સંસાર ઊભો રહ્યો છે.

આપણે કંઈક સારા ભીંડા જોયા તો આપણી આંખ ત્યાં ચોંટી જાય. કંઈક સારું જોયું ત્યાં નજર ચોંટી જાય. નજર ચોંટી એટલે સંસાર ઊભો થઈ ગયો. આ જગત ઉઘાડી આંખે જોવા જેવું છે જ નહીં. તેમાંય કળિયુગમાં તો ભયંકર અસરો કરે. આ આંખમાંથી બહુ સંસાર ઊભો થઈ જાય છે.

આ જગતમાં તો બધી ભ્રમિત કરે એવી જ ચીજ છે ને ? જ્યાં મન જ કાચું છે, ત્યાં શું થાય ? આમાં જોવા જેવું છે જ શું તે ? આ તો જોવાની કટેવ કહેવાય. જે દેખાય છે એની પર મોહ થાય છે. આ તો માણસને બધા પર્યાયનું જ્ઞાન હોય નહીં ! આ ખાધેલું ઊલટી થઈ જાય. પછી ઊલટી થઈ, એ ભાગ પેલું ખાધેલું છે, એનો જ ભાગ છે એવું એટ-એ-ટાઈમ લક્ષમાં ના રહે ને ? જેમ આ કેરી હોય છે, તે મોર આવે, પછી ફળ બેસે, નાની નાની કેરીઓ આવે. એ તૂરી લાગે, પછી ખાટી થતી જાય, પછી મીઠી થાય, એ જ પાછી કહોવાઈ જાય, બગડી જાય, ગંધાઈ ઊઠે, સડી જાય. એ બધા જ પર્યાય એટ-એ-ટાઈમ હાજર રહે પછી કેરી પર મોહ જ ના થાય ને ? ખાવા જેવું, જોવા જેવું તો સત્‌યુગમાં હતું. આજની સ્ત્રીઓ જોવા જેવી નથી દેખાતી, પુરુષો જોવા જેવા નથી દેખાતા. આ તો ઊતરી ગયેલી કેરીયું જેવા દેખાય છે. અલ્યા, આ ઊતરી ગયેલા માલ પર શું જોવા જેવું લાગે છે તને ? સ્ત્રી એ પુરુષનું સંડાસ છે અને પુરુષ એ સ્ત્રીનું સંડાસ છે.

જેને મોક્ષે જવું હોય તેણે સ્ત્રી જાતિ ઉપર કે સ્ત્રીએ પુરુષ જાતિ ઉપર દૃષ્ટિ જ માંડવાની બંધ કરવી. નહીં તો આનો ઉકેલ જ નહીં આવે. આ ચામડી કાઢી નાખે તો શું દેખાય ? પણ આ માણસો તો આમેય એવા ગંધાય છે કે એમ થાય કે આ તો કઈ જાતના માણસ છે ! પહેલાંના કાળમાં એવી સ્ત્રીઓ હતી પદ્મિની-સ્ત્રીઓ, તે સુગંધ આવે, બાજુમાં બેઠી હોય તો પણ અહીં સુગંધ આવ્યા કરે. અત્યારે તો આ પુરુષોમાં બરકત જ નથી, ને સ્ત્રીઓમાં પણ બરકત નથી. બધો ફેંકી દેવાનો માલ, કાઢી નાખવાનો માલ કહેવાય, રબીશ મટીરિયલ્સ. એમાં પાછો મોહ ચોંટાડે. અલ્યા, એમાં કશું મોહ રાખવા જેવું તને લાગ્યું ? કેમ ધોળી ચામડી હોય તેથી ? સીલબંધ પેટ્રોલના ડબ્બા હોય, હવા પણ ના નીકળે એવા હોય, છતાં આ રૂમમાં કોઈ બીડી પીવે તોય ડબ્બા સળગી જાય. માટે સ્ત્રી-પુરુષોએ 'બીવેર ઓફ પેટ્રોલ' એવું બોર્ડ મારવું.

## સ્ત્રી-પુરુષના દૃષ્ટિરોગની દવા શી ?

આ જગતમાં સ્ત્રીને પુરુષનું અને પુરુષને સ્ત્રીનું એટ્રેકશન અમુક

ઉંમર સુધી રહ્યા જ કરે. તે જોવાથી જ કૉઝીઝ ઉત્પન્ન થાય. લોક કહે જોવાથી શું થાય ? અલ્યા, જોવાથી તો નર્યા કૉઝીઝ ઉત્પન્ન થાય જ, પણ જો 'દૃષ્ટિ' આપી હોય તો જોવાથી કૉઝીઝ ઉત્પન્ન ના થાય. જગત આખું વ્યુપોઈન્ટથી જુએ છે. જ્યારે જ્ઞાની જ 'ફૂલ' દૃષ્ટિથી જુએ છે.

આ લોક તો શું કહે છે કે મને સ્ત્રી માટેના ખરાબ વિચાર આવે છે. અલ્યા ! તું જોઉં છું ત્યારે જ ફિલમ પડી જાય છે. એનું પછી રૂપકમાં આવે છે, ત્યારે હવે એની બૂમો પાડે છે કે આમ કેમ થાય છે ? ફિલમ એ કૉઝીઝ છે અને રૂપક એ ઈફેક્ટ છે. અમને કૉઝીઝ જ ના પડે. જેને કૉઝીઝ જ ના પડે એને દેહધારી પરમાત્મા જ કહેવાય. સ્ત્રી એ તો એક જાતની આત્મા ઉપર ઈફેક્ટ છે. સ્ત્રી એ ઈફેક્ટ છે, પુરુષ એ ઈફેક્ટ છે. આની ઈફેક્ટ આપણી ઉપર ના પડે ત્યારે ખરું. હવે સ્ત્રીને આત્મા રૂપે જુઓ, પુદ્‌ગલને શું જોવાનું ? આ કેરીઓ રૂપાળી પણ હોય અને સડી પણ જાય, તેમાં શું જોવાનું ? જે સડે નહીં, કહોવાય નહીં તે આત્મા છે, તેને જોવાનો છે. અમને તો સ્ત્રી ભાવ, પુરુષ ભાવ જ નહીં. અમે એ બજારમાં જ પેસવાના નહીં.

'આ સ્ત્રી છે' એમ જુએ છે. એ પુરુષનો મહીં રોગ હોય તો જ સ્ત્રી દેખાય, નહીં તો આત્મા જ દેખાય અને 'આ પુરુષ છે' એમ જુએ છે, એ એનો સ્ત્રીનો રોગ છે. નીરોગી થાય તો મોક્ષ થાય. અત્યારે અમારી નીરોગી અવસ્થા છે. તે મને એવો વિચાર જ ના આવે. ફક્ત ખોખાં જુદાં છે એવું રહે, એ સ્વાભાવિક છે, પણ એવું લક્ષ રહે કે આ સ્ત્રી છે ને આ પુરુષ છે, એવી બધી ભાંજગડ નહીં. એ તો મહીં એ રોગ હોય ત્યાં સુધી જ એવું દેખાડે છે. જ્યાં સુધી એ રોગ છે ત્યાં સુધી આપણે પરેજીમાં શું કરવું જોઈએ ? કે ઉપયોગ જાગૃત રાખવો. આવું દેખાય કે તરત જ શુદ્ધાત્મા જુઓ. આ ભૂલ ખવડાવી એને દેખત ભૂલી કહેવાય છે. પુરુષને પુરુષનો રોગ ના હોય તો આ સ્ત્રી છે એવું ના દેખાય અને સ્ત્રીને સ્ત્રીનો રોગ ના હોય તો આ પુરુષ છે એવું ના દેખાય. બધામાં આત્મા દેખાય.

**પ્રશ્નકર્તા :** એટલી બધી જાગૃતિ ના રહે ને ?

**દાદાશ્રી :** જાગૃતિ ના રહે તો માર જ ખાવાનો. આ બ્રહ્મચર્ય તો જેને બહુ જાગૃતિ રહે તેને કામનું.

ક્રમિકમાર્ગમાં તો સ્ત્રીને પાસે રાખે જ નહીં. કારણ કે એ મહાન જોખમ છે. સ્ત્રી એ પુરુષને માટે જોખમ છે. પુરુષ એ સ્ત્રીને માટે જોખમ છે. પણ હું કહું છું કે આમાં સ્ત્રીનો દોષ નથી, સ્ત્રી તો આત્મા છે, દોષ તારા સ્વભાવનો છે.

## દાદા સિવાય ન અડાય કોઈથી

અમે તો તમે જે માંગો એ આપીએ. કારણ કે અમારામાં, અમે અખંડ બ્રહ્મચારી છીએ. જેને કોઈ દા'ડો વિચાર જ નહીં આવ્યો આજ અઠ્ઠાવીસ વર્ષથી જ્ઞાન થયા પછી. એટલે અમે સ્ત્રીઓને અડી શકીએને. નહીં તો સ્ત્રીને ના અડાય. પચાસ હજાર માણસો છે આપણામાં પણ એકુય ને એવી છૂટ નહીં કે સ્ત્રીઓને તમે અડો. કારણ કે એ સ્પર્શનો ગુણ એટલો બધો વસમો છે. બધાં એવા હોય છે, એવું નહીં. પણ બનતા સુધી એમાં હાથ ઘાલવો નહીં જોઈએ. અમને છૂટ. કારણ કે અમે તો કોઈ જાતિમાં ના હોઈએ. કે મેસ્ક્યુલીન કે ફીમેલ કે એવુ કોઈ જાતિમાં ના હોય. અમે જાતિની બહાર નીકળી ગયેલા હોઈએ.

સ્ત્રી પુરુષોએ એકબીજાને અડાય નહીં, બહુ જોખમ છે. જ્યાં સુધી પૂર્ણ થયાં નથી ત્યાં સુધી અડાય નહીં. નહીં તો એક પરમાણુ પણ વિષયનું મહીં પેસે તો કેટલાંય ભવ બગાડી નાખે. અમારામાં તો વિષયનું પરમાણુ જ ના હોય. એક પરમાણુ પણ બગડે તો તરત જ પ્રતિક્રમણ કરવું પડે. પ્રતિક્રમણ કરે તો સામાને ભાવ ઉત્પન્ન ના થાય.

સ્ત્રીને અડવાનો અધિકાર કોઈનેય નથી. કારણ કે સ્ત્રીને અડે તો પરમાણુની અસર થયા વગર રહે નહીં. પરસ્ત્રીને સહેજ અડ્યા હોય, તો કલાક સુધી ધોવું પડે. 'જ્ઞાની પુરુષ' એકલાને જ ચરણે અડીને સ્ત્રીઓ વિધિ કરે. 'જ્ઞાની પુરુષે' તો વિષયના બધાં બીજ ઉખેડીને ફેંકી દીધાં હોય. એમનામાં વિષયનું બીજ જ ના હોય. અડવાનો અધિકાર કોને ? નવમું ગુંઠાણું ઓળંગી ગયેલો હોય તેને. કારણ કે એને તો વિષય સંબંધી વિચાર

જ ના આવે ને ? એ વિચારો જ બંધ ને ? એવું થાય પછી તો એને મગજમાં બધા ઊર્ધ્વ જ વિચારો થાય, બધી શક્તિઓ ઊર્ધ્વ જ જાય.

આ જ્ઞાન થયા પછી અમને કોઈ દિવસ વિષયનો વિચાર આવ્યો નથી. વિષયનો વિચાર આવ્યો ના હોય, જેનું મનોબળ જબરજસ્ત જ્ઞાનપૂર્વક થઈ ગયું હોય, પછી તેને વાંધો નહીં. તેથી અમને સ્ત્રીઓ આમ ચરણે અડીને વિધિ કરી શકે ને ? પણ બીજા કોઈનેય સ્ત્રીઓને અડવાની છૂટ નહીં અને સ્ત્રીઓએ પણ કોઈનેય અડવાની છૂટ નહીં, અડાય જ નહીં. બીજાને તો સ્ત્રી અડતાં પહેલાં જ વિષય વિચાર ઊભો થાય. અમને તો 'થ્રી વિઝન'થી એક જ સેકંડમાં બધું આરપાર દેખાય છે. અમારું એટલું બધું ઊંચું દર્શન હોય, પછી શી રીતે રોગ ઊભો થાય ?

અને અમને પુદ્‌ગલ ઉપર રાગ જ નહીં ને ! આ મારા જ પુદ્‌ગલ ઉપર અમને રાગ નહીં. પુદ્‌ગલથી હું તદ્દન છૂટો રહું છું. પોતાના પુદ્‌ગલ ઉપર જેને રાગ હોય તેને બીજાના પુદ્‌ગલ ઉપર રાગ થાય. અનંત અવતારથી આનું આ જ ભોગવ્યું તો પણ છૂટતું નથી. એ અજાયબી જ છે ને ! કેટલાંય અવતારથી વિષયસુખનો વિરોધી થયેલો હોય, વિષયસુખને આવરણિક દૃષ્ટિ રહિત ખૂબ ખૂબ વિચાર્યું હોય, જબરજસ્ત વૈરાગ ઉત્પન્ન થયેલો હોય તો એ છૂટે. વૈરાગ ક્યારે ઉત્પન્ન થાય ? એને મહીં જેવું છે તેવું દેખાય ત્યારે.

## જાગૃતિમાં દેખે, ગર્ભથી ઘૈડી સુધી

વીતરાગો એટલું જ જોતા હતા કે માણસની પ્રાકૃતિક શક્તિ ઉત્પન્ન થવી, વ્યય થવી અને આજની શક્તિ, એ બધી શક્તિઓને ત્રિકાળ જ્ઞાનથી જોતા હતા. ઉત્પન્ન, વ્યય બધું સંપૂર્ણપણે જાણતા હતા એટલે એમને રાગ ઉત્પન્ન ના થાય પછી. આ રાગ ઉત્પન્ન થવો એ તો એકલા વર્તમાનકાળના જ્ઞાનથી થાય છે. એક તો પોતાના સ્વરૂપનું અજ્ઞાન અને વર્તમાનકાળનું જ્ઞાન, તે પછી એને રાગ ઉત્પન્ન થાય. બાકી જો એને એમ સમજાય કે આ ગર્ભમાં હતી તો આવી દેખાતી હતી, જન્મી ત્યારે આવી દેખાતી હતી, નાની બેબી થઈ ત્યારે આવી દેખાતી હતી, પછી આવી

દેખાતી હતી, અત્યારે આવી દેખાય છે, પછી આવી દેખાશે, ઘૈડી થશે ત્યારે આવી દેખાશે, પક્ષાઘાત થશે ત્યારે આવી દેખાશે, નનામી કાઢશે ત્યારે આવી દેખાશે, આવી બધી અવસ્થાઓ જેને લક્ષમાં છે, એને વૈરાગ શીખવવાનો ના હોય ! આ તો જે આજનું દેખાય છે તે દેખીને જ મૂર્છિત થઈ જાય છે. એને વૈરાગ શીખવાનો છે. વીતરાગો બહુ ડાહ્યા હતા. કોઈ પણ વસ્તુ આવી તો એમને મૂર્છા ઉત્પન્ન ના કરાવે કારણ કે એ વસ્તુને વીતરાગો ત્રણેય કાળથી જોઈ શકતા હતા.

આ વસ્તુ છે એની કઈ અવસ્થા ઊભી થઈ, એટલે માટીમાંથી ઉત્પન્ન થયુ. એમાંથી હવે ઘડો કર્યો, હવે આવી અવસ્થા થઈ, આવી અવસ્થા થઈ. પછી છે તે હવે પાછો વિનાશને પંથે જશે. તે બધી અવસ્થાઓ કહી આપે, છેવટે માટી થઈને ઊભી રહેશે.

**પ્રશ્નકર્તા :** તે બધી અવસ્થાઓનુ જ્ઞાન એકી વખતે જ હોય ?

**દાદાશ્રી :** એકી વખતે જ ! એટલે પેલું મેં કહ્યું ને કે માણસને મોહ કેમ ઉત્પન્ન થાય છે ? ત્યારે કહે બેઉ જુવાન હોય છે તેથી અને તે ઘડીએ ભાન નહીં રહેતુ ત્યાં આગળ કે આ મોહ ટકાઉ છે કે ટેમ્પરરી છે ? પછી આવુ જ અત્યારે જે છે ને એવું જ એનું કલ્પના કાયમ માટે ખોળે. હવે પછી ઘડપણમાં શું થાય ? કલ્પના કેવી થાય ?

**પ્રશ્નકર્તા :** તે વખતે એને કંટાળો આવે.

**દાદાશ્રી :** આ લોકોને શું થઈ રહ્યું છે તે હું જાણુ છું. એ ઈ ઈ.... ગમે નહીં પણ કોને કહે હવે ? કારણ કે બુદ્ધિ તો આ સ્વભાવ દેખાડે. એટલે આ જન્મતા પહેલા કેવું હતુ ! બાબો કે બેબી જન્મ્યા પછી કેવા છે ? તે એવડી હતી ત્યારે કેમ મોહ ઉત્પન્ન થતો નહતો, પછીથી જરા મોટી થઈ કેમ મોહ નથી થતો ? એટલે આ બધી અવસ્થાઓને એ ખ્યાલ રાખે છે અને મોહ ઉત્પન્ન થાય છે. એ અવસ્થાનેય ખ્યાલ રાખે પછી. તેથી આગળની અવસ્થા, પ્રોઢ અવસ્થા, પછી એ ઘડપણ અવસ્થા, પછી લકવાની અવસ્થા, બધામાં શું સ્થિતિ થઈ ? ને પછી ઠાઠડી કાઢતી વખતની અવસ્થા, બાળતી વખતે અવસ્થા. આ બાળતી વખતે અવસ્થા

જોઈ હોય ને તે ઘડીએ પ્રેમ કરવાનો કહ્યો હોય તો ? એટલે આ તો પૈણ્યા પછી મુરખ બને છે પણ હવે કહે કોને ? બધાય મુરખ ત્યાં ! બેનોય મૂર્ખઈ એ સમજે છે, કે આવી મૂર્ખાઈ છે આ !! ધણી જોઈને ખોળ્યા અને હવે ધણી લાવીને એ મોંઢા ઉતરી જાયને, ડાચા પડી જાયને, આમથી તેમ થાય, આંખ્યો જતી રહી હોય, કાને સંભળાય નહીં ને ! અને જેને ખ્યાલ હોય આ બધુ તેને વૈરાગ હોય ! તેને વૈરાગ શિખવાડવો ના પડે ! અવસ્થાઓ જેના લક્ષમાં રહે છે, જેટલી લખી છે ને એટલી અવસ્થા અમને લક્ષમાં રહે એટ-એ-ટાઈમ. આ વાત બહાર ના હોય. આવી વાત અહીં જ હોય ! લોકો તો ગપોટી જાય આવી વાત. એમ વૈરાગના વિચાર લાવે ત્યારે વળે; નહીં તો દા'ડો વળે નહીં. મૂળ વાતને, વૈરાગના મૂળ કૉઝીઝને નાશ ન કરવામાં આવે ત્યાં સુધી વૈરાગ શેના આવે ?

**પ્રશ્નકર્તા :** જુવાનીમાં જે મોહ ઉત્પન્ન થાય છે, તે મોહ ઉત્પન્ન કેવી રીતે ન થાય, એટ-એ-ટાઈમ બધી જો અવસ્થાઓ જુએ, તો....

**દાદાશ્રી :** તો મોહ ના થાય પણ એટ-એ-ટાઈમ તો અવસ્થાઓ તો કેવી રીતે જોઈ શકે ! માણસનું ગજુ નહીં ને ! એટલી બધી શક્તિ ના હોય, દાળભાત-રોટલી-શાક ખાનારો કે માંસાહાર કરનારાઓનું કોઈનું ગજુ નહીં આ. કોઈ અપવાદ જ હોય. બાકી આમાં કોઈ હોય નહીં. એનું ગમતું દેખાડે એટલે મોહ ઉત્પન્ન થાય જ.

**પ્રશ્નકર્તા :** જે સાંઠ વર્ષે જે બોલીએ તે એક વાત છે અને પચીસમે વર્ષે જે બોલીએ તે એક વાત છે, ત્યારે એ જાગૃતિ રહેવી જોઈએ.

**દાદાશ્રી :** જાગૃતિ જુદી વાત છે. પચીસમેં વર્ષે બોલવું એ જેવી તેવી, લાડવા ખાવાની વાત નથી. ત્યારે તો મોહનો અંધ થયેલો હોય. 'મોહાંધ' એટલે તે ઘડીએ જોતી વખતે પાછો સલાહ કોની માને ? મનની ને બુદ્ધિની, પોતાનું તો કંઈ રહ્યું જ નહીં ! પોતાનું ડિસીઝન નહીં. મન, બુદ્ધિની સલાહ માને, મન તો સંકોર સંકોર કરે.

**પ્રશ્નકર્તા :** તમે અમને એ જડીબુટ્ટી બતાવો કે જેથી કરીને અમે કહી શકીએ કે 'ભઈ ચોવીશમે વર્ષે આ વિચાર યાદ રાખજે.'

**દાદાશ્રી :** એટલી બધી અવસ્થાઓની તમને જાગૃત્તિ ના આવે. પેલું અમે થ્રી વિઝન આપીએ છીએ ને તે જો વિચાર કર કર કરે તો થ્રી વિઝન ઉત્પન્ન થઈ જાય. એ વિચારો ઉત્પન્ન થઈ જાય ને એનાથી ઘણા બચે છે. મને કાગળમાં લખે કે 'તમારા થ્રી વિઝને તો મારું ઘણું કામ કાઢી નાખ્યું.' પેલી બધી અવસ્થાઓ ના આવે, આ તો હું કહું એટલું જ છે ! મારા કહેલા ઉપર વિચાર આવે કે હા, આ વાત ખરી !

❖❖❖❖❖

## [ ૩ ]
# વિષય સુખમાં દાવા અનંત

### અપવાદે બ્રહ્મચારીઓ

વિષયમાં સુખ તો આખું જગત, જીવમાત્ર માની રહ્યાં છે. એક ફક્ત અહીં આગળ ત્યાગીઓ છે, અને ત્યાં દેવોમાં સમકિતી દેવો છે, આ બે જ લોકો છે તે વિષયસુખમાં માનતા નથી. જાનવરોય વિષયને સુખ માને છે. પણ એ જાનવરો તે બિચારાં, એ છે તે કર્મનાં આધીન ભોગવે છે. એમને એવું કંઈ એ નથી કે અમારે કાયમને માટે આવું જોઈએ જ. અને મનુષ્યો તો કાયમને માટે જ. ધણી પરદેશે ગયો હોય તો વહુને ના ગમે. વહુ છે તે પિયરમાં ગઈ હોય છ બાર મહિનાં તો વેષ થઈ પડે કારણ કે સુખ એણે માન્યું છે એમાં. શેમાં માન્યું છે ? આ ત્યાગીઓને શાથી એમાં દુઃખ લાગ્યું હશે ? શું એમાં સુખ નથી ?

એવું છે ને કે આ ઘઉં, ચોખા, બાજરી, જલેબી, લાડવા, એ બધા સુખ ખોળતા નથી. આ ફ્રૂટ બધા હોય છે એ સુખ ખોળે કોઈ ફ્રૂટ ? આ દૂધ-બૂધ બધું, દહીં, ઘી, બધું સુખ ખોળે ?

**પ્રશ્નકર્તા :** ના ખોળે.

**દાદાશ્રી :** તે ભગવાને કહ્યું હતું કે જે સુખ ખોળે ત્યાં સુખ ખોળશો જ નહીં કહે છે. જે સુખ ખોળતો હોય પોતે, ત્યાં સુખ ખોળશો નહીં, સુખ ના ખોળે ત્યાં આગળ સુખ ખોળો, કહે છે. એટલે સુખ ખોળતો હોય એ ભિખારી ને ત્યાં આપણે સુખ લેવા જઈએ તો શું વળે ? એટલે ભૂમિકા જ ન્હોય, આ તો એક જાતની એક કાલ્પનિક ફિગર છે આ ખાલી. કલ્પના ઊભી કરેલી છે આ તો. સુખ ના ખોળે તેની જોડે વાંધો ના આવે

ને કોઈ જાતનો ?

**પ્રશ્નકર્તા :** ના જ આવે.

**દાદાશ્રી :** પછી મોંઘા ભાવની કેરીઓ સરસ આવે છે, બધી જ ચીજો આવે છે, કેવી કેવી મીઠાઈઓ હોય છે બધી ! જોવાની કેવી કેવી ચીજો હોય છે ! અને એંઠવાડામાં સુખ ખોળે છે પેલો તો. આખા ગામનો એંઠવાડો કહેવાય. અને પાછો સુખને એય ખોળતી હોય. આપણે એની પાસે સુખ ખોળીએ અને એ આપણી પાસે સુખ ખોળે, ત્યાં આપણે એ બેનું તાલ ક્યારે ખાય ? આપણે છે તે ક્રિકેટ જોવા જવું હોય અને એ કહે સિનેમા જોવા જવું છે, આપણો ઝઘડો ક્યારે પૂરો થાય ?

**પ્રશ્નકર્તા :** ના થાય.

**દાદાશ્રી :** એવું છે અગર તમારે જો સુખી થવું હોય તો આ જગતમાં બધી ચીજ ભોગવજો શું ? જેને સામું ભોગવવાની ઇચ્છા ના હોય, એ પોતે ભોગવવાની ઈચ્છાવાળું ના હોય, તેને ભોગવજો. જલેબી ને ભોગવવાની ઈચ્છા ખરી, જલેબીને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો આપણે જલેબી ખાવને. બીજી બધી ચીજો ખાવાની છૂટ. સામાની ઈચ્છાવાળું હોય તો તો પછી આપણે માર્યા જ જઈએ ને.

**પ્રશ્નકર્તા :** જે સુખ ખોળતો હોય ત્યાં સુખ ના ખોળાય.

**દાદાશ્રી :** હા, ત્યાં સુખ ના ખોળાય. એટલે આ બીજી બધી ચીજ સિવાય એક જ આ સ્ત્રી વિષય એકલું જ એવું છે કે એ પોતે સુખની ઈચ્છાવાળી છે અને આપણેય ઇચ્છાવાળા એટલે બેનું ક્યારે મેળ પડે.

**પ્રશ્નકર્તા :** ના મેળ પડે.

## છોડો માત્ર વિષયને

**પ્રશ્નકર્તા :** જ્યારે, અત્યારે સંસારમાં બધે, આ છોડો, આ કંટ્રોલ કરો, આ ખાવાનું, આ નહીં ખાવાનું એવું ચાલ્યું છે !

**દાદાશ્રી :** અરે, ખાવા-પીવાનું તો મેલોને પૂળો ! બધું ખાવ નિરાંતે !! પણ આ એકલું છોડી દોને !!! આ એકલામાં હાથ ઘાલો નહીં. ખાવામાં સામી ફરિયાદ નથી. આ સ્ત્રી તો સામી ફરિયાદ કરે, અનંત અવતારનું વેર બાંધી દે. એ છોડે નહીં પછી. આ ચાર ઈન્દ્રિયોના વિષયો કોઈ હેરાન કરતું નથી અને આ પાંચમો જે વિષય છે, સ્પર્શ વિષય છે તે તો સામી જીવંત વ્યક્તિ જોડે છે ! એ દાવો માંડે એવી છે, એટલે આ એકલી સ્ત્રી વિષયનો જ વાંધો છે. આ તો જીવતી 'ફાઈલ' કહેવાય. આપણે કહીએ કે હવે મારે વિષય બંધ કરવો છે ત્યારે એ કહે કે એ નહીં ચાલે. ત્યારે પૈણ્યા'તા શું કરવા ? એટલે એ જીવતી 'ફાઈલ' તો દાવો માંડે ને દાવો માંડે તો પોષાય જ કેમ કરીને ? એટલે જીવતા જોડે વિષય જ ના કરવો. દાવો તો માંડે પણ પછી દબડાવે ને આપણું તેલ કાઢી નાખે. આપણે ભગવાનના દબાઈ રહેવા નથી માંગતા, તે આવું બૈરીના દબાયેલા રહેવાય ? શું સુખ છે એમાં ? ને આપણે શું સુખી થઈ ગયા ! અને શું જાડા થઈ ગયા ? ઊલટું તેજ હણાઈ જાય છે ! આમાં શું કાઢવાનું ? આખો પુદ્‌ગલનો સાર ઊડી જાય છે ! એ સાર મહીં શરીરમાં રહે ત્યારે મહીં મગજ ખીલે, વાણી કેવી બોલાય ! જાગૃતિ કેવી રહે ! એ વાત તો જુદી જ ને ? એ સાર પછી ખોઈ નાંખે છે ને પછી શું થાય ? જાગૃતિ કેવી રહે !

## વિષયથી બંધાય કરારો

આ ઝઘડાના લીધે બધા દાવો માંડે. પેલાનો પૂરો થાય ત્યાં સુધીમાં પેલી દાવો માંડે, પાછો પેલો દાવો માંડે.

આ એક વિષય એવો છે કે જે સ્ત્રીનો અને પુરુષનો જે વિષય છે એમાં આપણે કહીએ કે ના ભઈ, હવે મારે નથી ઈચ્છા, ત્યારે કહે, ના ચાલે. ત્યાં તો દાવો માંડશે. આ એક જ એવું છે કે સામો દાવો માંડે એવું છે. માટે અહીં સાચવીને કામ કાઢી લેવું. તમને સમજાયું દાવો માંડે એવું ? એનો જ આ બધો ગૂંચવાડો ઊભો થયો છે. માટે એ એકલો જ ભોગ એવો છે કે બહુ દુઃખદાયી છે.

આ જીવતો પરિગ્રહ છે. એટલે આમાં દાવો માંડે, વેર હઉ બાંધે. ઘણા પુરુષોએ સ્ત્રીઓને સળગાવી મેલી છે. સ્ત્રીઓ પણ ઘણા પુરુષોને કંઈક ઝેર આપી દે છે. આ બધું વેર બાંધે.

**પ્રશ્નકર્તા :** ક્રમિકમાર્ગમાં બહાર બધે વિષયોના ત્યાગને પહેલું સ્થાન કેમ આપે છે ?

**દાદાશ્રી :** આ વિષયો એકલાની જ ભાંજગડ છે, બીજા બધાની બહુ ભાંજગડ નથી. તેનું શું કારણ ? આપણે ગમે તેટલા મોંઘા ભાવનાં ભજિયાં લીધાં, પછી આપણને જેટલાં ખાવાં હોય તેટલાં ખાઈએ. બાકીનાં ના ખાવાં હોય તો કો'કને આપી દઈએ તો એ ભજિયાં આપણા પર દાવો માંડે નહીં ! એ દાવો માંડે ?

**પ્રશ્નકર્તા :** ના માંડે.

**દાદાશ્રી :** આ અત્તરનું પૂમડું આમ કાનમાં ઘાલ્યું ને પછી આપણે કોઈને તે આપી દઈએ તો એ અત્તર કંઈ દાવો માંડે ? આ ફિલમ જોવા ગયા, તેમાં ફિલમ જેટલી જોઈ તેટલી જોઈ ને જરા ઊંઘ આવે તે ઊંઘી ગયા તો એ ફિલમ દાવો માંડે આપણા ઉપર ? કે કેમ તે મને ના જોઈ ? ટિકિટ લીધી માટે તારે મને જોવી જ પડશે એવો દાવો કોઈ ના માંડે.

ટાઢ પડે તો ચામડીને ટાઢ લાગે ત્યારે ઓઢીને બેસીએ તો કંઈ ટાઢ દાવો ના માંડે અને આ વિષય એકલો જ સામો ચેતન છે માટે દાવો માંડે. આપણે કહીએ કે મારે હવે આ ત્યાગ કરવો છે તો તે કહે કે આ ના ચાલે, શું કરવા પૈણ્યા હતા ? માટે આ કંઈ ભજિયાં જેવું નથી. મહાન જોખમદારી છે ! જો ભજિયાં જેવું હોય તો તે અમે તમને છૂટ આપી કે ભઈ, તમે આવા જે વિષય કરવા હોય તે કરજો, પણ આ સ્ત્રી વિષયને તમે જરા સાચવજો. કારણ કે એ દાવો તો એવો માંડે, કે જ્યાં એની ગતિ જાય ત્યાં આપણને લઈ જાય. કારણ કે એની જોડે દાવો મંડાયો પછી શું થાય ? કેરાલાવાળાને ત્યાં ગયા હો ત્યારે પાંચસો રૂપિયા લીધા હોય ને પછી તે ના આપો તો એનો દાવો એ ક્યાં માંડે ? અરે, એ તો પછી કેરાલાની દોડધામમાં, ભાડામાં જ પાંચસો જતા રહે ! અને પાછું ત્યાં

જઈને ચૂકવવા પડે એ જુદા. એટલે દાવો માંડે તો એ જ્યાં હોય ત્યાં પાછું આપણે જવું પડે, એવું છે.

માટે, આ દાવો મંડાય નહીં એ જોજો. બહુ જોખમદારી છે !! અને જેટલી ફાઈલો હોય તેની ઝટપટ પતાવટ કરી દેજો ને નવી ફાઈલ ઊભી કરશો નહીં, સહેલું છે કે અઘરું છે આ ?

**પ્રશ્નકર્તા :** પ્રતિક્રમણ કર્યા કરીએ તો સહેલું થઈ જાય ?

**દાદાશ્રી :** હા, સહેલું થઈ જાય. અમે તમને મોક્ષ હાથમાં આપ્યો છે, હવે તમને જેટલો મોક્ષ ભોગવતાં આવડે એટલો તમારો. આમાં દાવો કરે એવી 'ફાઈલ' છે, તેથી ક્રમિકમાર્ગમાં આને માટે બહુ કડક કહ્યું છે. અને આપણે અહીં પણ આને માટે કડક રહેવાનું કહીએ જ છીએ કે અહીં ચેતતા રહેજો.

## 'મિશ્રચેતન' તો દાવો માંડે જ

સ્ત્રી એ મિશ્રચેતન છે. ચેતનને પૈણજે, ત્યારે આ તો મિશ્રચેતનને પૈણે છે. મા-બાપને ખબર જ નથી ને, ભાન જ નથી રાખતા ને કે છોકરો ક્યા માઈલે છે ને એને શી બળતરા છે ? મા-બાપ મા-બાપની બળતરામાં ને છોકરો છોકરાની બળતરામાં ! આ મિશ્રચેતન તો દાવો માંડે ! એમને સિનેમા જોવા જવું હોય ને તમને ગમતું ના હોય તોય એ કહે કે 'તમારે આવવું પડશે.' તો તમારે જવું પડે ! એટલું જ નહીં પણ, 'તમારે છોકરો ઊંચકી લેવો પડશે.' એવુંય કહે, અલ્યા, છોકરાંય ઊંચકાવડાયાં મારી પાસે ? હા. પણ શું થાય ? જો બબૂચક થવું હોય તો પૈણવું આ કાળમાં !!!

**પ્રશ્નકર્તા :** પણ હવે જે પૈણેલો હોય એ શું કરે ?

**દાદાશ્રી :** આપણું ધારેલું ઓછું થાય છે ? 'વ્યવસ્થિત'ની જે ફિલમ છે એ છોડે નહીં ને એને ?

પહેલાં તો એટલું સારું હતું કે ગમે તેવી બીબી લેવા જાય, તો બહુ

ત્યારે બીબીની બે-ત્રણ શરતો હોય. 'પાણીકી મટકી કબૂલ' ? ત્યારે એ કહે, 'કબૂલ'. 'લકડેકી ભારી કબૂલ' ? ત્યારે ધણી કહે, 'કબૂલ'. નકાબ પઢતી વખતે આટલી શરતો કરાવડાવે. પાણી ભરી લાવે. જંગલમાંથી લાકડાં લઈ આવે એ સારું. પણ આજની વહુઓ તો શું કહેશે ? 'આ ટાઈમે સિનેમામાં આવવું પડશે, નહીં તો તમારા ભાઈબંધ જોડે કોઈ દહાડો જતા જોયા છે, તો તમારી વાત છે !!' 'અરે, હું તને પૈણ્યો કે તું મને પૈણી ?' આમાં કોણ કોને પૈણ્યું ? પણ આ તો મિશ્રચેતન. જ્યારે આ તો ભણેલીઓ પાછી. તે એમને જો 'તું ના સમજું', એવું કહ્યું હોય તો તો તમારું તેલ કાઢી નાખે ! આમાં સુખ જ નથી. આ તો 'ફાઈલ' વધે છે. એ 'ફાઈલો' જોડે પછી કકળાટ થાય, પછી ઘરની હોય કે બહારની ! એટલે મિશ્રચેતન જોડે હિસાબ ના માંડો, નહીં તો એ કલેઈમ માંડશે !

આ પથારી પર ના સૂઈ જઈએ ને પથરા પર સૂઈ જઈએ તો પથારી કંઈ દાવો માંડે કે કેમ અમને છોડીને પથરા પર સૂઈ જાઓ છો ? અને મિશ્રચેતન તો દાવો માંડે કે કેમ આજે છૂટા પડ્યા ? છોડે નહીં. ખસેડવા જાવ તો વળગે ઊલટું ! એટલે મિશ્રચેતન જોડે ભાંજગડ ના પાડશો ! બટાકા જોડે ભાંજગડ હોય ને બટાકા ના લાવ્યા હોય તો બટાકા બૂમો નહીં પાડે ને ના ખાઈએ તોય કશું બોલે નહીં ! પણ મિશ્રચેતન તો એવી આંટી મારે કે અનંત અવતારેય એ છૂટે નહીં. એથી ભગવાને કહેલું કે મિશ્રચેતનથી છેટા રહેજો ! સ્ત્રીથી છેટા રહેજો !! નહીં તો મિશ્રચેતન તો મોક્ષે જતા રોકી રાખે એવું છે !!!

આ પાન-બીડી એય લફરાં જ કહેવાય. પણ આ લફરાં તો એમ માનો ને, કે કો'ક દહાડો છૂટે, પણ પેલાં લફરાં તો ના છૂટે. જીવતાં લફરાં ને ! અમે લફરું જીવતાને કહીએ છીએ. પેલાં લફરાં તો ચલાવી લેવાય. એ તો મડદાલ જ છે ને ? આપણી એકલી જ ફરિયાદ છે ને ? આપણે ફરિયાદ કરીએ છીએ ત્યાં સુધી ને ? બાકી એની કોઈ જાતની ફરિયાદ નથી ને ! આપણે છોડી દઈએ ત્યારે ફરજિયાત છે કંઈ ? અને જીવતાં લફરાં જોડે તો કશી મુશ્કેલી થઈ તો દાવો માંડે. તમે દાવો કાઢી નાખો ત્યારે એ દાવો માંડે. એ જ બહુ મુશ્કેલી છે !

## બે-મન ન થાય કદિ એક

બે મન એકાકાર થઈ શકે જ નહીં. એટલે દાવા જ ચાલુ થાય. આ વિષય સિવાય બીજા બધા વિષયમાં એક મન છે, એક પક્ષે છે. તેથી સામો દાવો ના માંડે ! જ્યારે મનવાળા જોડે તો જોખમ છે. એક જ ફેરો જેની જોડે વિષય કર્યો હોય તો એને પેટે જન્મ લેવો પડે, નહીં તો એ જ્યાં ગઈ હોય ત્યાં જવું પડે ! મિશ્રચેતન જોડે શાદી કરી પછી શું થાય ? મિશ્રચેતનના દાવાની તો ઉપાધિ બહુ ! આપણને તદ્દન પરવશ કરી નાખે. એટલે મિશ્રચેતનનું ખાતું જ રાખવા જેવું નહીં. છતાં હોય તેને શું કરવાનું ? પછી એ ખાતાનો સમભાવે નિકાલ કરી નાખવાનો. ખાતું ઓછું ફાડી નખાય છે ? ફેંકી દઈએ તો તો એ વધારે ચોંટે. એટલે નિરંતર જાગૃત રહી એનો નિકાલ કરી નાખવાનો.

પૈણે એનો વાંધો નથી. પણ હંમેશાં બન્નેનું મન જુદું હોય અને ત્યાં જ વ્યાપાર કરવા જઈએ એટલે દ્વેષ થયા વગર રહે નહીં. એ પછી ગમે તે વ્યાપાર કરો ને ! પછી ત્યાં ગમે તેટલો પુરુષાર્થ કરોને તોય ભેદ પડ્યા વગર રહે નહીં ને ! જુદા મનવાળાની એકતા કેમ હોય ? એ તો વ્યાપારના સ્વાદ પૂરતી થોડી વાર બન્નેના મનની એકતા થાય ! પણ એ સ્વાદ ના સચવાયો તો ચાલ્યું તોફાન પાછું. એટલે ભેદ પડ્યા વગર રહે નહીં ને ! કારણ એ 'ફાઈલ' છે એટલે દાવો માંડી શકે. તમે કહો, મારે ત્યાગ લેવો છે, ત્યારે એ કહેશે, ના નહીં જવા દઉં.

આ જગત આખું મિશ્રચેતનથી જ લપટાયેલું છે. જો મિશ્રચેતન સમજવામાં આવે તો તો આ જગત લપટાયેલું નથી. આ બીજા બધા શોખ લપેટે એવા નથી હોતા. આ મિશ્રચેતનમાં તો સામસામે દાવા મંડાય છે. એક વાર જાળમાં આવ્યા પછી નીકળવું મુશ્કેલ છે. એ ભંગજાળમાં પેઠા પછી એમાંથી કોઈ છટકેલો નહીં. આ અમારું વિજ્ઞાન એવું છે કે બન્નેને જ્ઞાન આપીએ એટલે બેઉ સમભાવે નિકાલ કરતાં શીખી જાય અને ઉકેલ આવી જાય. નહીં તો લાખો અવતારે છોડે નહીં. આપણે છોડવાની ઈચ્છા હોય ત્યારે એ આપણને છોડે નહીં અને એને છોડવાની ઈચ્છા થાય ત્યારે આપણે એને છોડીએ નહીં. એટલે કોઈ દહાડો બેઉનો ટાઈમિંગ મળે નહીં

અને એંજિન મોક્ષ ભણી ચાલેય નહીં, એવું છે આ મિશ્રચેતન ! ખાવા-પીવામાં હરકત નથી. ચાર વેઢમી ખાઈને સૂઈ જજો. દાદાનું નામ લઈને એ ભોગ ભોગવજો, પણ આ મિશ્રચેતન તે મહા જોખમ છે ! સંસારનું બીજ જ આ છે. એક રાજા જિતાયો તો એનું દળ આપણા કાબૂમાં આવી ગયું, એનું પુર પણ આપણા કાબૂમાં આવી ગયું. કૃપાળુદેવે આ કંટાળી કંટાળીને ગાયું છે. સંસારમાં જે લટકાવનારું છે, તેના પર તેમણે જબરજસ્ત ભાર દીધો કે શું આવી ગતિ ! એ પોતે કહેતા હતા કે, 'સંસારથી તો ઘણો કાળ થયો, ઘણા અવતાર થયા કંટાળ્યો હતો, પણ છેવટે એમણે કાપી નાખ્યું. આમથી કાપ્યું, તેમથી કાપ્યું ને સડસડાટ ઉડાડી મૂક્યું. ગજબના પુરુષ હતા, જ્ઞાની પુરુષ હતા ! એ તો ચાહે સો કરે !! વિષય એ તો જીવતું જોખમ છે. બીજાં બધાં જોખમ તો મરેલાં કહેવાય. આ તો બહુ પુણ્યશાળી માણસ તે બધાં જોખમ ઊડી ગયાં ને પોતે પાર નીકળી ગયા અને વેર બંધાયાં નહીં.

## બે તરફીનાં સુખો માંડે દાવો

વિષયસુખ બે તરફી છે. બીજા ઈન્દ્રિયસુખ એક તરફી છે. અને આ બે તરફીનું તો દાવો માંડશે. એ કહે કે સિનેમા જોવા હેંડો ને ત્યારે તમે કહો કે ના આજે મારે ખાસ કામ છે. તે એ દાવો માંડે. બને કે ના બને એવું ?

**પ્રશ્નકર્તા :** એ જ બને. એથી જ આવું થાય છે ને !

**દાદાશ્રી :** હવે જો સ્ત્રી પહેલેથી સમજતી હોય કે એમનાં કર્મનાં ઉદયે ના પાડી તો ડહાપણપૂર્વક ચાલે. પણ એવું ભાન છે નહીં. એ તો કહેશે એમણે કર્યું જ નહીં.

**પ્રશ્નકર્તા :** મોહ બધો ફરી વળે.

**દાદાશ્રી :** મોહ ફરી વળે. અને કરે છે કોણ તે પોતાને ખબર નથી. એ એમ જાણે કે આ જ કરે છે. નથી, એ જ નથી આવતા. એમની જ ઈચ્છા નથી આવવાની.

**પ્રશ્નકર્તા :** આ પિકચર, નાટક, સાડી, ઘર, ફર્નિચર એનો મોહ હોય છે એનો વાંધો નહીં ને ?

**દાદાશ્રી :** એનું કશું નહીં, એનો તમને બહુ ત્યારે માર પડે. 'આ' સુખ આવવા ના દે, પણ એ સામો દાવો માંડનાર નહીં ને ? અને પેલું તો 'કલેઈમ' માંડે, માટે ચેતો !

## ભોગવે રાગથી, ચૂકવે દ્વેષથી

**પ્રશ્નકર્તા :** વિષય રાગથી ભોગવે છે કે દ્વેષથી ?

**દાદાશ્રી :** રાગથી, એ રાગમાંથી દ્વેષ ઉત્પન્ન થાય છે. આ મિશ્રચેતન તો 'ફાઈલ' કહેવાય. પણ પૂર્વભવનો હિસાબ બંધાઈ ગયેલો હોય, 'દેખત ભૂલી'નો હિસાબ થઈ ગયો એટલે એને છૂટકો જ નહીં ને ! એની ઈચ્છા ના હોય, આજે નક્કી કર્યું હોય તોય પાછો સાંજે જતો રહે, છૂટકો જ નહીં. એ આકર્ષણથી ખેંચાય છે. મહીંથી એ આકર્ષણ થાય છે અને પોતે જાણે કે 'હું ગયો'. ના જવું હોય તોય જવાય છે એનું શું કારણ ? કે તે આકર્ષણથી ખેંચાઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** મિશ્રચેતન સંબંધી ફાઈલ હોય છે. એમાં એક બાજુ જાગૃતિ પણ રહે છે, એક બાજુ મનને અમુક મીઠાશ પણ વર્તાય છે, બીજી બાજુ એ ગમતું નથી, જ્ઞાન ના પાડે છે કે આ બધું યોગ્ય નથી. એના માટે દ્વિધા રહ્યા કરે છે.

**દાદાશ્રી :** એ નથી ગમતું તે જ એ છૂટે છે ને ! ના ગમે તોય એ કરાર પૂરો કરવો જોઈએ ને ? જે ના ગમતું હોય તે પછી વળગે જ નહીં. જ્ઞાન પ્રગટ થયા પછી ના ગમતું વળગે જ નહીં. મહીં જરા ગમતું હોય તો જ વળગે. ના ગમતું વળગેય નહીં ને ટકેય નહીં બહુ દહાડા. એ બે વર્ષે, પાંચ વર્ષે પણ પછી ઉકેલ આવી જાય. માટે કશો વાંધો નહીં અને જાગૃતિ રહી, પછી શું જોઈએ આપણને ? આ ના ગમતું છે એ વાત નક્કી થઈ ગઈ.

આ તો કરારી બાબત, કુદરતના કરાર આપણી સહમતિથી થયેલા

છે. હવે એ કરાર ભંગ કરીએ તો ચાલે જ નહીં ને ? પોલીસવાળો પકડીને લઈ જાય છે એવી રીતે થાય છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પોલીસવાળો પકડી જાય તો એમાં આપણો જરાય ગુનો નહીં. રાજી ખુશીના સોદામાં ભૂલ ગણાય. જ્યાં સુધી સ્વરૂપનું જ્ઞાન ના હોય ત્યાં તો પોલીસવાળો પકડી જાય તોય ગુનો છે. એને જે કર્મ ના ગમે, ત્યાં એને 'ના ગમે' એના કર્મ બંધાય અને જે કર્મ ગમે તો ત્યાં 'ગમ્યાં'નાં કર્મ બંધાય. 'ના ગમ્યામાં' દ્વેષનાં કર્મ બંધાય, દ્વેષનાં પરિણામ થાય. આ 'જ્ઞાન' ના હોય તો તેને શું થાય ?

**પ્રશ્નકર્તા :** દ્વેષનાં પરિણામ થતાં કર્મ ઊલટાં વધારે બંધાય ને ?

**દાદાશ્રી :** નર્યું વેર જ બાંધે, એટલે જ્ઞાન ના હોય તેને ના ગમતું હોય તોય કર્મ બંધાય અને ગમતું હોય તોય કર્મ બંધાય, અને 'જ્ઞાન' હોય તો તેને કોઈ જાતનું કર્મ બંધાય નહીં.

## 'કામ' કાઢી લો

માટે જ્યાં જ્યાં જે જે દુકાને આપણું મન ગૂંચાય એ દુકાનની મહીં જે શુદ્ધાત્મા છે તે જ આપણને છોડાવનાર છે. એટલે એમની પાસે માગણી કરવી કે મને આ અબ્રહ્મચર્ય વિષયથી મુક્ત કરો. બીજે બધેથી એમને એમ છૂટવા માટે તમે ફાંફા મારો એ ચાલે નહીં. એ જ દુકાનના શુદ્ધાત્મા આપણને આ વિષયથી છોડાવનાર છે.

હવે આવી આપણને બહુ દુકાનો ના હોય. થોડી જ દુકાનો હોય છે. જેને બહુ દુકાનો હોય તેને વધારે પુરુષાર્થ માંડવો પડે. બાકી જેને થોડી હોય તેણે તો ચોખ્ખું કરી 'એક્ઝેક્ટલી' કરી લેવું. ખાવા-પીવામાં કશો વાંધો નથી. પણ આ વિષયનો વાંધો છે. સ્ત્રીવિષય અને પુરુષવિષય એ બે વેરને ઊભું કરનારાં કારખાનાં છે. માટે જેમ તેમ કરીને ઉકેલ લાવવો.

**પ્રશ્નકર્તા :** આને જ તમે કામ કાઢી લેવાનું કહો છો ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું તે ? આ બધા જે રોગો છે તે કાઢી નાખવા.

આમાનું હું તમને કશું જ કરવાનું કહેતો નથી. ખાલી જાણવાનું જ કહું છું. આ 'જ્ઞાન' જાણવા યોગ્ય છે, કરવા યોગ્ય નથી. જે જ્ઞાન જાણ્યું તે પરિણામમાં આવ્યા વગર રહે જ નહીં. એટલે તમારે કશું કરવાનું નથી. ભગવાન મહાવીરે કહ્યું હતું કે વીતરાગ ધર્મમાં કરોમિ, કરોસિ ને કરોતિ ના હોય.

## વિષયથી વેર વધે

મિશ્રચેતન જોડે વ્યવહાર કરવા જેવો છે જ નહીં અને કરવો પડે તો ફરજિયાત રીતે કરવો પડે. એ તો છૂટકો જ નથી. સંસારી છે તો ફરજિયાત રીતે વ્યવહાર તો કરવો જ પડે. જેમ જેલમાં ગયેલો માણસ મહીં અંદર પોતાની જગ્યા સાફ કરીને લીંપતો હોય તો આપણે એમ જાણીએ કે એને જેલનો શોખ હશે એટલે લીંપતો હશે ?! ના, એને જેલ ગમતી તો નથી. પણ અહીં આગળ આવ્યો છે, હવે ફસાઈ ગયો છે, તો અહીં હવે સૂવા સાધન તો જોઈશે ને ? પણ એને જેલની રુચિ ના હોય. એ જગ્યા લીંપે ખરો, પણ ત્યાં એની ઇચ્છા નથી. ત્યાં આગળ જેલનો શોખ લાગ્યો નથી એને. એવું આ વિષયનો શોખ બહુ વિચારે કરીને ઉડાડી દેવા જેવો છે. વિષય એ મોટામાં મોટો રોગ છે. આખું જગત આનાથી જ લટક્યું છે, એક વિષયથી જ વેર ઊભાં થાય છે ને વેરથી સંસાર ચાલુ રહ્યો છે. વેર બધાં આસક્તિમાંથી ઊભાં થાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે એવું જ થયું ને કે વિષયથી જ આ બધો સંસાર ઊભો થઈ જાય છે ?

**દાદાશ્રી :** વિષયો એ આસક્તિથી ઉત્પન્ન થાય છે, ને પછી એમાંથી વિકર્ષણ થાય છે. વિકર્ષણ થાય એટલે વેર બંધાય છે અને વેરના 'ફાઉન્ડેશન' પર આ જગત ઊભું રહ્યું છે. કેરીઓ જોડે વેર નથી, ને બટાકા જોડે વેર નથી. એ બટાકાના જીવો છે, બધા બહુ જીવો છે, પણ વેર રાખતા નથી. એ ફક્ત નુકસાન શું કરે કે તમને મગજનું જરા દેખાતું ઓછું થઈ

જાય, આવરણ વધારે. બીજું વેર રાખે નહીં. વેર તો આ મનુષ્યમાં આવેલો જીવ રાખે.

આ મનુષ્ય જાતિમાં જ વેર બંધાયેલું હોય છે. અહીંથી ત્યાં સાપ થાય ને પછી કરડે. વીંછી થઈને કરડે. વેર બંધાયા સિવાય કોઈ દહાડો કશું બને નહીં.

**પ્રશ્નકર્તા :** અત્યારે દેખીતો વિષય સંબંધ ના હોય, પણ કોઈ એક બીજાને વેર ઊભું થતું હોય, તો એ પૂર્વે કંઈક વિષય થયેલો હોવો જોઈએ ?

**દાદાશ્રી :** વેરમાત્ર પૂર્વભવના ઉદયથી જ હોય.

**પ્રશ્નકર્તા :** પણ એ વિષયને લીધે કે વિષય વગર પણ હોય ?

**દાદાશ્રી :** હા, વિષય વગર પણ હોય. બીજા બધા અનેક કારણો હોય છે. લક્ષ્મી ઉપરથી વેર બંધાય છે, અહંકાર ઉપરથી વેર બંધાય છે, પણ આ વિષયનું વેર બહુ ઝેરી હોય છે. બહુ ઝેરીમાં ઝેરી આ વિષયનું વેર છે. બીજા પૈસાનું, લક્ષ્મીનું, અહંકારનું વેર બંધાયેલું હોય તેય બહુ ઝેરી હોય છે બળ્યું !

**પ્રશ્નકર્તા :** કેટલાં ભવ સુધી ચાલે ?

**દાદાશ્રી :** અનંત અવતારથી ભટક્યા કરે. બીજમાંથી બીજ પડે, બીજમાંથી બીજ પડે, બીજમાંથી બીજ પડે અને એ શેકવાનું જાણે નહીં ને ! શેનાથી શેકાય એવું જાણે નહીં ને !!

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી શેકવાનું જાણે નહીં, ત્યાં સુધી ચાલ્યા જ કરવાનું ?

**દાદાશ્રી :** હા, બસ બીજ પડ્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** એવું પણ આપે કહેલું કે ચારિત્રમોહ કેટલાંક એવા પ્રકારના હોય છે કે જ્ઞાનને પણ ઉડાડી મેલે. તો તે ક્યા પ્રકારનો ચારિત્રમોહ ?

**દાદાશ્રી :** એ વિષયમાંથી ઊભો થયેલો ચારિત્રમોહ. એ પછી જ્ઞાનને ને બધાને ઉડાડી મેલે. એટલે અત્યાર સુધી વિષયથી જ આ બધું અટક્યું છે. મૂળ વિષય છે અને તેમાંથી આ લક્ષ્મી ઉપર રાગ બેઠો, અને તેનો અહંકાર છે. એટલે મૂળ વિષય જો જતો રહે, તો બધું જતું રહે.

## વિષયબીજ શેકાય આમ

**પ્રશ્નકર્તા :** તો બીજને શેકી નાખતાં આવડવું જોઈએ, પણ તે કેવી રીતે શેકવાનું ?

**દાદાશ્રી :** એ તો આપણું આ પ્રતિક્રમણથી. આલોચના પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાનથી.

**પ્રશ્નકર્તા :** એ જ. બીજો ઉપાય નહીં ?

**દાદાશ્રી :** બીજો કોઈ ઉપાય નથી. તપ કરવાથી તો પુણ્ય બંધાય, સમજ પડીને ? અને બીજને શેકવાથી ઉકેલ આવે.

આ સંસાર અબ્રહ્મચર્યથી ઊભો રહ્યો છે અને આવું કંઈ કેટલાંય કાળ સુધી ચાલ્યા કરશે. જે નિકાચીત દુઃખો છે એ અબ્રહ્મચર્યનાં છે. નિકાચીત દુઃખો એટલે સહન કરતાં ખસે નહીં, ગમે એટલા ઉપાય કરીએ તોય ખસે નહીં. બીજાં બધાં દુઃખો તો સહેજાસહેજ જતા રહે. જ્યારે નિકાચીતમાં તો બીજા માણસનો કલેઈમ રહે છે. બીજી બધી વસ્તુઓ કલેઈમ ના માંડે, પણ આ વિષયમાં તો તમે 'પ્રસંગ' છોડી દો તોય એ દાવો માંડે, અગર તો તમારી ઉપર વેર બાંધે. એ કલેઈમ જ ઊભા થાય પછી !

**પ્રશ્નકર્તા :** એટલે એક પત્ની સિવાયનો વિષય હોય તે ?

**દાદાશ્રી :** ના, એક પત્ની જોડે હોય તોય, એક જ વિષયસુખમાં બે જણ પાર્ટનર હોય છે ને ? એટલે આપણે 'કંટાળ્યા' કહીએ, ત્યારે એ કહેશે, 'હું નથી કંટાળી' ત્યારે શું થાય ?

આ 'સમભાવે નિકાલ' કરવાનો કાયદો શું કહે છે, તું ગમે તે રસ્તે

એની જોડે વેર ના બંધાય એવી રીતે કરી નાખ, વેરથી મુક્ત થઈ જા.

## વેરનું કારખાનું

આપણે અહીં તો એક જ કરવા જેવું છે કે વેર ના વધે અને વેર વધારવાનું મુખ્ય કારખાનું કયું છે ? આ સ્ત્રીવિષય અને પુરુષવિષય !

**પ્રશ્નકર્તા :** એમાં વેર કેવી રીતે બંધાય ? અનંત કાળનું વેર બીજ પડે છે એ કેવી રીતે ?

**દાદાશ્રી :** એવું છે ને કે આ મરેલા પુરુષ કે મરેલી સ્ત્રી હોય તો એમ માનો ને કે એમાં કોઈ દવાઓ ભરી અને પુરુષ પુરુષ જેવો જ રહેતો હોય ને સ્ત્રી સ્ત્રી જેવી જ રહેતી હોય તો વાંધો નહીં, એની જોડે વેર નહીં બંધાય. કારણ કે એ જીવતું નથી. અને આ તો જીવતું છે, ત્યાં વેર બંધાય છે.

**પ્રશ્નકર્તા :** તે શાથી બંધાય છે ?

**દાદાશ્રી :** અભિપ્રાય 'ડિફરન્સ' છે તેથી. તમે કહો કે, 'મારે અત્યારે સિનેમા જોવા જવું છે. ત્યારે એ કહેશે કે, 'ના, આજ તો મારે નાટક જોવા જવું છે.' એટલે ટાઈમિંગ નહીં મળી રહે. જો એક્ઝેક્ટ ટાઈમિંગે ટાઈમિંગ મળી રહે તો જ પૈણજે.

**પ્રશ્નકર્તા :** છતાં કો'ક એવો હોય કે એ કહે એવું થાય પણ ખરું.

**દાદાશ્રી :** એ તો કોઈ ગજબના પુણ્યશાળી હોય તો એની સ્ત્રી નિરંતર એને આધીન રહે. એ સ્ત્રીને પછી બીજું કશું પોતાનું ના હોય, પોતાનો અભિપ્રાય જ ના હોય, એ નિરંતર આધીન જ રહે.

## ન મળે આધીનતામાં રહે એવી

એવું છે, આ સંસારીઓને જ્ઞાન આપ્યું છે. કંઈ બાવા થવાનું મેં નથી કહ્યું, પણ જે 'ફાઈલો' હોય એનો 'સમભાવે નિકાલ' કરો કહ્યું છે ! અને પ્રતિક્રમણ કરો. આ બે ઉપાય બતાવ્યા છે. આ બે કરશો તો તમારી

દશાને કોઈ ગૂંચવનાર છે નહીં. ઉપાય ના બતાવ્યા હોય તો કિનારા પર ઊભું રહેવાય જ નહીં ને ? કિનારા પર જોખમ છે.

તમારે વાઈફ જોડે મતભેદ પડતો હતો તે ઘડીએ રાગ થતો હતો કે દ્વેષ ?

**પ્રશ્નકર્તા :** એ તો બન્ને વારાફરતી થાય, આપણને 'સ્યુટેબલ' હોય તો રાગ થાય ને 'ઓપોઝિટ' હોય તો દ્વેષ થાય.

**દાદાશ્રી :** એટલે એ બધું રાગ-દ્વેષને આધીન છે. અભિપ્રાય એકાકાર થાય નહીં ને ! કો'ક જ એવો પુણ્યશાળી હોય કે જેની સ્ત્રી કહેશે, 'હું તમારે આધીન રહીશ. ગમે ત્યાં જશો, ચિતામાં જશો તો યે આધીન રહીશ.' એ તો ધન્ય ભાગ્ય જ કહેવાય ને ! પણ એવું કો'કને હોય. એટલે આમાં મઝા નથી. આપણે કંઈ નવો સંસાર ઊભો નથી કરવો. હવે મોક્ષે જ જવું છે જેમ તેમ કરીને. ખોટ-નફાનાં બધાં ખાતાં નિકાલ કરીને, માંડવાળ કરીને ઉકેલ લાવી નાખવાનો છે.

આ ખરેખર મોક્ષનો માર્ગ છે. કોઈ કાળે કોઈ નામ ના દે એવું આ જ્ઞાન આપેલું છે, પણ જો તમે જાણી જોઈને ઊંધું કરો તો પછી બગડે. તોય અમુક કાળે ઉકેલ લાવી જ નાખશે. એટલે એક ફેરો આ પ્રાપ્ત થયું છે એ છોડવા જેવું નથી.

## વિષય સુખ, રીપે કરવું પડે

કેવળજ્ઞાન એટલે 'એબ્સોલ્યુટ', એને ગુજરાતીમાં કહેવું હોય તો નિરાલંબ કહેવાય. અમને કોઈ જાતના અવલંબનની જરૂર નથી. એટલે અમને કોઈ વસ્તુ અડે નહીં, એ અમારું સ્વરૂપ ! તમારે 'હું શુદ્ધાત્મા છું'નું ભાન થયું એટલે મોક્ષનો 'વીસા' મળી ગયો અને તમારી ગાડી શરૂ થઈ ગઈ, પણ એ શબ્દરૂપ ભાન થયેલું છે. એ ઠેઠ નિરાલંબ સુધી જ્યારે પહોંચે, ત્યારે એ કેવળજ્ઞાન કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે અમારાં જે અવલંબનો છે એ વ્યવહારનાં, વસ્તુઓનાં, મનનાં ભાવો એ હવે છોડવાના છે ?

**દાદાશ્રી :** એ તો એની મેળે જ છૂટી જાય.

**પ્રશ્નકર્તા :** છતાં પણ અમારા ભાવમાંથી છૂટતું નથી. એમ લાગ્યા કરે, આ સારું છે, આ ખોટું છે. પાછું એમાં સુખ ઊભું થાય. એમ લાગે કે આ જ અવલંબનનું મૂળ કારણ છે. એટલે આ અવલંબનો અમારા જતાં નથી.

**દાદાશ્રી :** એવું છે ને, આ અવલંબનનું જેટલું સુખ આપણે લીધું એ બધું ઉછીનું લીધેલું સુખ છે, 'લોન' ઉપર. અને 'લોન' એટલે 'રીપે' (Repay) કરવી પડે છે. જ્યારે 'લોન' 'રીપે' થઈ જાય, પછી તમારે કશી ભાંજગડ હોતી નથી. તમને વસ્તુઓ ભેગી થાય છે તે વસ્તુમાંથી સુખ નથી આવતું. તમે એ સુખ લો એટલે એ 'લોન' લીધા બરાબર છે. એ 'લોન' તમારે 'રીપે' કરવી પડશે.

**પ્રશ્નકર્તા :** પણ આ આખો વ્યવહાર તો એકબીજાના અવલંબનથી ચાલે છે ને ?

**દાદાશ્રી :** હા, એ તો બધું એવું જ ચાલે છે. પાછું ધકેલ પચાં દોઢસો એવો છે વ્યવહાર બધો.

**પ્રશ્નકર્તા :** તો આ અવલંબનો છોડવા માટે શો પુરુષાર્થ કરવો જોઈએ ?

**દાદાશ્રી :** કશું છોડવાનું છે જ નહીં. આ દુનિયામાં છોડવાનું કશું હોતું હશે ? છોડવાનું તો, ફક્ત 'રોંગ બિલીફો' જ છોડવાની છે. પણ તે જાતે તમારાથી છૂટે નહીં. કારણ કે તમે 'રોંગ બિલીફ' ઊભી કરી છે. એ જેમ છોડવા જાવ, તેમ વધારે 'રોંગ બિલીફો' ઊભી થતી જાય. એ તો 'જ્ઞાની પુરુષ' 'રાઈટ બિલીફ' બેસાડી આપે એટલે 'રોંગ બિલીફ' છૂટી જાય.

આત્મા પાસે સુખ નથી ભોગવતા અને પુદ્ગલ પાસે સુખ માંગ્યું તમે ! આત્માનું સુખ હોય તો વાંધો જ નથી, પણ પુદ્ગલ પાસે ભીખ માંગેલી તે આપવું પડશે. એ 'લોન' છે. જેટલી મીઠાશ પડે છે, એટલી

જ એમાંથી કડવાશ ભોગવવી પડશે. કારણ કે પુદ્ગલ પાસે 'લોન' લીધેલી છે. તે એને 'રીપે' કરતી વખતે એટલી જ કડવાશ આવશે. પુદ્ગલ પાસેથી લીધેલું હોય એટલે પુદ્ગલને જ 'રીપે' કરવાનું.

**પ્રશ્નકર્તા :** અમે રૂપિયા લીધા તો રૂપિયાય પાછા આપવા પડે ને ? તો પછી અમે એની પાસે મીઠાશ લીધી તો અમે મીઠાશ શું કરવા પાછી ના આપીએ ? એવો સંબંધ કેમ નથી આવતો ? કડવાશ જ કેમ આવે ?

**દાદાશ્રી :** એવું હોતું હશે ? 'લોન' લીધી એ પાછી આપવાની. રૂપિયા લીધા તે રૂપિયા પાછા આપવાના. હવે મીઠાશ એ આપવું ના કહેવાય. એવું છે ને, સોનું લીધેલું તે ઘડીએ આપણને સારું લાગે, પણ સોનું 'રીપે' કરવા જાવ તો કડવાશ જ વર્તે. જે કંઈ પણ લીધેલું પાછું આપો તો તે ઘડીએ આપણને કડવાશ વર્તે, એવો નિયમ છે અને આપ્યા વગર પાછો છૂટકો જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** પણ લોકો પ્રેમથી પાછી નહીં આપતા હોય ?

**દાદાશ્રી :** જે વસ્તુ જેણે લીધી છે એ છોડવાની તો એને પોતાને ગમે જ નહીં. એટલે દરેક વસ્તુ 'રીપે' કરવામાં ભયંકર દુઃખ હોય.

**પ્રશ્નકર્તા :** આમાં સુખ લીધું એનું પરિણામે પેલા ઝઘડા ને કલેશ.

**દાદાશ્રી :** આમાંથી જ ઊભું થયું છે આ બધું. અને સુખ કશુંય નહીં. પાછું સવારના પહોરમાં દીવેલ પીધા જેવું મોઢું હોય. જાણે દીવેલ પીધેલો હોય !! એ તો વિચારતાંય ચીતરી ચઢે !

**પ્રશ્નકર્તા :** અને નહીં તોય લોકોનાં દુઃખોનાં પરિણામો એટલાં બધાં વિચિત્ર છે તે એ ક્યારે છૂટે ! આટલાં બધાં દુઃખો સહન કરે છે, આ લોકો આટલા સુખને માટે !

**દાદાશ્રી :** એ જ લાલચ આની ને કેટલાં દુઃખો ભોગવવાનાં !

**પ્રશ્નકર્તા :** આખી લાઈફ ખલાસ કરી નાખે છે એમાં. આખું જીવન રોજ એના એ જ હેમરિંગ, એની એ જ અથડામણ.

**પ્રશ્નકર્તા :** રીપે કરતી વખતે જે દુઃખ ઊભું થાય એ તો તમારી કેટલી આસક્તિ છે કે લોભ છે એના ઉપર આધાર રાખે ને ?

**દાદાશ્રી :** એ તો જેટલી વધારે આસક્તિ એટલી વધારે મોટી ઉપાધિ. ઓછી આસક્તિ હોય તો ઓછું દુઃખ થાય. એ બધું આસક્તિ પર આધાર રાખે છે ને ?!

તને કોઈ દહાડો દરાજ થયેલી ? તે પછી વલૂરે તેમ બહુ મઝા આવેને ? હવે એ સુખ તમે કોની પાસેથી લો છો ? પુદ્‌ગલ પાસેથી. બેનું 'રબિંગ' કરીને, ઘસી ઘસીને, 'ઇચિંગ' કરીને, સુખ ખોળો છો. પછી સરવાળે હાથ બંધ થયો કે લાય બળવાની શરૂ થઈ જાય છે. જો પુદ્‌ગલ એને તરત જ દુઃખ આપે છે ને ? પુદ્‌ગલ શું કહે છે કે અમારી પાસે શું સુખ ખોળો છો ? તમારી પાસે તો સુખ છે ને ?! અહીં અમારી પાસે સુખ લઈશ તો તમારે 'રીપે' કરવું પડશે. દરાજનો અનુભવ તને નહીં થયેલો ? એટલે બધું 'રીપે' કરવાની ચીજો છે. આ દરાજમાં બહુ મઝા આવતી હોય ને ? એ વલૂરતો હોય તે ઘડીએ એનું મોઢું કેટલું આનંદમાં આવી ગયું હોય ને ? તે સામા માણસને એમ થાય કે હે ભગવાન, મને પણ દરાજ આપો. એવું કરે કે નહીં લોક ?

**પ્રશ્નકર્તા :** એવું વલૂરવામાં ક્યાંથી આનંદ આવે ?

**દાદાશ્રી :** ના, ના, એનું મોઢું વલૂરતી ઘડીએ ખૂબ આનંદમાં હોય છે. તે સામા માણસના મનમાં એમ થાય કે આ લોક તો આનંદ ભોગવી લે છે ને આપણે રહી ગયા. તે ભગવાન પાસે માંગે કે મને કંઈક આપજો.

**પ્રશ્નકર્તા :** એવું કોઈ થોડું માંગે ? આ તો ઊલટો જ વિચાર આવે કે આ ગંદવાડો જ છે.

**દાદાશ્રી :** આ વિષય પણ એ જ છે. વલૂરવા જેવું જ છે આ. ખાલી ઘર્ષણ છે. તે ઘર્ષણમાંથી 'ઇલેક્ટ્રિસિટી' ઉત્પન્ન થાય છે. પછી એનું જે પાછું આવે છે, 'બેક' મારે છે, એ સાંધા તોડી નાંખે છે. એમાં તે સુખ હોતું હશે ? એમાં કંઈ આત્મા હોતો નથી. એમાં ચેતન પણ નથી હોતું.

ચેતન તો ફક્ત એનો નિરીક્ષક એકલો જ છે. એટલે આ તો વિપરીત દશાને પોતે સુખ માને છે.

આ જ્ઞાન તો બહુ સરસ છે, પણ હવે પેલો ચેતક મજબૂત કરી લેવાનો છે. વિષયમાં સુખ છે, ત્યાં 'ચેતક' બેસાડવાની જરૂર છે. આ વિષયનું આરાધન એ પોલીસવાળો પરાણે કરાવે એવું હોવું જોઈએ. આ ચેતક અમે તમને બેસાડી દીધો છે, પણ આ ચેતકને એટલો મજબૂત કરી લેવાનો છે કે પોલીસવાળાનીય સામો થાય. પણ જો એ ચેતકનું ગણકારીએ નહીં તો ચેતક નિર્માલ્ય થઈ જાય. આપણે એ ચેતકને માનતાન આપીએ, એને ખોરાક આપીએ તો એને પુષ્ટિ મળે ! આપણે એ ચેતકના જ્ઞાતા-દ્રષ્ટા અને ચેતક એ 'ચંદુભાઈ'ને ચેત, ચેત ચેતવ્યા કરે, 'ચંદુભાઈ' ચેતકનું ગણકારે છે કે નહીં એ આપણે જોવાનું.

સુખની 'બિલીફ' તો સ્વરૂપમાં જ રહેવી જોઈએ. વિષયમાં સુખ છે એ 'બિલીફ'માં જ ના રહેવું જોઈએ. એ તો કેવળદર્શનની પેઠ સ્વરૂપમાં જ સુખ છે એવું 'બિલીફ'માં રહેવું જોઈએ. એવી રીતે આપણે ચેતક મજબૂત કરી લીધો હોય, પછી વાંધો નહીં.

❖❖❖❖❖

# [૪]
# વિષય ભોગ, નથી નિકાલી

## વિષય ભોગને 'નિકાલી બાબત' કોણ કહી શકે ?

'આ' જ્ઞાન લીધા પછી વિષય સિવાય કોઈ ચીજ નડતી નથી અને જે અહંકાર નડે છે, તે અહંકાર અમે લઈ લીધો છે. હવે આમાં વિષય એકલો જ કો'ક ફેરો માર ખવડાવી દે એવી વસ્તુ છે. વિષય તો બળતરા શમાવવા માટેનું એક જાતનું સાધન છે. આપણને તો નિરાકુળતા ઉત્પન્ન થઈ, એટલે આ સુખની જરૂર જ ક્યાં રહી ? આપણે તો હવે આત્મા પ્રાપ્ત કર્યો છે. પણ હજુ મનમાં ઘુસ્યું નથી, જોખમની ખબર જ નથી ને ! હિસાબ જ કાઢ્યો નથી ને ! નહીં તો આવી હિંસા કોણ કરે ? ભગવાન જો કદી વિષયની હિંસાનું વર્ણન કરે તો માણસ મરી જાય. લોક જાણે કે આમાં શું હિંસા છે ? આપણે કોઈને વઢતા નથી. પણ ભગવાનની દૃષ્ટિએ જુએ તો હિંસા ને આસક્તિ બે ભેગા થયા છે, તેને લીધે પાંચેય મહાવ્રત તૂટે છે. અને તેનાથી બહુ દોષો બેસે છે, એક જ ફેરોના વિષયથી લાખો જીવો મરી જાય છે. તેનો દોષ બેસે છે. એટલે ઈચ્છા ના હોય છતાં એમાં ભયંકર હિંસા છે. એટલે રૌદ્ર સ્વરૂપ થઈ જાય છે. નહીં તો આ જ્ઞાન આપ્યા પછી તો નિરંતર સમાધિ રહે એવું આ જ્ઞાન છે. એટલે જ્યાં સુધી સંસારીપણું છે, સ્ત્રી વિષય છે ત્યાં સુધી એ અહિંસાનો ઘાતક જ છે.

આ દેહની સાથે વિષયો છે, તેથી પુરુષાર્થમાં કાચો પડે છે. નહીં તો જે દહાડે જ્ઞાન આપું છું ત્યારે ખરેખરો આનંદ અનુભવે છે. પણ બીજે દહાડે પાછો સગડીમાં હાથ ઘાલે છે. કારણ અનાદિનો પરિચય છે ને ?! સગડીમાં હાથ ઘાલે તેનોય વાંધો નથી, પણ નવી ફિલમ ચીતરે છે, તેનો વાંધો છે.

**પ્રશ્નકર્તા :** તો પછી આ વિષય-વિકાર કેમ થઈ જાય છે ?

**દાદાશ્રી :** એ તો થઈ જાય અને તમારી વાત જુદી છે. તમે તો લગ્ન કરીને આવેલા છો. તમારે તો 'સમભાવે નિકાલ' કરવાનો હોય. આમને પણ પૈણે તો તો પછી 'સમભાવે નિકાલ' કરવાનો, નહીં તો વહુને દુઃખ થાય. પણ જેને બ્રહ્મચર્યવ્રત લેવું હોય તો તેમાં રહી શકાય એવું છે. આપણું જ્ઞાન એવું છે. 'હું શુદ્ધાત્મા છું' એ નિરંતર, જેના લક્ષમાં રહે છે એ મોટામાં મોટું બ્રહ્મચર્ય. પણ જેને વ્યવહારમાં 'ચારિત્ર' લેવાની ઈચ્છા છે, તેને બહારના બ્રહ્મચર્યની જરૂર છે.

આ જ્ઞાન એવું છે કે એકાવતારી કરે, પણ ચોક્કસ રહેવું જોઈએ ને મનમાં સહેજ પણ દગો નહીં રાખવો જોઈએ. વિષય એ શોખ કરવા જેવી ચીજ નથી, નિકાલ કરવા જેવી ચીજ છે.

## એને મળે એકાવતારી બોન્ડ

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એક અવતારમાં જ મોક્ષે જવું છે, તો શું કરવું ? એ તો કહોને ! એ જ આજે આપણે નક્કી કરીએ.

**દાદાશ્રી :** એક જૈન હોય, તેને પોલીસવાળો પકડીને ત્રણ દહાડા ભૂખ્યો રાખે અને પછી માંસ ખાવા આપે કે આ જ તારે ખાવું પડશે ને પછી પેલો ખાય, તો એ બંધનમાં આવતો નથી. એ પોલીસવાળાના દબાણથી છે, એની પોતાની ઈચ્છાપૂર્વકનું નથી. એવી રીતે જ માણસ વિષય ભોગવશે તો એ એકાવતારી થવાનો છે, એનો બીજો અવતાર નથી થવાનો. એ સ્વાધીન ના હોવું જોઈએ. પોલીસવાળાને આધીન, ભૂખને આધીન થઈને માંસાહાર કરો તો તમે ગુનેગાર બનતા નથી. એવું આ વિષયમાં થાય તો એ એકાવતારી અવશ્ય થાય.

**પ્રશ્નકર્તા :** આ આજ્ઞા તમારી પાળીશું, હવે તમે એકાવતારીપદ લખી આપો.

**દાદાશ્રી :** આટલું જ અમારું પાળે તો અમે એકાવતારી બોન્ડ લખી આપીશું. એકાવતારી થવું હોય તો આ એક જ વસ્તુ સાચવવાની છે. બીજા

ધંધા-વેપારનો વાંધો નથી.

## બ્રહ્મનિષ્ઠા બેસાડે જ્ઞાની

વિષયોનો સ્વભાવ કેવો છે ? આજથી દસ દહાડા વિષય બંધ એવું નક્કી કરીએ તો તે પ્રમાણે ચાલ્યા કરે ને ત્રીજે દહાડેથી જ આનંદ વધે, પણ જો વિષયમાં પડ્યો તો ફસાયો. પછી બહાર ના નીકળાય. વિષયની બાબત નિર્ણયાત્મક હોવી જોઈએ. નિષ્ઠા પોતાની જાતે ના બેસે, એ તો જ્ઞાની પુરુષ બેસાડી શકે. જગતની નિષ્ઠા ઉઠાવવા અને બ્રહ્મની નિષ્ઠા બેસાડવા અમારે જ્ઞાન આપવું પડે છે.

**પ્રશ્નકર્તા :** તમે બ્રહ્મની નિષ્ઠા બેસાડો છો, તો બ્રહ્મચર્યની નિષ્ઠા કેમ નથી બેસાડતા ?

**દાદાશ્રી :** પૈણેલા હોય તેમાં હું હાથ ઘાલું ? એ તો આવીને અહીં માગણી કરે તો અમે આપીએ. આ જ્ઞાન હોય છતાં પણ એક્ઝેક્ટ આત્મઅનુભવ તો બ્રહ્મચર્ય વગર ના થાય. ખરો આનંદ, અમારા જેવું પદ એ બધું જોઈતું હોય તો સંપૂર્ણ બ્રહ્મચર્ય જોઈએ અને ઠેઠ છેલ્લે તો વિષય પર ચીઢેય નહીં અને રાગેય નહીં એવું હોય ત્યારે ખરો અનુભવ થાય. પણ પહેલાં તો વિષયો પર ચીઢ ઉત્પન્ન થવી જોઈએ. એટલે પછી ચિત્ત વધારે શોધખોળ કરે અને એમ એમ ચિત્ત છૂટતું જાય, પછી છેલ્લે ચીઢેય ના રહે.

## ઉદયકર્મ કરીને પોલ

**પ્રશ્નકર્તા :** અમારા જેવાં પૈણેલા હોય, તેને વિષયમાં કોઈવાર પડવું પડે, પણ મહીં જરાય ગમતું ના હોય તોય આત્માનો અનુભવ ના થાય ?

**દાદાશ્રી :** અમુક અંશનું થાય, પણ અમારા જેવું ના થાય.

**પ્રશ્નકર્તા :** મારી ઈચ્છા ના હોય ને 'ફાઈલ નંબર ટુ'ની ઈચ્છાથી ખાડામાં પડવું પડે, તો શું કરવું ? ફાઈલનો સમભાવે નિકાલ કરવો ?

**દાદાશ્રી :** ફાઈલનો સમભાવે નિકાલ કરવો જ પડે ને ! જ્યાં સુધી

નો-ઓબ્જેકશન સર્ટિફિકેટ ના મળે, ત્યાં સુધી શું થાય ? જે પરાણે કરવું પડે, એ પ્રકૃતિ નાશ થાય. પહેલાં લગનમાં જતા હતા, તે રાજીખુશીથી જતા હતા, ને અત્યારે હવે પરાણે લગનમાં જવું પડે, તો ત્યાં જઈએ એટલે પહેલાંની પ્રકૃતિ નાશ થાય.

એટલે આમ વિષયનું બધી રીતે પૃથક્કરણ કરીએ ને પછી એવી સ્ટેજ આવે છે કે આ વિઝનથી થોડી થોડી જાગૃતિ ઉત્પન્ન થાય. પછી, વિઝન એટલે આમ ઝાંખા વિઝનથી, એને વિષય રહે ખરો, પણ પોતાને ના ગમતું હોય. જેમ ભૂખ લાગી હોય ને ખાવું પડે, ભાવતું ના હોય તોય પછી ખાય, એવો કંટાળીને ભોગવટો હોય. જ્યારે પેલો રાજીખુશીથી ભોગવટો હોય, એ તો બહુ મૂર્છાપૂર્વકના ભોગવટા હોય. એ ભોગવટો તો પછી અનેક સ્ટેપ્સ પસાર થાય, ત્યાર પછી છેલ્લો ભોગવટો તો એને બિલકુલ કંટાળો આવે. ભોગવટોય બે પ્રકારનો હોય. એક ઈચ્છાપૂર્વકનો અને એક ઈચ્છા ના હોવા છતાં કર્મના ઉદયથી. ઉદયકર્મ પૂરું ના થયું હોય ત્યારે શું થાય ? ઉદયકર્મ પૂરું થાય ત્યારે જ છૂટે, પણ ત્યાં સુધી એને ભોગવવું તો પડે, તો શું થાય ? અણગમો ઉત્પન્ન થયા કરે.

એક આ વિષય પૂરતી જ અમે મર્યાદા રાખીએ છીએ. મર્યાદા ના મૂકીએ તો ઉદયકર્મ કહીને દુરુપયોગ કરે. 'ઉદયકર્મ મને નડે છે' એવું કહેતો હોય, તો ખરેખર ઉદયકર્મ કોને કહેવાય ? ઉદયને આધીન, પોતાની ઈચ્છા જ ના હોય !

**પ્રશ્નકર્તા :** પહેલાંનું ચાર્જ કરીને લાવ્યો હોય ને સમજીને સમભાવે નિકાલ કરે તો ?

**દાદાશ્રી :** સમજીને જ સમભાવે નિકાલ કરે છે, છતાં હજી તેને મહીં આમાં સુખ છે એવો અભિપ્રાય રહ્યા કરે છે. આ તો પોતે જ વકીલ, પોતે જ જજ ને પોતે જ આરોપી. તે પછી જજમેન્ટ પોતાના તરફ ખેંચી જાય. અમે અભિપ્રાય-બ્રહ્મચર્યને બ્રહ્મચર્ય કહીએ છીએ.

## નિર્વિષયી થવું જ પડે

નિર્વિષયી થવું પડશે. વિષયની વાત જ કોઈ કાઢતું નથી ને ?

કારણ કે એ લોકો વેપારી થઈ ગયા છે. વિષયની વાત કાઢવી જોઈએ, કષાયોની વાત કાઢવી જોઈએ. વિષય કષાયને લઈને જ મોક્ષે જતો નથી. ક્રોધ-માન-માયા-લોભ જેની પાસે સિલક હોય ત્યાં સુધી એમને કાઢવાની વાત કરી શકાય જ નહીં ને ! પોતાની પાસે પાર વગરની સિલક હોય ત્યાં સુધી બીજાને કોઈને કહેય નહીં. પોતાની પાસે સિલક ના હોય તો જ સામાને તેની વાત કરી શકાય.

**પ્રશ્નકર્તા :** વિષય સંબંધી આવી વાતો બીજે ક્યાંય નીકળી જ નથી.

**દાદાશ્રી :** વિષય લોકો ઢાંકવા ફરે છે. પોતે ગુનેગાર છે, એટલે ઢાંકે છે. કૃપાળુદેવ પોતે કહેતા હતા કે 'આ વિષય ગમતો નથી, છતાં હું ભોગવું છું' અને ત્યારે કેવું સરસ પદ નીકળ્યું ! હવે એ પદમાં આવું બધું વાંચે એટલે લોકોના મનમાં એમ થાય કે આ બૈરી-છોકરાં છોડી દેવાની વાતો છે. એટલે આ લોક કંટાળી જાય. તે લોકો પછી વાંચેલું બાજુએ મૂકી રાખે છે ને પાછાં કહેશે, આ એમણે લખ્યું છે, એ તો છોને લખે, પણ એ છતાંય એમને ત્યાં છોકરીઓ હતી. એટલે વસ્તુસ્થિતિમાં આવું છે. લોકો છે તે બહારનું જુએ છે કે 'કૃપાળુદેવ તો પૈણેલા હતા, તે એમને છોડીઓ હતી.' છતાં એમણે પોતે જ કહ્યું છે કે 'આ ખોટું છે, છતાં હું ભોગવું છું.'

**પ્રશ્નકર્તા :** જે જે ભૂલ થઈને એ થઈ ગયું એ ફરી નથી આવવાનું, પણ હવે તો એવું રહે કે આ શી ભૂલ થઈ ? આ તો બહુ ખોટું છે !

**દાદાશ્રી :** કારણ કે કોઈ હિતકારી એવા જ્ઞાની પુરુષે વાત સમજણ પાડી નથી ત્યાં સુધી આવું ઊંધું ચાલ્યા કરે, પણ જ્યારે સમજણ પડે ત્યારે પોતાને ખાતરી થાય કે વાત તો ખરી આ જ છે અને આપણે જે કર્યું તે ખોટું કર્યું.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ સાધુ-સંતો જે હોય છે, તે ભજન-કીર્તન શીખવાડે ખરાં, પણ ભૌતિક સુખ ઉપર જ લઈ જાય છે ને ?

**દાદાશ્રી :** એ તો એમની દાનત જ એવી હોય એટલે પછી શું થાય ? હંમેશાં જે જેટલો ચોખ્ખો હોય એટલું ચોખ્ખું બોલે. હવે ચારિત્ર

સંબંધી, વિષય સંબંધી કેમ નથી બોલતા ? ત્યારે કેમ ચૂપ ? કારણ કે જેટલો ચોખ્ખો છે, એટલું જ ચોખ્ખું બોલે.

## ન ચાલે મહીં પોલ

એક મહારાજ હતા, એ વ્યાખ્યાનમાં વિષય માટે બધું બહુ બોલતા, પણ લોભની વાત આવે ત્યાં ના બોલે. કો'ક વિચક્ષણ સમજી ગયો કે આ લોભની વાત કોઈ દહાડો કેમ નથી કરતા ? બધી વાત બોલે છે, વિષયની વાત પણ બોલે છે. પછી એ મહારાજ પાસે ગયો અને ખાનગીમાં એમની પોટલી ઉઘાડી જોઈ. ત્યારે એ પુસ્તકની અંદર સોનાની ગીની મૂકેલી હતી, તે પેલાએ કાઢી લીધી ને જતો રહ્યો. પછી મહારાજે પોટલી જ્યારે ઉઘાડી તો ગીની ન મળે. ગીનીને બહુ શોધી, પણ તે ના જડી. બીજે દિવસે મહારાજે વ્યાખ્યાનમાં લોભની ઉપર વાત મૂકવા માંડી કે લોભ ના કરવો જોઈએ. ગીની હતી તો, લોભની વાત નહોતી નીકળતી. પોતાના મનમાં આટલું કપટ છે એટલે પછી પેલી વાત બોલાય જ નહીં ને ! જો પેલા માણસે ખોળી આપ્યું ! એવો એને અઠંગ મળી ગયો કે મહારાજનો લોભ તરત નીકળી ગયો. એણે જાણ્યું કે આની પાછળ કંઈક કપટ છે.

હવે તમે જો વિષયની લાઈનમાં બોલતા થાવ તો તમારી એ લાઈન હોય તોય તૂટી જાય. કારણ કે તમે મનના વિરોધી થઈ ગયા. મનનું વોટિંગ જુદું ને તમારું વોટિંગ જુદું થઈ ગયું. મન સમજી જાય કે 'આ તો આપણાથી વિરોધી થઈ ગયા, હવે આપણો વોટ ના ચાલે.' પણ મહીં કપટ છે એથી લોકો બોલતા નથી અને એ બોલવું એવું સહેલું નથી ને ! પબ્લિકને જો સાચું શીખવાડે તો પબ્લિક તો બધું જ સમજે એવી છે. કારણ કે મહીં આત્મા છે ને ?! એટલે વાર ના લાગે. પણ કોઈ કહેતું નથી ને ?! પણ એ શી રીતે કહે ? કારણ એમને મહીં પણ પોલ હોય ને ? હું બીડી પીતો હોઉં ને તમને એમ કહું કે બીડી ન પીવાય તો મારો પ્રભાવ કેમ કરીને પડે ? મારું બિલકુલ સ્ટ્રોંગ હોય, ચોખ્ખું હોય તો જ મારો પ્રભાવ પડે. એક જ માણસ જો ચોખ્ખો હોય તો કેટલાંય માણસનું કામ નીકળી જાય. એટલે પોતાની પ્યૉરિટી જોઈએ. તમે સંસારી હો કે ત્યાગી

હો, ભગવાનને કશું લેવાદેવા નથી, ત્યાં તો પ્યૉરિટી જોઈએ. ઈમ્પ્યૉર ગોલ્ડ ત્યાં કામ લાગે નહીં. ભગવાં હોય કે ધોળાં હોય, પણ ઈમ્પ્યૉર છો ત્યાં સુધી કામ નહીં લાગે. તમારો પ્રભાવ જ નહીં પડે ને ?! શીલવાન થવું જોઈએ.

## ચાર્જ-ડિસ્ચાર્જની ભેદરેખા

આ આપણું વિજ્ઞાન એવું છે કે કામ કાઢી નાખે ! પણ જો એને સિન્સીયર રહે અને અમારા કહ્યા પ્રમાણે રહે તો વિષયની નિવૃત્તિ થાય, નહીં તો વિષયનો સ્વભાવ જ એવો છે કે એક જ વખત વિષય થયેલો હોય તો માણસ ત્રણ દહાડા સુધી કોઈ પણ પ્રકારે ધ્યાન ના કરી શકે ! એક જ ફેરાના વિષયથી ત્રણ દહાડા સુધી માણસથી ધ્યાન ફીટ થઈ શકે નહીં, ધ્યાન ચોંટે જ નહીં ને ! સ્થિર થાય નહીં ને ! પછી માણસ શું કરે ? કેટલુંક કરે ? તેથી આ જૈનના આચાર્યો બધા ત્યાગ લઈને બેઠેલા ને !! આ વીતરાગોનો ધર્મ એ વિલાસીઓનો ધર્મ નથી ! વિષય હોય તો તો સમજણપૂર્વક છૂટી જવું જોઈએ. વિષય તો શી રીતે ગમે છે, તે જ મને અજાયબી લાગે છે ! વિષય ગમે છે, તેનો અર્થ એ કે સમજણ જ નથી.

**પ્રશ્નકર્તા :** વિષય-કષાયની બળતરા થાય ને ?

**દાદાશ્રી :** બળતરા તો લાખો મણ થાય, તેનો સવાલ નથી. બળતરા તો પુદ્ગલને થાય છે.

**પ્રશ્નકર્તા :** વિષય-કષાયની બળતરાનું વર્ણન, મરણ કરતાંય વધારે કહ્યું છે. એટલે એના કરતાં માણસ મરવું પસંદ કરે.

**દાદાશ્રી :** ના. એણે તો મરવાની કિંમત જ નથી રાખી. એણે તો અનંત અવતારથી આ જ કર્યું છે, પાશવતા જ કરી છે, બીજું કશું કર્યું નથી. પણ મરણ તો સારું કહેવાય. મરણ તો સ્વાભાવિક વસ્તુ છે અને આ તો વિભાવિક વસ્તુ છે. સમજદારને વિષય શોભે નહીં. એક બાજુ લાખ રૂપિયા મળતાં હોય ને સામે વિષયનો પ્રસંગ હોય તો લાખ જતા

કરે, પણ વિષય ન સેવે. વિષય જ સંસારનું મૂળ કારણ છે, જગતનું કૉઝીઝ જ એ છે ને ?! આપણે તો આ વિષયની છૂટ એટલાં માટે આપેલી કે, નહીં તો આ માર્ગને કોઈ પામત જ નહીં. એટલે આપણે આ અક્રમ વિજ્ઞાન ડિસ્ચાર્જ અને ચાર્જ રૂપે સમજાવ્યું છે. આ વિષય એ ડિસ્ચાર્જ છે, એવું સમજવાની શક્તિ નહીં ને બધાની ?! આમનું ગજું શું ? નહીં તો અમારો જે શબ્દ છેને 'ડિસ્ચાર્જ', તે વિષય એ ડિસ્ચાર્જ સ્વરૂપ જ છે. પણ આ વાત સમજવાનું એટલું ગજું જ નહીં ને ! કારણ કે રાત-દહાડો વિષયની બળતરાવાળા. નહીં તો આ ચાર્જ અને ડિસ્ચાર્જ અમે જે મૂકેલું છે તે એક્ઝેક્ટલી એમ જ છે. આ તો બહુ ઊંચો માર્ગ બતાવ્યો છે, નહીં તો આમાંથી કોઈ ધર્મ જ ના પામત ને ! આ બૈરી છોકરાંવાળાં શી રીતે ધર્મ પામત ?

**પ્રશ્નકર્તા :** ઘણાં એમ સમજે છે કે 'અક્રમ'માં બ્રહ્મચર્યનું કંઈ મહત્ત્વ જ નથી. એ તો ડિસ્ચાર્જ જ છે ને !

**દાદાશ્રી :** અક્રમનો એવો અર્થ થતો જ નથી. એવો અર્થ કરે તે 'અક્રમ માર્ગ' સમજ્યો જ નથી. જો સમજ્યો હોય તો મારે તેને વિષય સંબંધી ફરી કહેવાનું હોય નહીં. અક્રમ માર્ગ એટલે શું કે ડિસ્ચાર્જને ડિસ્ચાર્જ ગણવામાં આવે છે. પણ આ લોકોને ડિસ્ચાર્જ જ નથી. આ તો હજી લાલચો હોય છે મહીં ! આ તો બધા રાજીખુશીથી કરે છે. ડિસ્ચાર્જને કોઈ સમજ્યું છે ? નહીં તો અમે જે માર્ગ મૂકેલો છે, તેમાં બ્રહ્મચર્ય સંબંધી ફરી કશું કહેવાનું જ ના હોય !!! આ તો પોતાની ભાષામાં બંધબેસતા અર્થ કરે પછી !

જમેલા માણસને આપણે ફરી જમવા બેસાડીએ તો તે બહુ શરમાય, પણ પછી જમે ખરો. પણ તે શું કરે ? સાચું જમે એ ? એવું વિષયમાં હોવું જોઈએ. વિષય-વિકાર તો દેખ્યો જ ના ગમે, વિચારતાં જ અરેરાટી થઈ જાય !! ઊલટી થાય વિચારતાં જ ! એવું હોવું જોઈએ.

'ડિસ્ચાર્જ' કયા ભાગને કહેવાય, તે લોક સમજતું નથી. અને 'ડિસ્ચાર્જ'નો અર્થ પોતાની ભાષામાં કરે છે.

**પ્રશ્નકર્તા :** 'ડિસ્ચાર્જ' કયા ભાગને કહેવાય ?

**દાદાશ્રી :** આપણે ગાડીમાંથી કેટલી વખત પડી જઈએ ? ગાડીમાંથી તું પડી જાય તો એ 'ડિસ્ચાર્જ' કહેવાય. ત્યાં તું ગુનેગાર નથી, પણ કોઈ જાણી-જોઈને પડે ખરો ? ત્યાં એની જરાય ઈચ્છા હોય ? તમને આ વાતની સમજ પડી ? વાત સમજી જવા જેવી છે ને ?

**પ્રશ્નકર્તા :** બરાબર સજ્જડ સમજાઈ ગઈ.

**દાદાશ્રી :** કાનબુટ્ટી પકડીને કહો છો કે ? નહીં તો 'ડિસ્ચાર્જ'ની વાતમાં તો અંદર પોલું હાંકે. આ એકલી વિષયની જ બાબતમાં પોલું હાંકવા જેવું નથી.

**પ્રશ્નકર્તા :** પોલું કેવી રીતે હાંકે ?

**દાદાશ્રી :** જેમ ગાડીમાંથી પડી જાય, એને આપણે 'ડિસ્ચાર્જ' કહીએ છીએ, એવો પોતાને ઘેર પણ નિયમ તો હોવો જોઈએ ને ? આ તો એવું છે ને, કે પોતાના હક્કની સ્ત્રી જોડેનો વિષય, એ અજૂગતું નથી. છતાંય પણ જોડે જોડે એટલું સમજવું પડે કે એમાં ઘણાં બધાં 'જર્મ્સ' મરી જાય છે. એટલે અકારણ તો આવું ના જ હોવું જોઈએ ને ? કારણ હોય તો વાત જુદી છે. વીર્યમાં 'જર્મ્સ' જ હોય છે અને તે માનવબીજનાં હોય છે. એટલે બને ત્યાં સુધી આમાં સાચવવું. આ અમે તમને ટૂંકામાં કહીએ, બાકી આનો પાર આવે નહીં ને !

## બળતરાનો માર્યો વિષય ખોળે

આ તો જેને આત્મિક સંબંધી કોઈ જાતનું સુખ ના આવતું હોય તેને તો આ સંસારમાં વિષય સિવાય બીજું શું હોય ? કારણ કે આટલી બધી બળતરા, બળતરા.... સત્‌યુગમાં, દ્વાપરમાં પણ આવાં વિકાર ન હતા. આ તો કળિયુગની બળતરાને લીધે બિચારા વિષયમાં પડે છે, શું થાય તે ?! ને આખો દહાડો બળ્યા કરે, 'આમ ખોટ ગઈ, પેલાએ ગાળો ભાંડી, પેલાએ આમ કર્યું.' આવી બધી બળતરા હોય, કોઈ બાજુનું સુખ નથી આવતું, તેને લીધે બિચારો નાછૂટકે આ ખાડામાં પડે છે.

હવે આ આત્માનું સુખ આવ્યા પછી, આ વિષય એને ગમે જ કેવી રીતે ? આત્માનું સુખ ના આવતું હોય ત્યાં સુધી આપણે એને એવું તો ના કહેવાય કે 'ભઈ, તમે આમ કેમ કરો છો ?' એ ક્યાં જાય બિચારા ? જો પશુ હોય તો એ નિયમમાં હોય, આ મનુષ્યને તો બુદ્ધિ છે, પશુઓને તો નાછૂટકાનું, એમને 'ડિસ્ચાર્જ' કહેવાય !

'ચાર્જ-ડિસ્ચાર્જ'નો ભેદ સમજવો જોઈએ કે ના જોઈએ ? આ તો ભેદ સમજ્યા વગર ઠોકાઠોક કરે. આ જ્ઞાન જો પૂરેપૂરું સમજે અને આ 'ડિસ્ચાર્જ' પૂરેપૂરું સમજે તો મને ફરીથી કહેવા જ ના આવે ! 'ડિસ્ચાર્જ' જે છે એ ચારિત્ર મોહનીય છે અને ચારિત્ર મોહનીયને જે જુએ છે એ સમ્યક્ ચારિત્ર છે !

## અહંકારની માન્યતાનું સુખ

વિષય સામે તો હું કેટલું બોલ બોલ કરું છું, તોય લોકોને ગેડમાં બેસતું નથી, ત્યારે આપણે શું કરીએ ? પંપ મારી મારીને માલ ભરી લાયા છે, જરાય 'સ્કોપ' નથી આપ્યો, અવકાશ જ નથી આપ્યો ને ? જાણે વિષય નહીં હોય તો જીવાશે જ નહીં, એવું માની લાવ્યા છે !

વિષયને જે જીતે, તેનાં પર ત્રણ લોકના નાથ રાજી થાય. આમાં છે જ નહીં કશુંય, પણ લોકોએ એવી રોંગ માન્યતા કરી નાખી છે ! બાકી આમાં કશું સુખ જ નથી, જલેબીમાં સુખ છે, પેંડામાં સુખ છે, ચેવડામાં સુખ છે, પણ આમાં સુખ નથી. જલેબીમાં સુગંધી બહુ આવે, સ્પર્શેય આવે, સ્વાદેય આવે, આંખથી દેખવીય ગમે, મોઢામાં ખઈએ તે ઘડીએ કડકડ બોલે, એ કાનમાં સાંભળવાનુંય ગમે. આ તાજી તાજી જલેબી ખાવામાં પાંચેય ઈન્દ્રિયોને સારું લાગે અને આ વિષયમાં તો બધી ઈન્દ્રિયો કામ લેવા જાય, તો પાછી ફરી જાય. આંખથી જોવા જાય તો ગભરામણ છૂટી જાય. નાકથી સોડવા જાય તોય ગભરામણ છૂટી જાય, જીભથી ચાખવા જાય તોય ગભરામણ છૂટી જાય !

**પ્રશ્નકર્તા :** આમાં 'એક્ચ્યુઅલી' જે આનંદ લેવાય છે, તે અહંકાર જ લે છે ને ?

**દાદાશ્રી :** સુખ માનેલું છે તેથી ! એમાં રોંગ બિલીફ છે ખાલી ! તને કોઈ દહાડો દરાજ થયેલી ? દરાજ વલૂર વલૂર કરે ને, એવું છે આ ! પાછું કોઈ બેઠું હોય ત્યારે મનમાં ગભરાય કે વલૂરીશ તો ખરાબ દેખાશે, એટલે પછી તું બંધ રાખે અને કોઈ ના હોય ત્યારે તું એને વલૂરે, એની મીઠાશ લાગે તને ! કૃપાળુદેવે વિષયના સુખને દરાજ વલૂરવા જેવું સુખ કહ્યું છે.

**પ્રશ્નકર્તા :** વિષયસુખથી દૂર રહેવા માટે જે પ્રયત્ન કરવામાં આવે છે, તેને પુરુષાર્થ કહેવાય ?

**દાદાશ્રી :** હા. પણ એ સુખ જ નથી, એ ખાલી માન્યતા જ છે, 'રોંગ બિલીફો' જ છે. વ્યવહારમાં લોકોને આ વાત કહેવાય નહીં, જગત વ્યવહાર માટે આ કામનું જ નથી. આ વાત જગત વ્યવહારના લોકોને કરીએ તો તેમને દુઃખ થાય. કારણ કે આ સુખ એકલું જ અવલંબન છે, તેય બિચારાનું આપણે લઈ લીધું ! આ તો જેને જ્ઞાન હોય તેને વાત કરાય, નહીં તો વાત જ ના કરાય. હા, કોઈને સુખને માટે નહીં, પણ છોકરા માટે વિષય હોય તો વાત જુદી છે. પુત્રેષણા શમાવવા પૂરતું હોય તો ઠીક છે. પણ આ તો નિરર્થક, 'યુઝલેસ' હોય છે, જે કૂતરા-કૂતરીનેય શોભે નહીં એવું !

## આ જ્ઞાનને રાખો જાણી

જ્ઞાન એવી વસ્તુ છે કે જેને જાણી રાખવાની જરૂર છે. જ્ઞાનને જાણી રાખવાનું. જ્ઞાન જાણવાનું છે ને એ જાણેલું જ્યારે દર્શનમાં આવે છે, 'બિલીફ'માં આવે છે, ત્યારે વિષય બધા ઊડી જાય.

આ તો આપણે વિષયસંબંધી બહુ ઊંડી ચર્ચા નથી કરતા, એનું શું કારણ કે આ લોકો બહારની દૃષ્ટિ છોડે, તોય બહુ ઊંચી વસ્તુ છે. બહારની દૃષ્ટિ એટલે, બહાર જે 'દેખત ભૂલી' થાય છે તે ના થાય, તોય બહુ થઈ ગયું. એટલે આપણે કહ્યું કે બહાર દૃષ્ટિ બગડી કે તરત જ પ્રતિક્રમણ કરજો. એને પોતાના હક્કનો વિષય છોડવાનું નથી કહેતા. કારણ કે એને હક્કનો વિષય છોડવાનું કહીએ, તો એનું બહાર પાછું બગડી જાય.

## અક્રમ વિજ્ઞાને આપી છૂટ....

**પ્રશ્નકર્તા :** પણ જે લોકો વિષયસુખ ભોગવે છે, એમને એટલી ખોટ તો જવાની ને ?

**દાદાશ્રી :** જેટલું જેટલું 'ચાર્જ' થયેલું છે, એનો તો આપણે વાંધો ના રાખીએ.

**પ્રશ્નકર્તા :** પણ એ 'ચાર્જ' થયેલું છે એમ કહેવાય જ કેવી રીતે ? એ તો ઘરમાં સ્ત્રી સાથે રહેતા હોઈએ એટલે આ વિષય તો સહજ થઈ ગયેલો હોય છે ને ઘણી વખત થાય છે તોય એ 'ચાર્જ' થયેલું જ કહેવાય ?

**દાદાશ્રી :** 'ચાર્જ' થયેલાની બહાર નહીં થવાનું. જે 'ચાર્જ' થયેલું છે, તેની બહાર થાય એવું નથી. તેથી તો અમે આમ વિષયો માટે છૂટ મૂકીએ ને ! નહીં તો છૂટ મૂકીએ કે ? એ તો જવાબદારી છે અને કોઈએ આવી છૂટ આપી પણ નથી ને ?!!

**પ્રશ્નકર્તા :** કોઈએ છૂટ નથી આપી. આમાં તો બહુ 'સ્ટ્રીક્ટ' છે.

**દાદાશ્રી :** એ 'સ્ટ્રીક્ટ' છે એટલે લોકો પામતાં નથી. સત્ય હકીકત નહીં જાણવાથી આમાં 'સ્ટ્રીક્ટ' થાય છે. તેથી લોક પામતાં નથી. સંસારીઓ તો એમ જ કહે છે કે, 'ભઈ, આપણે તો સંસારી, આપણું તો કલ્યાણ થાય જ નહીં ને ?!' એવું આ લોક પોતાની જાત માટે માની બેઠા છે. એટલે એ 'સ્ટ્રીક્ટપણું' ખોટું છે. 'અમે' જ્ઞાનથી જુદી જાતનું જોઈએ છીએ !

**પ્રશ્નકર્તા :** જેટલો વખત 'ડિસ્ચાર્જ' થાય, તે એટલું આવરણ વધે નહીં ?

**દાદાશ્રી :** આપણા 'જ્ઞાન'વાળાને આવરણ ના વધે, અમારી આજ્ઞા હોય ને ! અમે હક્કના વિષયની ના કહી જ નથી ને ! ના કહ્યું હોય તો આ બધાંને ઘેર શું થાય ?

**પ્રશ્નકર્તા :** તમે જો એની ના કહી હોય તો બહુ મોટું તોફાન થઈ

જાય !

**દાદાશ્રી :** પણ અમે એવું કહીએ જ નહીં. કોઈનેય દુઃખ થાય એવું વર્ણન જ ના કરીએ ને !

**પ્રશ્નકર્તા :** અત્યાર સુધી હું આ દ્વંદ્વમાં જ હતો. મને એમ લાગતું હતું કે વિષયથી આવરણ આવે.

**દાદાશ્રી :** પણ જગતે જોયું હશે, તેનાં કરતાં મેં નવી જ જાતનું જોયેલું છે અને તો જ હું આ આજ્ઞા આપું, નહીં તો આપું જ નહીં ને ! આ તો જોખમદારી કહેવાય ! મેં એવું વિજ્ઞાન જોયું છે. ત્યારે મેં તમને છૂટ આપી છે, નહીં તો છૂટ ના અપાય. મેં તમને છૂટ કેવી રીતે આપી છે ? અમે હક્કના વિષયની છૂટ આપી છે, જેથી બહાર દૃષ્ટિ પછી બગડે નહીં ને બગડી હોય તે સુધારી લેજો. પણ હક્કની જગ્યાનું એક જ સ્થાન નક્કી થઈ ગયું એટલે પછી તમને 'એલાઉ' કરીએ. પણ આ તો ફક્ત આત્મસુખ છે કે બીજું કયું સુખ છે ? તે જાણવા માટે તમને કહીએ છીએ કે છ મહિના માટે વિષય છોડીને તો જુઓ ! ફક્ત તપાસ કરવા માટે જ, આ સુખ આત્મામાંથી આવ્યું કે વિષયમાંથી આવ્યું ?

**પ્રશ્નકર્તા :** એ તો ખબર પડે છે કે વિષયથી સાચા સુખની ખબર નથી પડતી, છતાં એ થઈ જાય છે.

**દાદાશ્રી :** થાય તેનો વાંધો નથી. આ 'અક્રમ વિજ્ઞાન' છે, બહુ જુદી જાતનું વિજ્ઞાન છે. નહીં તો એક જ 'ડિસ્ચાર્જ' ત્યાં ક્રમિકમાં ચાલવા ના દે. અમે તો આખી જિંદગીનાં 'ડિસ્ચાર્જ' ચલાવી લીધાં છે. આ તો 'અક્રમ વિજ્ઞાન' છે ! વિજ્ઞાન એટલે શું, કે એને કોઈ ના પહોંચી વળે !

## ભગવાનને તાબે કે સ્ત્રીને ?

તેથી અમે કહ્યું છે ને, કે ભઈ, આખા જગતે વિષય એ વિષ છે, એમ કહ્યું છે. તેને અમે કહીએ છીએ કે, વિષય એ વિષ નથી. સાધુઓ જાણે કે અમે તરી ગયા અને આ સંસારીઓ ડૂબી ગયા. અલ્યા, કોઈ બાપોય તર્યો નથી અને તું ડૂબ્યોય નથી. તું શું કામ ભડકે છે ? વહુ જો

ડૂબાડતી હોય, તો ભગવાન પૈણત જ નહીં ને ! વહુ ડૂબાડતી નથી, તારી અણસમજણ ડૂબાડે છે. તારે કેવી રીતે આરાધના કરવી, કેવી રીતે નિકાલ કરવો, તે તું જાણતો નથી.

મહાવીર ભગવાન ત્રીસ વર્ષ સુધી સ્ત્રી સાથે રહ્યા ને છોડી હઉ થઈ અને છેવટે મહાવીરનેય છૂટું થવું પડ્યું. છેલ્લાં બેતાળીસ વર્ષ સ્ત્રી વગર એમ ને એમ રહ્યા. આપણે તો છેલ્લાં પંદર જ વર્ષ સ્ત્રી વગર નીકળે; મન-વચન-કાયાથી આ છૂટી જાય તોય બહુ થઈ ગયું, એવું કહીએ છીએ. નહીં તો છેલ્લો દસકો જ નીકળે તોય બહુ થઈ ગયું. નહીં તોય પણ છેલ્લે આવું બ્રહ્મચર્ય હોવું જોઈએ. હવે એ ઉદય ક્યારે આવે ? જ્યારે એનું જ્ઞાન સાંભળો ત્યારે ઉદય આવે. હંમેશાં જ્ઞાન સાંભળ્યા વગર દર્શન થાય નહીં અને દર્શન થાય નહીં ત્યાં સુધી 'રોંગ બિલીફ' તૂટે નહીં.

બ્રહ્મચર્ય એ તો બહુ સારી વસ્તુ છે, પણ એ જો ઉદયમાં આવ્યું તો, એનાં જેવું બીજું કોઈ પદ જ નથી ! આ 'ફાઈલો' તો પરવશતા લાવે. કારણ કે દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ બન્નેના જુદાં જ હોય ને ? એક ધણી મને કહેતો હતો, 'મારી બૈરી મને એવું કહેતી હતી કે તમે મને ગમતા નથી. તમે મને અડશો નહીં.' આનું શું થાય ? આ ગાડી કયે ગામ પહોંચે હવે ? એના કરતાં આ બ્રહ્મચારીઓને કશી ઉપાધિ જ નહીં ને ! એમને કોઈ કરાર જ નહીં ને એ કહે છે કે અમારે કરાર કરવોય નથી અને જેણે કરાર કર્યા છે, તેને કહું છું કે પૂરા કરો.

**પ્રશ્નકર્તા :** 'કરાર નથી કરવા' એવું જે કહે એ અટકાયત નથી ?

**દાદાશ્રી :** જાણી-જોઈને કોઈ ખાડામાં પડે ? ઉઘાડો ખાડો દેખાય છે, તેમાં પછી કોણ પડે ?! આપણને હવે એવી ગરમી નથી લાગતી. ગરમી લાગતી હોય તો ઠંડક ખોળવા કાદવના ખાડામાં પડો. આ બ્રહ્મચારીઓને 'ફાઈલ' નથી એટલે ખરેખરું સુખ વર્તે ! 'ફાઈલ' તો આપણને કહેશે કે અત્યારે તમારે ભઈબંધને ત્યાં નથી જવાનું, તો ત્યાં આપણું શું થાય ? વળી, ભગવાનના તાબામાંથી તારા તાબામાં રહેવાનો વખત મારે આવ્યો ?!

**પ્રશ્નકર્તા :** કરાર કર્યા છે.

**દાદાશ્રી :** હા, કરાર કર્યા છે. એટલે એનો કશો વાંધો નહીં. દ્દષ્ટિ બગાડીશ નહીં. બહાર જોવામાં બહુ જોખમદારી છે. એ હરૈયો ઢોર કહેવાય. હરૈયા ઢોર થવા કરતાં હું કહું કે પૈણ. મારી રૂબરૂ પૈણ, હું તને આશીર્વાદ આપીશ !' હું ખોટું કહું છું ? આવી છૂટ કોઈએ આપી છે ? આટલી છૂટ આપી છે ? અને ત્યાર વગર માણસ બિચારો શી રીતે મોક્ષમાર્ગે જાય ? આ રોગથી તો ભરેલો છે, તે શી રીતે જાય ? આ તો વિજ્ઞાન છે, તેથી 'સેફસાઈડ' કરી આપે છે !

## અક્રમ વિજ્ઞાન તો, શું કહે છે ?

પુદ્ગલનું જોર ઓછું થાય એવા સંજોગ જ ક્યાં છે અત્યારે ? એટલે જ્ઞાની પુરુષ આ જ્ઞાન આપે, આત્મા લક્ષમાં આપે, તે ઘડીએ પુદ્ગલનું જોર એકદમ ઓછું કરી નાંખે છે. લક્ષ બેસાડી દે, ને પછી પાછું પુદ્ગલનું જોર વધે છે. પણ એક ફેરો લક્ષ બેસી ગયું કે પછી એ છૂટે નહીં ને લક્ષ બેઠા પછી પુદ્ગલ ઝપાટાબંધ ઓગળી જાય. પેલું તો રોજ પુદ્ગલની કમાણી હતી ને રોજ ખર્ચો હતો. તે હવે કમાણી બંધ થઈ ગઈ ને ખર્ચો એકલો જ રહ્યો. એટલે આ પુદ્ગલનું જોર બહુ મંદ થઈ જશે.

હવે આ 'જ્ઞાન' પછી કોઈ પુદ્ગલ નડતું નથી. આમાં જોવા જાય તો કોઈ ક્રિયા નડતી નથી, પણ અમુક અમુક ક્રિયાઓ બહુ 'ફોર્સ'વાળી છે, એટલે ત્યાં વાંધો આવે છે. તેમાં વધારેમાં વધારે 'ફોર્સ'વાળી હોય તો ચારિત્ર. દુષ્ચારિત્ર તો વળી એથીય બહુ જ 'ફોર્સ'વાળું છે અને સુચારિત્ર ઓછા 'ફોર્સ'વાળું છે. પણ 'ફોર્સ'વાળું તો બેઉ છે જ. બીજું કશું આ ખાવા-પીવાનું તમારે જે ખાવું હોય તે ખાજો. એ નડતું નથી. વાળ જેમનાં કપાવવા હોય એમનાં કપાવજો, તેલ નાખવું હોય તો નાખજો, 'સેન્ટ' નાખવું હોય તો નાખજો, સિનેમા જોવા જજો. એનો મને કોઈ જાતનો વાંધો નથી. એ પુદ્ગલ બહુ નુકસાનકર્તા નથી. એ 'ફોર્સ'વાળું નથી, પણ દુષ્ચારિત્ર તો બહુ જ ફોર્સવાળું છે. સુચારિત્ર પણ ફોર્સવાળું છે, પણ એ

સુચારિત્રનોય આસ્તે આસ્તે નિકાલ કરવો જ રહ્યો ને ?! નિકાલ કોનું નામ કહેવાય કે ઉપરથી આવી પડેલું કામ હોય અને આમ બજારમાં ખોળવા ના જવું પડે. એને નિકાલ કહેવાય. છૂટકો જ ના થાય એવું હોય, આપણી ઈચ્છા જ ના હોય, એનું નામ આવી પડેલું કામ કહેવાય.

એટલે આત્મા જુદો જ છે, પણ જુદો અનુભવમાં કેમ નથી આવતો ? પુદ્‌ગલનો ફોર્સ જબરજસ્ત છે તેથી એટલો બધો ફોર્સ છે કે આત્મા હાથમાં આવે એવો જ નથી. આત્મા કેવો છે એ પણ લોક જાણતાં નથી. એ તો જ્ઞાની પુરુષ જ્યારે આત્મજ્ઞાન આપે ત્યારે, આ આત્મા આવો છે ને આવો નથી, એવું બે વિભાજન કરી આપે ત્યારે લક્ષ બેસે, નહીં તો આત્માનું લક્ષ જ ના બેસે ને !

**પ્રશ્નકર્તા :** સુચારિત્ર અને દુષ્ચારિત્રની વ્યાખ્યા બરોબર કરો ને !

**દાદાશ્રી :** સુચારિત્ર એટલે આપણા હક્કનું ભોગવવું, હક્કના ચારિત્ર ભોગવવા અને કુચારિત્ર એટલે અણહક્કનું ભોગવવું. તે અણહક્કનું તો મુંબઈમાં વપરાતું જ નથી ને ?

**પ્રશ્નકર્તા :** અણહક્ક વગરનો તો કોઈ રસ્તો જ નથી દેખાતો !

**દાદાશ્રી :** ઘણોખરો માલ જ એવો ભરેલો છે. આ માણસ હોટલમાં જઈને માંસાહાર કરે છે અને આ માણસને પોલીસવાળાએ પકડ્યો છે અને એને મારીને કહે છે માંસાહાર ખાવું જ પડશે ને એણે ખાધું, તો એ બેમાં થોડોઘણો ફેર ખરો ? તો ભગવાને કહ્યું કે પોલીસવાળાનો પકડેલો એવું આરાધન કરશે તેનો અમારે વાંધો જ નથી. ચારિત્ર એનું એ જ, પણ પોલીસવાળાનો પકડેલો છે, તો ભગવાન બિલકુલેય વાંધો નથી લેતા.

## વિષય દૂર કરાવે આત્માનુભવ

મેં આત્મા તો તમને આપેલો છે, પણ કઈ વસ્તુ તમને એની અસર થવા દેતી નથી ? વિષય ! આ વિષય કંઈ રોજ રોજ હોતા નથી. કો'ક દહાડો હોય. પણ તેની પછી અસર બહુ હેરાન કરે છે અને વિષયનો અભિપ્રાય બહુ માર ખવડાવે છે. બ્રહ્મચર્યનો ભંગ થયો માટે જંતુની અસર

થઈ ને ? એવો ભંગ હોય જ નહીં તો તો કેવું સરસ રહે ! આ જંતુની સૂક્ષ્મ અસરો એટલી બધી ખરાબ પડે છે કે ઘડીવાર જંપવા જ ના દે.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા પદમાં રહેવા માટે મુખ્ય વસ્તુ કઈ જોઈએ ?

**દાદાશ્રી :** આ વિષયમાંથી છૂટ્યો એટલે પછી શુદ્ધાત્મામાં રહેવાય. બૈરી પૈણેલો હોય તેનો અમને વાંધો નથી, પણ હરૈયાનો વાંધો છે. પૈણેલી જોડે પાંચમાંથી એક મહાવ્રતનો, બ્રહ્મચર્યનો ભંગ થાય છે અને કળિયુગમાં તો એવા જંતુઓ એકબીજામાં હોય છે કે તેમને પછી જંપવા જ નથી દેતા. કારણ કે આ બહાર રખડનારાઓને જર્મ્સ બહુ જ નુકસાન કરે છે. તેની પોતાને ખબર ના પડે. તેથી હું કહું છું ને કે એકને પૈણ. કારણ કે આ તને નેસેસરી વસ્તુ છે. પોતે પૂર્વજન્મમાં બ્રહ્મચર્યના ભાવ ના કરેલા હોય તેથી પૈણવું પડે છે.

પોતાની સ્ત્રી જોડેના વિષયમાં પાછો નિયમ હોવો જોઈએ. કૃપાળુદેવે કહ્યું છે કે મહિનામાં બે દિવસ, પાંચ દિવસ કે સાત દિવસનું તું જ્ઞાની પુરુષ પાસે નક્કી કરજે, તો પછી એ જ્ઞાની પુરુષ આ જવાબદારી પોતાની માથે લઈ લે. ને પછી અમે વિધિ કરી આપીએ. અમારી આજ્ઞા થઈ તો વાંધો નહીં. અમારી પાસે આજ્ઞાપૂર્વકનું હોય, તેને કોઈ બાધા ના આવે.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન વગર એ લક્ષ બેસવું બહુ મુશ્કેલ પડે છે !

**દાદાશ્રી :** આ જ્ઞાન વગર ફીટ જ ના થાય ને ! છતાં પણ આ સાધુઓ છે એમને ફીટ થાય છે. એનું શું કારણ છે ? કે આગલા અવતારોમાં વિષય નથી ભોગવવા એવી એમણે ભાવના ભાવ ભાવ કરેલી હોય, તેથી એનું ફળ આવેલ છે. અને એમને એ ભેગુંય ના થાય, એમને એ ગમે પણ નહીં.

❖❖❖❖❖

# [૫]
# સંસારવૃક્ષનું મૂળ, વિષય

## કૉમનસેન્સથી ટળે અથડામણો

અનંત અવતારથી પૈણે છે, છતાં સ્ત્રીનો મોહ જાય છે ? દરેક અવતારમાં બચ્ચાં પેદા કર્યાં છતાં બચ્ચાંનો મોહ જાય છે ? અલ્યા, કયા અવતારમાં બચ્ચાં નથી થયાં ?

**પ્રશ્નકર્તા :** આ અથડામણો-કષાયો થાય છે, એનું મૂળ વિષય જ ને ?

**દાદાશ્રી :** હા, બધું વિષયને લઈને જ છે. એ વિષયમાં એક્સપર્ટ થઈ ગયેલો હોય. વિષયમાં 'ટેસ્ટફૂલ' થયેલો છે, એટલે મહીં સ્વાર્થ હોય અને સ્વાર્થને લઈને અથડામણ થાય. સ્વાર્થમય પરિણામ હોય ત્યાં કોઈ દહાડો કશું દેખાય નહીં. સ્વાર્થી હંમેશાં આંધળો હોય. સ્વાર્થી, લોભી, લાલચુ બધા આંધળા હોય. આ દુનિયાનો બધો આધાર પાંચ વિષય ઉપર જ છે. જેને વિષય નથી, તેને અથડામણ નથી.

**પ્રશ્નકર્તા :** પોતાને વિષય નથી, પણ એના લીધે બીજાને અથડામણ ઊભી થઈ શકે ?

**દાદાશ્રી :** બીજાને શા માટે થાય ? હા, કો'કને થાય તો, તે એની ભૂલ છે. ન્યાયપૂર્વક હોય તેને દુઃખ ના થાય, પણ પછી પોતાની જાતે માનીને દુઃખ વહોરી લે, તેનું શું થાય ? બનતાં સુધી જો તેને વાળી લેતાં આવડે તો સારું કહેવાય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન જોડે હોય તો તરત 'બ્રેક' મારી શકે ?

**દાદાશ્રી :** કશું કહેવાય નહીં, ફરી લપસીય પડે. જ્ઞાનવાળા પણ સ્લિપ થઈ જાય. આ તો કોમનસેન્સવાળો હોય. કોમનસેન્સ એટલે શું કે એવરી વ્હેર એપ્લિકેબલ, એવો કોઈ હોય એ માર્ગ કાઢી આપે. બધાં તાળાં ઉઘાડીને માર્ગ કાઢી આપે. અથડામણમાંથી રસ્તો કાઢે, પણ એ એક્સપર્ટ ના હોય.

**પ્રશ્નકર્તા :** એને, કોમનસેન્સવાળાને બળતરા હોય ?

**દાદાશ્રી :** ના, જો બળતરા હોય તો કોમનસેન્સ ઉત્પન્ન થાય જ નહીં. બળતરા વિષયવાળાને હોય. બળતરા છે ત્યાં સુધી વિષય ઊભો રહેલો છે અને વિષય હોય ત્યાં સુધી બળતરા ઊભી રહી છે.

## ફેર, વિષય-કષાય તણો

**પ્રશ્નકર્તા :** વિષય અને કષાય, એ બેમાં મૂળભૂત ફરક શું છે ?

**દાદાશ્રી :** કષાય એ આવતાં ભવનું કારણ છે અને વિષય એ ગયા ભવનું પરિણામ છે. એટલે આ બેમાં તો બહુ ફેર છે.

**પ્રશ્નકર્તા :** એ જરા વિગતવાર સમજાવો.

**દાદાશ્રી :** આ બધા જેટલા વિષયો છે, એ ગયા અવતારના પરિણામ છે. તેથી અમે વઢતાં નથી કે તમને મોક્ષ જોઈતો હોય તો જાવ એકલાં પડી રહો, ઘેરથી હાંક હાંક ના કરીએ ? પણ અમે અમારા જ્ઞાનથી જોયું છે કે વિષય એ ગયા અવતારનું પરિણામ છે. એટલે કહ્યું કે જાવ ઘેર જઈને સૂઈ જાવ, નિરાંતે ફાઈલોનો નિકાલ કરો. અમે આવતાં ભવનું કારણ તોડી નાખીએ અને જે ગયા અવતારનું પરિણામ છે એ અમારાથી છેદાય નહીં, કોઈથીય છેદાય નહીં, મહાવીર ભગવાનથીય ના છેદાય. કારણ કે ભગવાનનેય ત્રીસ વર્ષ સુધી સંસારમાં રહેવું પડ્યું હતું ને બેબી થઈ. વિષય અને કષાયનો અર્થ ખરેખર આ થાય, પણ એની લોકોને કશું ખબર જ ના પડે ને ?! એ તો ભગવાન મહાવીર એકલાં જ જાણે કે આનો શું અર્થ થાય.

**પ્રશ્નકર્તા :** પણ વિષય આવ્યા, તો કષાય ઊભાં થાય ને ?

**દાદાશ્રી :** ના. બધા વિષય વિષય જ છે, પણ વિષયમાં અજ્ઞાનતા હોય ત્યારે કષાય ઊભાં થાય અને જ્ઞાન હોય તો કષાય ના થાય. કષાય ક્યાંથી જન્મ્યા ? ત્યારે કહે, વિષયમાંથી. એટલે આ બધા કષાય ઊભા થયા છે તે બધા વિષયમાંથી ઊભાં થયેલા છે. પણ આમાં વિષયનો દોષ નથી, અજ્ઞાનતાનો દોષ છે. રૂટ કૉઝ શું છે ? અજ્ઞાનતા. ક્રમિકમાર્ગમાં વિષયો પહેલાં બંધ કરવા પડે, તો જ કષાય બંધ થાય. તેથી તો બધા વિષયોનો ત્યાગ કરી કરીને દાટાં મારી દેવાના ને ! તેય એવાં પેચવાળા દાટાં કે એની મેળે ખૂલી ના જાય. એવા દાટાં હોય નહીં તો દાટાં લપટાં પડી જાય. ખાવાનું બધું ભેળું કરીને ખાવાનું જેથી જીભનો વિષય ચોંટે નહીં, એમ આંખનો વિષય ચોંટે નહીં, કાનનો વિષય ચોંટે નહીં, નાકનો વિષય ચોંટે નહીં, સ્પર્શનો વિષય ચોંટે નહીં, એવા પેચવાળા દાટાં મારવાના.

## દોષ છે અજ્ઞાનતાનો

**પ્રશ્નકર્તા :** જે જે વિષય ચોંટતા હોય અને એ વિષયોમાં સાથે જ્ઞાન પણ રહેતું હોય કે આનું પરિણામ આ આવશે, તો એને ના ચોંટે ને ?

**દાદાશ્રી :** 'પરિણામ આ આવશે' એ નહીં જોવાનું. એ તો બધું ચોંટે જ. વિષયનું આરાધન એટલે જ ચોંટ. અજ્ઞાનતાથી એ ચોંટી પડે. આ અમારું સાયન્સ નવી જ શોધખોળ છે, અજાયબ શોધખોળ છે ! ક્રમિક માર્ગમાં પાંચેય ઈન્દ્રિયોને દાટાં મારતાં મારતાં કરોડો અવતાર થાય. અરે, એક જ દાટો મારતાં કરોડો અવતાર થાય ને !

તમે જો સમકિતમાં રહો તો વિષય તમારો નડતો નથી. કારણ કે વિષય એ ગયા ભવનું પરિણામ છે, આ ભવનું નથી એ. સમકિતમાં રહો ને કષાય, એ બે સાથે ના બને. કષાય તો પરભવનું કારણ છે. આવું જો કષાય અને વિષયને જુદું પાડ્યું હોત તો લોકો વિષયથી આટલાં બધા ભડકત નહીં, પણ એ તો કહેશે કે આવું બને જ નહીં ને ! વિષય તો ના હોવો જોઈએ ને ?!

વિષયનો જો દોષ હોત તો તો આ જાનવરો બધાંને કષાય ઊભાં

થઈ જાય. એટલે અજ્ઞાનતાનો દોષ છે. આ જાનવરોને કંઈ અજ્ઞાનતા ગઈ નથી. એમને અજ્ઞાનતા છે, પણ એમનાં વિષયો લિમિટેડ છે. એટલે કષાય થાય જ નહીં, કષાય વધે જ નહીં અને આપણા લોકોના કષાય તો અન્‌લિમિટેડ થાય.

## ક્રમિકમાં વિચારે કરીને પ્રગતિ

**પ્રશ્નકર્તા :** એકાવતારમાં કર્મો ખપાવી કાઢવાં હોય તો, તે કેવી રીતે ખપે ?

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ તો બધુંય કરે, અક્રમ વિજ્ઞાની ચાહે સો કરે ! પેલા ક્રમિકના જ્ઞાનીઓ ના ખપાવી શકે. પેલા જ્ઞાનીઓ તો પોતાનું ના ખપાવે અને સામાનુંય ના ખપાવે. પોતાનું તો ફક્ત કેટલું ખપાવે ? કે વિચારે કરીને જેટલાં કર્મો ખપાવી શકાય એટલાં કર્મો ખપાવી દે. કારણ કે એમને વિચાર જ્ઞાનાન્‌ક્ષેપકવંત હોય છે. એટલે એનાં જેવું લગભગ, આખું નહીં, પણ વિચારધારા નિરંતર ચાલુ જ હોય, પણ તે આત્મા ન હોય. આત્મા તો, વિચારધારાની આગળ નિર્વિચારપદ છે અને નિર્વિચારપદની યે આગળનું સ્ટેશન આત્મા છે. વિચારધારા એ આત્મા ન હોય, પણ 'ક્રમિકમાર્ગ'માં આત્મા પ્રાપ્ત કરવાનું સાધન એટલું જ છે. બીજું કોઈ સાધન નથી.

**પ્રશ્નકર્તા :** 'કર વિચાર તો પામ' એવું કહે છે ને !

**દાદાશ્રી :** હા, એટલું જ સાધન છે.

અમે કહીએ કે, 'આ લોકો સંસારમાં સ્ત્રી સાથે રહે છે, છતાં આમને આર્તધ્યાન ને રૌદ્રધ્યાન બંધ થઈ ગયાં છે.' એવી વાત ક્રમિકમાર્ગવાળા શી રીતે 'એક્સેપ્ટ' કરે ?!

**પ્રશ્નકર્તા :** એ શાથી ?

**દાદાશ્રી :** એમની જાણકારી એવી થઈ ગયેલી છે કે વિષયમાંથી જ કષાય ઊભાં થાય છે, માટે વિષય બંધ થઈ જવા જોઈએ. એ લોકો તો જુએ કે જો વિષય બંધ થાય છે ? તો વાત એમની સાચી છે અને

વિષય બંધ નથી થયા તો 'રહેવા દો, તમારી વાત ગપ્પાં છે' એમ કહેશે.

તમે સંસારમાં રહેતા હો ને તમારાં આર્તધ્યાન અને રૌદ્રધ્યાન બંધ થયાં છે એવું તમે કહો તો એમના મનમાં થાય કે, 'આ બહુ દોઢ ડાહ્યો લાગે છે. આર્તધ્યાન-રૌદ્રધ્યાન બંધ થાય એવું બને જ નહીં ને ! આ તો સમજ્યા વગરની વાત કરે છે.' પણ એ જાણતો ના હોય કે આ કયું વિજ્ઞાન છે ! વર્લ્ડની અજાયબી છે !! અગિયારમું આશ્ચર્ય છે !!! મને ભેગો થયો તેનું કલ્યાણ થઈ જાય, પણ ભેગો થવો જોઈએ.

## કઈ અપેક્ષાએ વિષય બંધન સ્વરૂપ ?

**પ્રશ્નકર્તા :** કામવાસનાને નોકષાયમાં કેમ મૂક્યું છે ?

**દાદાશ્રી :** નહીં તો તેને શેમાં મૂકે ત્યારે ? કષાયમાં મૂકે તો તો મૂકનારો માર ખાય, શાસ્ત્ર ખોટું ઠરે. એમાં ક્રોધ-માન-માયા-લોભ નથી, પણ જ્ઞાનીને નથી ને અજ્ઞાનીને છે. માટે એને નોકષાયમાં મૂક્યું. એ કષાય નથી. તું વાંકો છું તો આ વાંકું થશે, તું સીધો થશે તો આ સીધું જ છે.

**પ્રશ્નકર્તા :** છતાં બ્રહ્મચર્યને મહાવ્રતમાં મૂક્યું છે અને વિષયને નોકષાયમાં મૂક્યા છે, તો આમ કેમ ?

**દાદાશ્રી :** બ્રહ્મચર્ય તો મહાવ્રતમાં મૂકવું પડે ને વિષયને નોકષાયમાં મૂકવા પડે. કારણ આમાં ક્રોધ-માન-માયા-લોભ નથી. પણ પછી ક્રોધી હોય કે માની હોય, તેને તેવી અસર પામે.

**પ્રશ્નકર્તા :** પણ કામવાસના એ રાગ તો ખરો ને ?

**દાદાશ્રી :** હા, પણ એને જ્ઞાનીની સ્થિતિમાં ચારિત્રમોહ કહેવાય. અને સંસારના લોકો માટે તો બધો રાગ જ છે ને ! એટલે ભગવાને ગણવાનું કેવું કહ્યું છે ? સંસારી માટે આમ ગણી શકાય અને જ્ઞાની માટે આમ ગણી શકાય.

**પ્રશ્નકર્તા :** તો એને એમ કહેવાનું કે આ કષાયમાં નથી ?

**દાદાશ્રી :** નો કષાય એટલે નહીં જેવા કષાય, નહીંવત્. કારણ કે એને એમાં પરાણે પડવું પડે છે. જેમ ગાડીમાંથી પડી જાય, એવી રીતે કરવું પડે છે. ગાડીમાંથી જાણી-જોઈને કોઈ પડતું હશે ? ભય છે ને, એને પણ નો કષાય કહ્યું. કારણ કે ભય લાગે ને શરીર ધ્રૂજી જાય. પણ એ સંગીચેતનાનો ભય છે, આત્માનો ભય નથી. એવું વિષય એ સંગીચેતનાનું છે. જ્ઞાનીઓને માટે એ બધું જુદી જાતનું છે, એ નિર્જરાનું કારણ છે. અજ્ઞાનીને વિષય બંધનું કારણ છે અને જ્ઞાનીને વિષય નિર્જરાનું કારણ થાય છે. માટે એને નો કષાયમાં ગણવું પડશે.

**પ્રશ્નકર્તા :** આ વાત તો જ્ઞાની માટે જ ને ? જ્ઞાની સિવાય બીજા બધા માટે નહીંને ?

**દાદાશ્રી :** જ્ઞાની કોણ ? જેને આ જ્ઞાન પ્રાપ્ત થયું છે એ પણ જ્ઞાની કહેવાય અને એ સિવાય તો બીજાને નો કષાય જેવું હોતું જ નથી. એમને તો પચ્ચીસેય પ્રકારના કષાય છે, ત્યાં તો આખી દુકાન જ મોટી ને ! આ જ્ઞાન પછી તમને તો ક્રોધ-માન-માયા-લોભ નથી એમ કહેવું હોય તો કહી શકાય.

## વિષયને કહ્યો, નો કષાય

ખરી રીતે જોવા જાય તો મનુષ્યને વિષયની જરૂર જ નથી. જે બધા લોકો કહે છે, તે તો અજ્ઞાનીની અપેક્ષાએ છે. બાકી જ્ઞાન અપેક્ષાએ મનુષ્યને વિષયની જરૂર છે જ નહીં. અને અજ્ઞાન અપેક્ષાએ વિષય સિવાય ચાલે એવું નથી. પણ એ પદ્ધતિસર એને ગોઠવતાં ના આવડે તો ત્યાં સુધી બધું કાચું પડી જાય. જ્ઞાનીને તો ચારિત્ર મોહનીય એવી હોય તેથી, નહીં તો જ્ઞાનીને વિષય જોઈએ જ એવું નથી. નવ પ્રકારના નો કષાય કહેલાં છે એટલે નહીં જેવા. અને બીજા સોળ કષાય, એ તો બહુ 'સ્ટ્રોંગ' કહેવાય.

**પ્રશ્નકર્તા :** હાસ્યનેય નો કષાય કહ્યું છે, હાસ્ય તો આવે, પણ જ્યારે ત્યારે છેલ્લે એને કાઢી નાખવું પડશે ને ?

**દાદાશ્રી :** કોઈનેય કાઢવાનું નથી. એની મેળે નિર્જરા થઈ જવાની.

'આ' જ્ઞાન મળ્યા પછી હવે તમે કર્તા નથી, એટલે કાઢવાનું રહ્યું નહીં ને ? કર્તા હોય તો કાઢવાનું હોય. આપણે અહીં તો એની મેળે નિર્જરા થયા જ કરે. હાસ્ય, વિષય બધું નિર્જરા થયા કરે અને વખતે ચારિત્ર મોહનીય થોડી રહી હશે, એ એક અવતારમાં ખાલી થઈ જવાની.

વિષયનો દુરુપયોગ ના કરે એથી શાસ્ત્રકારોએ કહ્યું છે કે જે વિષય અજ્ઞાનીને બંધનું કારણ છે, તે જ વિષય જ્ઞાનીને નિર્જરાનું કારણ છે. પણ જો એનો અવળો અર્થ ના કરે તો ! પછી એમ જાણે કે 'હેંડો, આ તો આપણને સિક્કો મારી દીધો. માટે હવે આમાં વાંધો નથી.' એવું ના ચાલે. આનો દુરુપયોગ ના કરાય. એથી આ વાતને ખુલ્લી ના કરાય ને ? આવું ખુલ્લું ના કરવું જોઈએ છતાંય પણ વાત નીકળી, તે ખુલ્લું થઈ જાય છે ને ?

જે શરીરથી ઝમે છે ને, એ બધું નોકષાય છે. શરીરથી ઝમે છે, મનથી ઝમે છે, વાણીથી ઝમે છે, એ ત્રણેય ભાગ ખરી રીતે તો નોકષાય જ છે. અને આ શરીર તો આખું નોકષાય જ છે, નોકર્મ જ કહેવાય એને !

## મોટો દોષ, વિષય કરતાં કષાયનો

**પ્રશ્નકર્તા :** વિષયદોષ જ મોટો દોષ ગણવો ખરો કે નહીં ?

**દાદાશ્રી :** તમે અત્યારે 'ચંદુલાલ' હો તો દોષ ગણવો જોઈએ. અને 'શુદ્ધાત્મા' હો તો ગણશો નહીં. એ ક્યાં બેસી રહીએ પાછાં એની પાસે ! આપણે તો આપણું કામ કરીએ કે પાછું દોષ સીવ સીવ કરીએ ? દોષિત દોષ કર્યા કરશે અને તમે તમારું કામ કર્યા કરો. જેમ ખાનારો ખાય અને દોષિત દોષ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** પણ 'ચંદુલાલ'ને કયા દોષ મોટાં છે, એ સમજવું તો રહ્યું ને ?

**દાદાશ્રી :** હા. 'ચંદુલાલ'ને સમજવું પડશે, એ 'ચંદુલાલ'ને કહેવું કે, 'સમજો, આમ નહીં ચાલે. હા, નહીં તો દાદાને કહી દઈશ.' એવું કહેવું.

**પ્રશ્નકર્તા :** અને એ ખરું કે નહીં કે મોટા દોષ વિષયના હોય છે, કષાય કરતાં પણ ?

**દાદાશ્રી :** ના, દોષ વિષયના હોય, પણ વિષય એવી વસ્તુ છે ને, કે વિષય એ ઈફેક્ટિવ છે, કષાય એ કૉઝીઝ છે. એટલે ઈફેક્ટ એ તો એની બધી ઈફેક્ટ આપીને જતો રહેશે. આ જેટલાં વિષય છે ને, એ માત્ર ઈફેક્ટિવ છે અને કષાય કૉઝ છે. એટલે કષાય જ દુઃખદાયી છે અને કષાયથી જ સંસાર ઊભો રહ્યો છે. પણ એ સમજવાની જરૂર છે કે એ કેવી રીતે ઈફેક્ટિવ છે. એટલે એનું બહુ મહત્ત્વ ના રાખવું. એ ચંદુભાઈને કહીએ, 'આમ ન થાય તો સારું !' એવું કહેવું એક દહાડે, બે-ત્રણ દહાડે, તે અમથું કહેવું જ, જરા ખાલી, ફ્રેન્ડલી ટોનમાં !

**પ્રશ્નકર્તા :** વધારે કહેવાની જરૂર જ ન પડે ?

**દાદાશ્રી :** વગર કામના બિચારાં આપણી જોડે રહે, પાડોશમાં. હવે ના એનો કોઈ આધાર રહ્યો. આધાર હતો, તે એય નિરાધાર થઈ ગયો, નોધારો થઈ ગયો. એટલે કોઈ ફેરો કંટાળી ગયા હોય અને ડીપ્રેશ થઈ જાય તો, આપણે અરીસા સામું લઈ જઈને ખભો થાબડવો ને કહેવું કે 'અમે છીએ તારી જોડે, ગભરાઈશ નહીં, બા.' પછી કહેવું પણ ફ્રેન્ડલી ટોનમાં કહેવું કે, 'આમ શા હારું ? હવે શાના હારું ? શો ફાયદો છે ? ને દાદા જાણે તો સારું દેખાય ?' એવું કહેવું.

**પ્રશ્નકર્તા :** પણ એ એવી ગાંઠો જલદી જતી ન હોય તો કોઈ દી કાંઈ ન કરવું પડે ?

**દાદાશ્રી :** એની ભાંજગડમાં પડશો નહીં, રાગ-દ્વેષ ના થાય એ જોજો, બસ. અને વિષય એટલે શું ? થાળી એ પણ વિષય. જમણ આવ્યું, એ વિષય નહીં ? હવે એ જમણ મૂક્યું અને આપણે આ ગઈકાલે આખો દહાડો ઉપવાસ કર્યો હતો, ને અત્યારે ભૂખ્યા હોય, તે અગિયાર વાગે જમવાનું મૂક્યું અને સરસ કેરી ને બધુંય હોય અને તરત થાળી લઈ લે. હવે જમ્યાય નહીં ને ત્યાર પહેલાં તો થાળી ઉઠાવી લે, તો તે ઘડીએ મહીં પરિણામ ના બદલાય. ત્યારે જાણવું કે, આનો વાંધો નથી. અને વિષયનો

એટલો બધો વાંધો છે ને કે વિષયનું યાચકપણું ના થવું જોઈએ. લાચારી કે યાચકપણું ના હોવું જોઈએ. તમે શુદ્ધાત્મા થયા હવે ! યાચકપણું એ શબ્દ સમજાય એવો છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** 'આ તમને બાઉન્ડ્રી બતાવું છું.' કોઈ પણ વસ્તુનું યાચકપણું એટલે શું કે જલેબી નહીં મળે તો, 'જલેબી લાવોને ! થોડીક જલેબી લાવો' કરે ! મેલને મૂઆ, અનંત અવતાર જલેબીઓ ખાધી તોય હજુ યાચકપણું રાખો છો ? જેની લાલસા હોય ને તેનું યાચકપણું થાય માણસને ! એ યાચકપણું નહીં હોવું જોઈએ. બીજું બધું ખા-પી બધું કરજો. પણ તે યાચકપણું નહીં. યાચકપણું એ લાચારી છે એક જાતની !

## વિષય એ છે ઈફેક્ટ

**પ્રશ્નકર્તા :** એ વધારે સમજાવો કે આ બધા વિષય એ ઈફેક્ટ છે.

**દાદાશ્રી :** વિષય એ ઈફેક્ટ જ છે. કાયમને માટે એ ઈફેક્ટ જ છે. પણ કૉઝીઝ જ્યાં સુધી સમજાયા નથી ત્યાં સુધી વિષય પણ કૉઝીઝ સ્વરૂપે છે. એવું છે ને, આ વાત ખુલ્લી બહાર ના કહેવાય કે વિષય એ કૉઝીઝ નથી, ઈફેક્ટ જ છે એકલી. જે કૉઝીઝને કૉઝીઝ જાણે છે, તેને વિષય ઈફેક્ટ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, તમારી પાસે 'જ્ઞાન' મળ્યા પછી અમારે એ સમજમાં રાખવું પડશે ?

**દાદાશ્રી :** હા, રાખવાનું કે આ ઈફેક્ટ જ છે.

**પ્રશ્નકર્તા :** આવાં બધા ફોડ પડે એટલાં માટે અહીંયા બેસીએ અને વાત પૂછીએ.

**દાદાશ્રી :** એટલાં સારું અહીં બેસીને ફોડ પાડીને જોઈ જાવ. બધી વાત, એવું કહીએ ને ! કોઈ કાનમાં અત્તરનાં બે પૂમડાં ઘાલીને આવ્યો. મને લોક કહેશે, 'જુઓ, આ મોજ-શોખ કેટલાં કરે છે ?? હું કહું કે, 'ભઈ,

કરવા દેને, એ કઈ મોક્ષે જતાં આંતરતા નથી. એનું પૂમડું કાઢી લે અને જો એને દ્વેષ થાય તો એ દ્વેષ મોક્ષે જતાં આંતરે છે.'

## છે કુદરતી, પણ લિમિટમાં ઘટે

**પ્રશ્નકર્તા :** આ વિષય એ તો કુદરતી અવસ્થા છે ને !

**દાદાશ્રી :** પણ તેમાં આપણે એવું કરી શકીએ કે કુદરતી અવસ્થામાંય પણ એની એક લિમિટ હોય છે કોઈ જાતની ! એટલે આપણે જો ધારીએ, એટલો પુરુષાર્થ માંડીએ. આત્મા એ પુરુષ થયો ને પુરુષાર્થ માંડે તો ફેરવી શકે આમ, એ ઉકેલ લાવી શકે ! જમવા બેઠા એટલે ખા ખા કરવું એવું કંઈ છે ?

**પ્રશ્નકર્તા :** ના, જરાય નહીં.

**દાદાશ્રી :** આપણે જોડે રહીએ, પણ આપણે કહેવું કે, 'ચંદુભાઈ શું શું લેશો ?' ત્યારે કહે, 'શાક, રોટલી ને આટલો ભાત !' ત્યારે આપણે કહીએ, 'ના. આજ આ ત્રણ લો ને ! આજ દાદાની પાસે સાંભળવા જવાનું છે ને ?' એમ કરી અટાવી-પટાવીને કામ લઈ લેવું. તે પાછાં એવું લેશે, એમને એવું કંઈ નથી ! આમને તો કહેનાર જોઈએ. સલાહ આપનાર જોઈએ. અને આપણને વાંધોય શો છે ? કંઈ ખોટ જવાની છે ! કયે દહાડે ખાધું નહીં હોય ? આવ્યા ત્યારથી ખા ખા જ કરીએ છીએ ને !! ને કંઈ બીજું નવું માંડ્યું છે આ ?!

## હવેથી ચેતો

**પ્રશ્નકર્તા :** અબ્રહ્મચર્યનો માલ પૂર્વેનો ભરી લાવેલો છે ને ? તો પછી આ જન્મમાં શું કરે એ ?

**દાદાશ્રી :** એણે આ જન્મમાં ફરી નવેસરથી ને સમજવું જોઈએ કે આ બ્રહ્મચર્યનો માલ પૂર્વે ભર્યો નથી, હવે નવેસરથી આ ભરવો જોઈએ. પાછલું શું ગલન થઈ રહ્યું છે, તે ફરી ઊભું ના થવું જોઈએ.

જ્ઞાન મળ્યા પછી આ બધી વ્યવહારિક ચિંતા કર્યા કરતાં મૂળ સ્વભાવનું ભાન રાખવું. વ્યવહારની ભાંજગડ જ ક્યાં કરવાં જઈએ ?

**પ્રશ્નકર્તા :** સ્વભાવનું ભાન રાખવું એટલે ?

**દાદાશ્રી :** 'હું શુદ્ધાત્મા છું' અને આ પાંચ વાક્યોમાં ધ્યાન રાખવું. અને પેલું બધું વ્યવહારની ખોટ આવશે, જે થવાનું હશે તે થશે, એનો જે દંડ હશે, તે જોઈ લઈશું, દંડ ભરી દઈશું. એની ચિંતામાં પડે તો આ મૂળ વસ્તુ રહી જાય. જેને ના મળ્યું હોય, તેને ચિંતાઓ બધી કરવાની હોય. પાંચ આજ્ઞામાં રહ્યા એટલે બધું આવી.

❖❖❖❖❖

# [૬]
# આત્મા અકર્તા-અભોક્તા

## વિજ્ઞાન દૃષ્ટિએ વિષયનો ભોક્તા કોણ ?

ખાવ-પીઓ, વિષય ભોગવો પણ બધું પ્રમાણ હોવું જોઈએ. નોર્માલિટીથી બધામાં રહો ને ? વિષયો ભોગવવાની ભગવાને ના નથી પાડી. વિષયની જોડે ભગવાનને ઝઘડો નહોતો. ભગવાન પણ ત્રીસ વર્ષ સુધી ઘેર રહેલા. એટલે વિષયનો જ જો ઝઘડો હોય તો તો પહેલેથી છોડી કેમ ના દીધો ? એવું નથી. વિષયને અને આત્માને લાગતું-વળગતું નથી. આત્મા કોઈ દહાડોય વિષયી થયો નથી અને જો વિષયી થયો હોત તો એનું રૂપાંતર જુદી જ જાતનું થઈ ગયું હોત ! એનાં ગુણધર્મ જ બદલાઈ ગયા હોત ! એ તો પરમાત્મા ને પરમાત્મા જ રહ્યો છે ! આટલી બધી યોનિમાં ગયો, છતાં પોતાનું પરમાત્મપદ છોડ્યું નથી એય અજાયબી છે ને ! પોતાના ગુણધર્મ બદલ્યા નથી, આત્મા અને અનાત્મા કમ્પાઉન્ડ સ્વરૂપે થયું નથી. આત્મા-અનાત્મા, તે બન્ને તેલ અને પાણીની જેમ મિક્ષ્ચર સ્વરૂપે છે. જ્ઞાની પુરુષ એનો એવો રસ્તો કરી આપે કે તેલ તેલ નીકળી જાય અને પાણી પાણી જુદું નીકળી જાય. કારણ કે જ્ઞાનીઓ આત્માને ઓળખે છે માટે કરી શકે. આ તેલ-પાણીમાં તો બે જ વસ્તુઓ છે. જ્યારે આમાં તો આત્મા ને બીજી પાંચ વસ્તુઓ છે.

'આત્માનું ક્રિયાવાદપણું અજ્ઞાનતાને લઈને છે.' ત્યારે લોકો કહે છે કે આત્માએ આ કર્યું, આત્માએ તે કર્યું. પણ આત્મા અત્યંત સૂક્ષ્મતમ વસ્તુ છે. વિષયો એકદમ સ્થૂળ છે. આંખે દેખાય એવાં વિષયો છે, સ્પર્શથી અનુભવમાં આવે એવાં વિષયો છે. હવે વિષયો એ એકદમ સ્થૂળ છે.

નાના છોકરાય સમજી જાય કે આ વિષયમાં મને આનંદ આવ્યો. તે અલ્યા, સ્થૂળને ને સૂક્ષ્મતમને મેળ શી રીતે પડે ? એ બેને કોઈ દહાડોય મેળ પડે જ નહીં અને મેળ પડ્યો જ નથી. વિષયનો સ્વભાવ જુદો, આત્માનો સ્વભાવ જુદો. આત્માએ પાંચ ઈન્દ્રિયોના વિષયો કશું કોઈ દહાડોય ભોગવ્યા જ નથી. ત્યારે લોકો કહે છે કે મારા આત્માએ વિષય ભોગવ્યો !!! અલ્યા, આત્મા તે ભોગવતો હશે ?! તેથી કૃષ્ણ ભગવાને કહ્યું કે, 'વિષયો વિષયોમાં વર્તે છે' એમ કહ્યું તોય લોકોને સમજણ પડી નહીં. અને આ તો કહે છે, 'હું જ ભોગવું છું.' નહીં તો લોક તો કહેશે કે 'વિષયો વિષયમાં વર્તે છે, આત્મા તો સૂક્ષ્મ છે.' માટે ભોગવો એવો તેનોય દુરુપયોગ કરી નાખે. આ શબ્દનો દુરુપયોગ કરે તો તો મારી જ નાખે એટલે આ લોકોએ વાડો કરેલી કે કોઈ દુરુપયોગ ના કરે.

આત્માએ કોઈ દહાડો વિષય ભોગવ્યો જ નથી. મને લોકો કહે છે કે, 'આવું કહીને તમે આખું શાસ્ત્ર ઉડાડો છો ?' ત્યારે મેં કહ્યું, 'ના, શાસ્ત્ર નથી ઉડાડતો.' તમે જે કહો છો કે મેં વિષય ભોગવ્યો, એ તમારી રોંગ બિલીફ છે, એ રોંગ બિલીફ જ તમને હેરાન કરે છે. બાકી આત્માએ વિષય કોઈ દહાડોય ભોગવ્યો નથી. પણ તમને જે 'મેં વિષય ભોગવ્યો' એ મહીં ખટકે છે, એ દુઃખ કાઢી નાખવા માટે જ્ઞાની પુરુષ તમારી રોંગ બિલીફ ફ્રેક્ચર કરી આપે છે. બીજું કશું છે નહીં.

**પ્રશ્નકર્તા :** 'મેં ભોગવ્યું' એ પણ ઈગોઈઝમ છે ને ?

**દાદાશ્રી :** હા, ખાલી ઈગોઈઝમ છે. 'મેં આમ કર્યું ને મેં નથી કર્યું' એ બધો ઈગોઈઝમ છે.

**પ્રશ્નકર્તા :** હવે આ વાત દુરુપયોગ થઈ જાય ને ? જાણે લાઈસન્સ મળી ગયું એમ દુરુપયોગ કરી નાખે.

**દાદાશ્રી :** એવું છે ને, આ વાત તો કેવી છે ? સોનાની કટાર હોય છે ને, તે કેવી રીતે વાપરવી એનો એક નિયમ જ હોય છે. હવે એનો કોઈ દુરુપયોગ કરે ને પેટમાં મારે તો તેને આપણે કેમ કરીને ના કહેવાય ? કારણ જે સવળું કામ કરે, તે અવળુંય કામ કરે. પણ હું તો

સાયન્સ કહું છું, જે વિજ્ઞાન છે તે કહું છું કે આત્માએ ક્યારેય પણ વિષય ભોગવ્યો નથી. ખાલી ઈગોઈઝમ જ છે કે 'મેં આ કર્યું.' એ કર્તાભાવ હું છોડાવી દઉં છું કે ભઈ, તું કર્તા નથી. આ તો 'વ્યવસ્થિત' કર્તા છે. હું તમને સમજાય એવી રીતે સમજ બેસાડું છું અને એક્ઝેક્ટ 'વ્યવસ્થિત' જ કર્તા છે. ખરેખર 'વ્યવસ્થિત' જ ક્રિયા કરે છે. આ તો તમે આરોપણ કર્યું છે કે મેં કર્યું અને તે ઈગોઈઝમ તરીકે તમને ફળ મળે છે.

**પ્રશ્નકર્તા :** આરોપણ કરે એટલે જ આવરણ આવે છે ને ? આરોપણનો ભાવ એ જ આવરણ ?

**દાદાશ્રી :** બીજું કયું આવરણ ? એ જ આવરણ અને એ જ આવતા ભવનું બીજ ! જો આરોપણ નથી, તો આવતા ભવનું બીજ જ નથી, તો તમે મુક્ત જ છો. મુક્તપણાની વ્યાખ્યા સમજવી પડે. તમે મુક્ત જ છો, અત્યારેય તમે મુક્ત છો. પણ 'એણે' જે બિલીફમાં માનેલું છે કે 'હું બંધાયેલો છું' એટલે બંધનપણું લાગે છે. એ બંધનવાળી બિલીફ ફ્રેક્ચર થઈ જાય ને 'મુક્ત કેવી રીતે છું' એ ભાન થઈ જાય, તો તમે મુક્ત જ છો !

એટલે આ પહેલી વખત અમે પુસ્તકમાં લખ્યું છે કે વિષયો વિષ નથી. પણ વિષયોમાં નીડરતા એ વિષ છે. નીડરતા એટલે શું કે કેટલાંક માણસો કહે કે, 'દાદાએ મને જ્ઞાન આપ્યું છે, તો હવે મને કોઈ વિષય નડે નહીં. મારે તો ભોગવવાનો વાંધો જ નહીં ને ?' તો ખલાસ થઈ ગયો. માટે વાતને સમજો.

આટલાં બધા અવતાર થયા, પણ એકુંય વિષય આત્માએ ભોગવ્યો જ નથી, એણે વિષય ભોગવ્યો હોત તો અત્યાર સુધી એ ક્યારનોય કંટાળી જાત. એને તો તમે જ્યારે જુઓ ત્યારે નવરો ને નવરો જ દેખાય. ભોગવ્યું હોય તેને ભાંજગડ છે ને ? અને આ ગંદવાડામાં એ હાથ ઘાલે જ નહીં ને ? આત્માને કશું અડે જ નહીં, એટલે એને નિર્લેપ કહ્યો.

'જ્ઞાની પુરુષે' આત્મા જોયો હોય, અનુભવ્યો હોય, એટલે એ 'જ્ઞાની પુરુષ' પછી જ્યાંથી વાણી બોલે, તે ચોખ્ખું જ હોય બધું !

આત્માને જાણવા માટે આ બધું છે ને ! આત્મા જાણી લીધો એટલે આપણું કામ પૂરું થઈ ગયું. એટલે જ્યારે ત્યારે તો આત્મા જાણ્યા વગર છૂટકો જ નથી. ત્યારે લોક કહે છે, 'અમે આજે છીએ તો ભોગવી લઈએ.' અરે, પણ તું કશું ભોગવતો જ નથી. તું ઊંધું માની બેઠો છું, કે આ મેં ભોગવ્યું. તું અહંકાર જ કરે છે. પેલાં 'મેં આ નથી ભોગવ્યું' એવો અહંકાર કરે છે. ખાલી અહંકાર જ કરે છે, બીજું કશું કરતો નથી. કારણ કે આત્મા સૂક્ષ્માતિસૂક્ષ્મ છે એટલે સૂક્ષ્મતમ કહે તો ચાલી શકે અને આ વિષયો સૂક્ષ્મતર છે, સૂક્ષ્મ છે, સ્થૂળ છે. એ બેનો મેળ શી રીતે પડી શકે ? એટલે એવું કશું આત્માએ ભોગવ્યું જ નથી. આ વિષય તો બહુ ઊંડા ઊતરોને, તો તે સૂક્ષ્મ હોય, પછી સૂક્ષ્મતર થાય. સૂક્ષ્મતર બધા અનંગ હોય.

**પ્રશ્નકર્તા :** આ સાંધા સુધીના તો બધા જોઈ લીધા.

**દાદાશ્રી :** એ તો બધા સ્થૂળ કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો સૂક્ષ્મતર તમે કોને કહો છો ?

**દાદાશ્રી :** એ તો જાત જાતના અનંગ વિષયો હોય છે. સ્થૂળ વિષયો તો આમ પ્રત્યક્ષ દેખાય. સૂક્ષ્મનું વેદન થાય અને સૂક્ષ્મતરમાં એ બધું અંદર અનંગ ભાવો થવાનાં. પણ તે આત્માને અડી શકે એમ નથી. પછી તમે આમ માથાકૂટ કરો કે ગમે તે કરો. મેં જે આત્મા આપ્યો છે, એને વિષય અડી શકે એમ નથી. પણ તમારી જાગૃતિ નહીં હોવાથી તમને આ બંધન મૂકીએ છીએ. તમે સંપૂર્ણ શુદ્ધ ઉપયોગ રાખી શકો એમ છો નહીં અને પાંચ આજ્ઞામાં તમે સંપૂર્ણ રહી શકો એમ છો નહીં. માટે તમને આ બંધન મૂકવાં પડે છે, ચેતવવા પડે છે. નહીં તો ચેતવવા ના પડે, એક અક્ષરેય કહેવો ના પડે. આ વિજ્ઞાન તો બહુ જુદી જાતનું છે.

## 'સૂક્ષ્મતમ', 'સ્થૂળ'ને ભોગવી શકે ?

કેટલાંક મનમાં એમ ગૂંચાય કે મેં આટલાં બધા વિષયો ભોગવ્યા છે, મારું શું થશે ? ત્યારે એ આ મનમાંથી કાઢી નાખે એટલાં માટે મારે બોલવું પડે છે કે વિષયો આત્માને અડતા જ નથી. બેઉ બાજુનું બોલવું

પડે ને ? બાકી અમે વિષય સંબંધી વાત જ કોઈને ના કરીએ, એક અક્ષરેય ના કહીએ.

આ હવા છે તે ગમે એવી સૂક્ષ્મ છે, તોય એને અસર થઈ જાય. અત્યારે અહીં સળગાવ્યું હોય તો ઉપર હવા ગરમ થઈ જાય અને આત્મા બધેથી, અગ્નિમાંથી નીકળે, પાણીમાંથી નીકળે તોય કોઈ જગ્યાએ, એને કશું અડે નહીં. કારણ કે સૂક્ષ્મતમ છે. અરે, આત્મા આ દીવાલનીય આરપાર નીકળી જાય ! આત્મા વિષયો ભોગવતો જ નથી, એ ભોગવી શકે એમ છે જ નહીં. એ એટલો બધો સૂક્ષ્મતમ ભાવમાં છે કે બીજી વસ્તુને ભોગવી શકે જ નહીં. વિષયથી તો આત્મા બહુ વેગળો છે. આ વિષયોમાં આત્મા પોતે છે જ નહીં. આત્મા તો ખાલી જાણ્યા જ કરે છે. ફક્ત જાણ્યા જ કરે છે કે આનો સ્વાદ આવો છે ને આનો સ્વાદ આવો છે. એ ભોગવતો જ નથી. આ તો અહંકાર કહે છે કે 'મેં વિષય ભોગવ્યો' અને ખરેખર તે અહંકારેય નથી ભોગવતો. અહંકારેય સૂક્ષ્મ છે અને આ વિષયો સ્થૂળ છે, તો પછી કોણ ભોગવે છે ? 'વિષયો વિષયોને જ ભોગવે છે' અને અહંકાર એમાંથી રોફ મારે છે કે 'મેં ભોગવ્યો'.

**પ્રશ્નકર્તા :** એટલે અહંકારેય ભોગવતો નથી એમ ?

**દાદાશ્રી :** અહંકાર ભોગવતો હોત તો તો એ ધરાઈ ગયો હોત, પણ આ ભોગવતો નથી, તેનું તો આ દુઃખ છે.

**પ્રશ્નકર્તા :** આ તો નવી જ વાત કાઢી !

**દાદાશ્રી :** નવું નહીં, આ 'એક્ઝેક્ટ' એમ જ છે. જો ભોગવતો હોત તો તો અહંકાર ધરાઈ જાત, પણ આ તો ભૂખ્યો ને ભૂખ્યો જ રહે છે. એનું નામ જ શું ? અહમ્-કાર. કો'કે કર્યું ને 'મેં કર્યું' એમ પોતે કહે છે, એનું નામ અહંકાર. 'દુઃખેય મેં ભોગવ્યું' એવું અહંકાર કહે. અલ્યા, દુઃખેય ઈન્દ્રિયો ભોગવે છે, તું ક્યાં ભોગવે છે ? અહંકારેય સૂક્ષ્મ છે. અહંકાર કંઈ જેવી તેવી વસ્તુ નથી. જો કે સ્થૂળ અહંકાર તો શરીરમાં છે જ, પણ પોતે મૂળ સ્વરૂપે સૂક્ષ્મ છે અને સૂક્ષ્મમાંથી સ્થૂળ થાય છે અને એ સ્થૂળ, 'પેલા' ભોગવવામાં તૈયાર થાય છે. સ્થૂળ જોડે તૈયાર થાય છે,

પણ મૂળ સ્વભાવ સૂક્ષ્મ છે અને એટલે પોતે સ્થૂળને ભોગવી જ ના શકે. આત્મા તો આમાં ખાલી જાણે, એટલું જ છે. આ તો 'આત્મા વિષય ભોગવે છે' એવી ભૂલ પેઠી. ભૂલ પેઠી છે તે કરોડો અવતારની ભૂલ ભાંગતી જ નથી ! એય અજાયબી જ છે ને !!

જુઓને, વગર કામનો માર ખાય છે ને ? ભોગવે છે કોણ ? એ તમે ખોળી કાઢ્યો ને ! કોણ ભોગવી જાય છે ? એ અહંકાર ભોગવે છે. રોજ ભોગવતો હોય ને એક દહાડો ના ભોગવે ને, તોય કહે, 'મેં ભોગવ્યું છે.' તો એને એવી તૃપ્તિ વળે ને ? એટલે ના ભોગવ્યું હોય તોય બોલે 'મેં ભોગવ્યું' તો એને તૃપ્તિ વળે. કારણ કે અહંકાર જ કર્યા કરે છે, બીજું કશું કરતો નથી. હવે જોડે જોડે એ પોતેય પાછો કહે છે કે 'મેં ભોગવ્યું' એમ આરોપણ કરે છે. એટલે ફરી પાછું નવી ઉપાધિ થાય છે, છતાં એ માને છે કે 'મેં ભોગવ્યું.' તેથી એને સંતોષ પણ થાય છે. કારણ કે એની ઈચ્છા હતી ને ! બાકી એ પોતે ભોગવતો જ નથી.

આત્મા તો શુદ્ધ જ છે અને વિષયો વિષયોમાં વર્તે છે. આ તો વગર કામનો 'ઈગોઈઝમ' કરે છે. હવે 'ઈગોઈઝમ' જાય નહીં ત્યાં સુધી ઈગોઈઝમ કર્યા વગર રહે નહીં ને ! 'ઈગોઈઝમ' ક્યારે જાય ? એનો આધાર જાય ત્યારે. એનો શો આધાર છે ? અજ્ઞાન ! અજ્ઞાન ક્યારે જાય ? ત્યારે કહે, 'જ્ઞાની હોય ત્યાં.'

## જ્ઞાનીના શબ્દો સોનાની કટાર

આ તો 'બિલીફ' જ 'રોંગ' હતી. બાકી આત્મા રાગી યે ન હતો ને દ્વેષી યે ન હતો. રાગ-દ્વેષ આત્મામાં છે જ નહીં. આત્મામાં એ ગુણ જ નથી. આ બધા આરોપિત ભાવો છે. આરોપિત ભાવો કેવા છે ? વ્યવહારના છે. એટલે તમારી 'બિલીફ' એકલી જ રોંગ છે કે આ મને રાગ થાય છે, ને મને દ્વેષ થાય છે. એ 'રોંગ બિલીફ' ઉખાડી આપે, તે 'જ્ઞાની'. એ 'બિલીફ' ઉખડે એવી નથી. તમારી એ 'રોંગ બિલીફ' અમે ઉખાડી આપી છે.

**પ્રશ્નકર્તા :** એ જરા વિસ્તારથી સમજાવોને કે 'બિલીફ રોંગ' છે

અને 'જ્ઞાની પુરુષ' બિલીફને ઉખાડી દે છે.

**દાદાશ્રી :** અમે શું કહીએ છીએ કે આત્મા અગુરુ-લઘુ સ્વભાવનો છે અને રાગ-દ્વેષ ગુરુ-લઘુ સ્વભાવના છે. માટે એ બન્નેને સાઢુંય ન હતું ને સહિયારુંય ન હતું. આ તો આરોપિત ભાવ છે કે આત્માને રાગ થાય છે ને દ્વેષ થાય છે, એ વ્યવહારના ભાવો છે. લોકો એમ કહે છે કે મને આમની જોડે રાગ છે. હવે ખરેખર તમારે પૌદ્‌ગલિક આકર્ષણ હોય ! કારણ કે તમને મેં જ્ઞાન આપ્યું એટલે તમારે આત્મા છૂટો થઈ ગયો છે, ત્યારે હવે શું રહ્યું ? પૌદ્‌ગલિક આકર્ષણ રહ્યું. પુદ્‌ગલમાં આકર્ષણ નામનો ગુણ છે અને વિકર્ષણ નામનો ગુણ છે. હવે આપણા લોક એ આકર્ષણને રાગ કહે છે ને વિકર્ષણને દ્વેષ કહે છે. આપણો પગ ગંદવાડામાં પડે ને ચીઢ ચઢે, તેથી કંઈ એને જ્ઞાન જતું રહ્યું નથી ! જ્ઞાનીનેય વખતે મોઢા ઉપર અસર દેખાય તેથી કરીને કંઈ જ્ઞાન જતું રહ્યું નથી. જ્ઞાન, જ્ઞાન જ છે. ફક્ત આ પુદ્‌ગલનો વિકર્ષણ નામનો ગુણ છે. તેથી ચીઢ ચઢી, તે મોઢા પર અસર થઈ !

## નથી લેવાદેવા આત્માને એમાં

**પ્રશ્નકર્તા :** આત્માને સ્પર્શે નહીં એ ? પુદ્‌ગલ પૂરતું જ રહે, એ ?

**દાદાશ્રી :** આત્માને કશી લેવા દેવા જ નથી. જે આત્મા આપીએ છીએ તે નિર્લેપ ને અસંગ જ આપીએ છીએ. કોઈ કહે કે સ્ત્રીઓ સાથે શી રીતે આત્મા અસંગ રહી શકે ? ત્યારે અમે કહીએ છીએ કે આત્મા સૂક્ષ્મ છે બિલકુલ ! અને આ વિષયો જે છે તે સ્થૂળ સ્વભાવના છે ! બન્નેને કોઈ દહાડોય મેળ પડ્યો જ નથી. આ વાત જ્ઞાની પુરુષ જાણે અને તીર્થંકરો પણ જાણે. પણ તીર્થંકરો એનો ફોડ પાડે નહીં. કારણ કે તીર્થંકરો જો ફોડ પાડે તો લોક એનો દુરુપયોગ કરે. તીર્થંકરો ફોડ ના પાડે. અમે ફોડ પાડીએ, એ પણ ગુપ્ત રીતે, આટલા અમુક જ માણસો માટે, નહીં તો પછી એનો દુરુપયોગ ચાલે કે આત્મા તો સૂક્ષ્મ સ્વભાવનો છે ને વિષયને અને આત્માને કશું લેવાદેવા જ નથી, માટે હવે તો કશો વાંધો નથી. ને વાંધો નથી કહ્યું એટલે ભૂત પેઠું !

કર્મોના દબાણથી આ ક્રિયા થયા કરે છે. તેમાં આ સ્થૂળ ક્રિયા છે, તમે સૂક્ષ્મ છો. પણ આ જ્ઞાન તમારા મનમાં રહે કે આત્માને તો કશું અડતું જ નથી, માટે વાંધો નથી. તો એ ઊંધું કરી નાખે. એટલે અમે આવું બહાર જ ના પાડીએ કે આત્મા સૂક્ષ્મ-સ્વભાવી છે. અમે તો એમ કહીએ કે વિષયોથી ડરો. વિષયો એ વિષ નથી પણ વિષયમાં નીડરતા એ વિષ છે. નીડરતા એટલે શું કે મને કંઈ વાંધો નથી હવે. પણ સંપૂર્ણ જ્ઞાની થયા પછી અને સંપૂર્ણ અનુભવજ્ઞાન થાય ત્યાર પછી જ આત્માને કશું અડતું નથી, એવું કહી શકે. આ બીજું બધું તો અમે તમને ફોડ પાડવા સમજણ પાડીએ.

## ચેતજો, ન થાય ક્યાંય દુરુપયોગ

**પ્રશ્નકર્તા :** નીડરતા આવે એટલે પછી સ્વચ્છંદીપણું આવી જાય ને ?

**દાદાશ્રી :** સ્વચ્છંદીપણું આવે તે ઘડીએ જ માર ખવડાવી દે. એટલાં માટે અમે આ બહાર ના પાડીએ. નહીં તો આ જવાનિયા છોકરાઓમાં ઊંધું થઈ જાય. આ તો તમારા જેવા કિનારે આવેલા હોય તેમને આ વાત કરીએ. જવાનિયા તો પાછું કંઈક ઊંધું બાફે ! પણ તેઓ જો 'યથાર્થ જ્ઞાન' સમજે અને એ જ્ઞાનમાં એ રહેતો હોય તો કશું અડે એવું નથી, પણ એ જ્ઞાન એટલું બધું રહે નહીં ને ? માણસનું એવું ગજું નહીં ને ? અનુભવ થયા સિવાય કામ નહીં. જ્યાં સુધી અનુભવ ના થાય ત્યાં સુધી આજ્ઞામાં રહેજો.

આ તો કોઈને મનમાં એમ શંકા પડતી હોય કે, 'સંસારમાં રહીએ છીએ ને વિષયો તો છે, તો કેમનું છે આ.' તો અમે, તમને શંકા ના રહે એટલાં માટે વાત કરીએ. નહીં તો આપણા લોકો તો દુરુપયોગ કરે. આજના લોકોને તો આ ગમતું જ હોય એટલે દુરુપયોગ કરી નાખે. કારણ કે વિપરીત બુદ્ધિ મહીં તૈયાર જ હોય. છતાં આ જ્ઞાન આપ્યું છે, એ ઓર જ જાતનું વિજ્ઞાન છે ! બધી રીતે એ રક્ષણ કરે એવું છે, પણ જો એ જાણી-જોઈને બગડવા ધારે તો બગડી જાય, બધું ખલાસ કરી નાખે !

એટલે અમે કહ્યું છે કે આ અમારી આજ્ઞામાં રહો, અમે તમને એટલે બધે ઊંચે તેડી ગયા છીએ કે અહીંથી ઉપરથી જો તમે ગબડ્યા તો પછી હાડકુંય જડે એવું નથી. માટે સીધા ચાલજો ને સહેજ પણ સ્વચ્છંદ કરશો નહીં. સ્વચ્છંદ તો આમાં ચાલશે જ નહીં !

'મને દાદાનું જ્ઞાન મળ્યું છે, મને કંઈ નડનાર નથી.' એ તો ભયંકર રોગ કહેવાય. તો તો આ વિષ સમાન થઈ પડશે. બાકી વિષયો એ વિષ નથી, વિષયોમાં નીડરતા એ વિષ છે. આ જ્ઞાન દુરુપયોગ કરવા જેવું નથી !

**પ્રશ્નકર્તા :** આમાં એક વસ્તુ તો સીધી છે કે આપે તો કહ્યું કે ભગવાનને તો આ સાચું છે ને આ ખોટું છે એ હોતું જ નથી. એટલે શું સારું, શું ખોટું એ પ્રશ્ન જ પછી ઊભો થતો નથી, એ પ્રશ્ન તો ગૌણ થઈ જાય છે ને ?

**દાદાશ્રી :** ના, પણ એ ભગવાનની દૃષ્ટિમાં છે અને આપણે ભગવાન થયા નથી ત્યાં સુધી આપણે ગુનેગાર છીએ ! માટે ખોટું થયું તો ખેદ થવો જોઈએ ! આ હું જે બોલું છું એ શબ્દો દુરુપયોગ કરવા માટે નથી બોલતો. તમને બોધરેશન ના રહે એટલા માટે બોલું છું. કોઈના મનમાં એમ ના થાય કે મને કર્મ બંધાતું હશે. એટલા માટે છૂટથી બોલું છું. નહીં તો ચાળી-ચાળીને ના બોલું કે 'ભઈ, કર્મ તો બંધાશે, જો કદી તમે આ કરો છો તો.' પણ હું તમને નિર્ભય બનાવી દઉં છું, નિર્ભય નથી બનાવતો ?

## વિષયમાં કપટ એય વિષ

**પ્રશ્નકર્તા :** એ તો એકદમ નિર્ભય બનાવી જ દો છો, બધા નિર્ભય થઈ જાય છે પછી એનો દુરુપયોગ થઈ જાય છે. એની તો વાત છે ને ? મુખ્ય મુદ્દો ત્યાં જ છે.

**દાદાશ્રી :** એવું છે ને, હું શું કહું છું ? એક આ વિષયમાં જ બધા જાગૃત રહેજો. પોતાની સ્ત્રી અગર તો પોતાનો પુરુષ, એ એકલાં જ

વિષયની તમને છૂટ આપી છે. એટલી મેં છૂટ આપી છે. પણ બીજી જો કોઈ હોય તો અમને કહી, અમારી પાસે મંજૂરી લેવી અને અમે તને મંજૂરી આપીશું પણ ખરાં, માટે વાંધો ના રાખશો. પણ એને ચેતવીશું કે આવી રીતે આ રસ્તે ચાલવાનું છે. મંજૂરી ના આપીએ તો ચાલે જ નહીં ને ! પણ ફક્ત પોતાની એક 'સ્ત્રી-પુરુષ'નું હોય, તો અમારી મંજૂરી લેવાની જરૂર નથી !

આપણા 'જ્ઞાન'થી બે-ચાર અવતારમાં વહેલો મોડો પણ મોક્ષે જાય, પંદર અવતાર સુધીમાંય મોક્ષે જાય. તેનો વાંધો નથી. પણ આમાંથી જે લટકે તે તો એંસી હજાર વર્ષ સુધી લટકે અને તોય ઠેકાણું ના પડે ! એંસી હજાર વર્ષ સુધી બહુ બળતરાવાળો કાળ આવવાનો છે. એટલે આમાંથી લટકે નહીં એવું આપણે જોવાનું.

**પ્રશ્નકર્તા :** દાદા, શેમાંથી લટકે નહીં ? આમાંથી એટલે શેમાંથી ?

**દાદાશ્રી :** આ 'જ્ઞાન'માંથી. આ 'જ્ઞાન' લીધા પછી જાણી જોઈને ઊંધું કરે ત્યાર પછી શું થાય ?

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાન' લીધા પછી માણસ ઊંધું કરે ખરો ?

**દાદાશ્રી :** હા, કરી શકે ને ! તમારા ઘર આગળ ઝાડવાં રોપ્યાં હોય, બગીચો જાતે તમે બનાવ્યો હોય, અને તમારે ખોદી નાખવો હોય તો કોઈ ના કહે ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, જ્ઞાન લીધા પછી એને એવું કરવાનો વિચાર આવે ?

**દાદાશ્રી :** કો'ક કો'ક હોય એવા, બધા ના હોય. તેને આપણે ચેતવીએ તો એ કંઈક પાછો ફરે ! આ બેફામ પડવા જેવી ચીજ ન હોય ! આ બેફામ તો મારી નાખે !

તેથી અમે કહીએને કે વિષયો એ વિષ નથી, વિષયોમાં નીડરતા એ વિષ છે. વિષયમાં કપટ કરવું, બીજું બધું કરવું એ બધું વિષ કહેવાય.

એ જ મારી નાખે અને એવું થતું હોય તો નર્યો ખેદ, ખેદ ને ખેદ હોવો જોઈએ. નિરંતર ખેદ વગર ગમે નહીં, તો જાણવું કે આ રોગ જતો રહેશે. નહીં તો ઉખાડી નાખવાની સત્તા તો પોતાની ખરીને ? બિલકુલ સત્તા વગરનો થાય છે એવું બનતું નથી. સત્તા તો ઠેઠ 'કેવળજ્ઞાન' થતાં સુધી એને સત્તા રહે છે. પછી ઊંધું કરવાની કે સીધું કરવાની, પણ સત્તા તો રહે છે !!!

## જ્ઞાની પુરુષ મળ્યે, જો કદી ભૂલ ના ભાંગી તો

જે વાસ્તવિકવાળું જગત લોકોના લક્ષમાં જ નથી આવ્યું, કોઈ કાળે લક્ષમાં જ નથી આવ્યું. જ્યારે એવાં જ્ઞાનીઓ થઈ ગયા ત્યારે લક્ષમાં આવેલું. પણ તે જ્ઞાનીઓના લક્ષમાં આવેલું. જ્ઞાનીઓએ જે બધા લોકોને કહ્યું, તે લોકોના લક્ષમાં નથી આવ્યું. અમુક માણસો મોક્ષે ગયા તે જ્ઞાનીની કૃપાથી મોક્ષે ગયા, પણ વાત સમજાઈ નથી. આ કુદરતનો ગહન કોયડો છે, તે આમાંથી કોઈ છૂટેલું નહીં. જે છૂટ્યા તે કહેવા રહેલા નહીં. હું એકલો છૂટ્યા પછી કહેવા રહ્યો. નાપાસ થયો ત્યારે હું કહેવા રહ્યો. માટે સંભાળીને કામ કાઢી લો. અમે તો તમારું કામ કઢાવવા માટે બેઠા છીએ.

આ જ્ઞાન જ તમને એવું આપ્યું છે કે કશાની જરૂર જ ના પડે. દાદા જોડે બેસીને દાદા જેવા ના થવાય તો તે આપણો જ દોષ છે ને ? આ જ્ઞાન તો ક્રિયાકારી છે. નિરંતર અંદર કામ કર્યા કરે છે. તમારે અંદર કંઈ કરવું પડે છે કે ?

**પ્રશ્નકર્તા :** એની મેળે થયા કરે છે.

**દાદાશ્રી :** હવે આવું ક્રિયાકારી જ્ઞાન થયા પછી, જો મોક્ષ ના થાય તો આપણી જ ભૂલ છે ને ? મોક્ષ તો અહીં જ થઈ ગયેલો હોવો જોઈએ. મોક્ષ કંઈ લેવા જવાનો નથી. મોક્ષ એટલે આપણો મુક્તભાવ. આ બધું હોવા છતાં પણ આપણે મુક્ત અને આ બધું ના હોવાપણું ક્યારેય બનવાનું નથી, માટે પહેલેથી ચેતી જાઓ. આ બધાની હાજરીમાં જ મુક્ત થવું પડશે. બંધન હોય તો જ મુક્તભાવ અનુભવી શકોને ? બંધન ના હોય તો જ

મુક્તભાવને શી રીતે અનુભવી શકો ? મુક્તભાવ કોણે અનુભવવાનો છે ? જે બંધનમાં આવેલો છે, તેણે અનુભવવાનો છે.

અહીં તમને આંખે પાટા બાંધી થાંભલા જોડે દોરડેથી જબરજસ્ત બાંધ્યા હોય, પછી છાતી આગળના દોરડાનો એક આંટો હું બ્લેડ મૂકીને કાપી નાખું, તો તમને મહીં ખબર પડે ખરી ? તમને અહીં આગળથી એ દોરડું છૂટ્યું એ પોતાને અનુભવ થાય. એક વખત એ સમજી ગયો કે હું મુક્ત થયો એટલે કામ થઈ ગયું.

એવું, માણસને મુક્તપણાનું ભાન થવું જોઈએ. એ મોક્ષભાવ કહેવાય. મને નિરંતર મુક્તપણાનું ભાન રહે છે, 'એની વ્હેર', 'એની ટાઈમ'. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ કોઈ મને પ્રતિબંધ કરે નહીં. વસ્તુ પ્રતિબંધ કરનારી નથી. આ તો પાડાને વાંકે પખાલીને ડામ દે દે કર્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** તો પછી પ્રતિબંધ કોણ કરે છે ?

**દાદાશ્રી :** સ્વરૂપનું અજ્ઞાન પ્રતિબંધ કરનારું છે. હું એ જ કહેવા માગું છું કે તમે આ વિકારોમાં નિર્વિકાર રહી શકો છો. આ વિકાર, એ વિકાર નથી. આ તો દૃષ્ટિફેર છે. આ પ્રતિબદ્ધ કરનારી વસ્તુ જ નથી. તમારી દૃષ્ટિ વાંકી છે, તો જ પ્રતિબદ્ધ કરે છે.

❖ ❖ ❖ ❖ ❖

# [૭]
# આકર્ષણ-વિકર્ષણનો સિદ્ધાંત

## આકર્ષણ શું છે ? એ સમજાય તો ચેતાય

આકર્ષણથી જ આ બધું જગત ઊભું રહ્યું છે. આમાં ભગવાનને કરવાની જરૂર પડી નથી, ખાલી આકર્ષણ જ છે ! આ સ્ત્રી-પુરુષનું જે છે ને, તેય આકર્ષણ જ છે ખાલી. ટાંકણી ને લોહચુંબકનું જેવું આકર્ષણ છે એવું આ સ્ત્રી-પુરુષનું આકર્ષણ છે. કંઈ બધી સ્ત્રીઓ જોડે આકર્ષણ ના થાય. એક જ પરમાણુ મળતા આવતા હોય તો એ સ્ત્રી ઉપર આકર્ષણ થાય. આકર્ષણ થયા પછી પોતે નક્કી કર્યું હોય કે મારે નથી ખેંચાવું તોય ખેંચાઈ જાય. ત્યાં વિચારવું ના જોઈએ કે આપણે આકર્ષાવું નથી, છતાં આકર્ષણ કેમ ઉત્પન્ન થાય છે ? માટે 'ધેર આર સમ કૉઝીઝ' એ 'મેગ્નેટિક કૉઝીઝ' છે !

**પ્રશ્નકર્તા :** એ પૂર્વજન્મનાં હોઈ શકે ?

**દાદાશ્રી :** એ આકર્ષણ આપણી ઈચ્છા નથી તોય થાય છે, એનું નામ જ પૂર્વજન્મ. આનેય મેગ્નેટિક થયેલું છે ને પેલીનેય મેગ્નેટિક થયેલું છે. પૂર્વજન્મમાં સૂક્ષ્મ રૂપે હોય છે અને અહીં સ્થૂળ રૂપે થાય છે. એટલે પછી સ્વાભાવિક રીતે ખેંચાણ થાય જ. હવે ખેંચાણ થાય તેથી કરીને તમારા મનમાં એમ લાગે કે હું ખેંચાયો. પણ જ્યારે તમારું સ્વરૂપ તમે જાણશો ત્યાર પછી તમને એમ લાગશે કે 'ચંદુભાઈ' ખેંચાયા.

**પ્રશ્નકર્તા :** આ આકર્ષણ જે થાય છે, એ કર્મને આધીન ખરું કે નહીં ?

**દાદાશ્રી :** કર્મને આધીન તો આખું જગત જ છે, પણ સામાના પરમાણુ ને આપણા પરમાણુ એક હોય તો જ આકર્ષણ થાય.

**પ્રશ્નકર્તા :** પણ એમાં કર્મનો ઉદય તો ખરો જ ને ?

**દાદાશ્રી :** કર્મના ઉદયથી તો આખું જગત છે. એ એક ફેક્ટરમાં તો બધું આવી જ ગયું, પણ એને ડીવાઈડ કરો તો આ રીતે જુદું થાય કે આપણા પરમાણુ જોડે સામાના પરમાણુ મળતા હોય તો જ ખેંચાય, નહીં તો ખેંચાય નહીં. એક માણસે જાડી છૂંદણાવાળી બૈરી પાસ કરી, ત્યારે મેં જાણ્યું કે આ માણસે આવી બૈરી શી રીતે પાસ કરી હશે ! એ પરમાણુ મળતા આવ્યા ને તરત ખેંચાણ થાય. આ લોક કહે છે, હું છોકરીને આમ જોઈશ, તેમ જોઈશ. આમ ફરો, આમ ફરો. પણ પરમાણુ મહીં ખેંચાય તો જ હિસાબ બેસશે, નહીં તો બેસશે જ નહીં.

**પ્રશ્નકર્તા :** એ પૂર્વનું ઋણાનુબંધ થયું ને ?

**દાદાશ્રી :** ઋણાનુબંધ કહીએ ને, તો જગત બધું ઋણાનુબંધ જ કહેવાય. પણ ખેંચાણ થવું એ વસ્તુ એવી છે ને કે પરમાણુનો સામસામી હિસાબ છે એને, તેથી ખેંચાય છે ! અત્યારે જે રાગ ઉત્પન્ન થાય છે, તે ખરેખર રાગ નથી. આ લોહચુંબક અને ટાંકણી હોય, તે લોહચુંબક આમ ફેરવે તો ટાંકણી આઘીપાછી થાય. તે બન્નેમાં કંઈ જીવ નથી. છતાં લોહચુંબકના ગુણને લીધે બન્નેને ખાલી આકર્ષણ રહે છે. એવું આ દેહને સરખા પરમાણુ હોય ને, ત્યારે તેની જ જોડે એને આકર્ષણ થાય. પેલામાં લોહચુંબક છે. આમાં ઈલેક્ટ્રિકલ બોડી છે ! પણ જેમ લોહચુંબક લોખંડને ખેંચે, બીજી કોઈ ધાતુને ખેંચતું નથી. એવી રીતે પોતાની ધાતુવાળું હોય તો જ ખેંચાય, એવી રીતે તમારે મહીં બધું ખેંચાણ-આકર્ષણ થાય છે. પણ ત્યાં જાગૃતિ રહેવી જોઈએ, નહીં તો માર ખાઈ જાય.

આકર્ષણ જો એકલું થતું હોય તો તેને આપણે પસંદ કરીએ, પણ પાછું વિકર્ષણ થવાનું. ઘડીમાં સારું લાગે, પાછું કડવું લાગે. ભઈ ગમે એવા રૂપાળા હોય, પણ બહેનને બે અવળા શબ્દો બોલ્યા કે 'તું અક્કલ વગરની છે', તો પછી બહેનને એમ થાય કે, 'મને અક્કલ વગરની કહી ?' તે

પાછું કડવું લાગે. એટલે એકલું આકર્ષણ પણ નથી આ જગતમાં. આકર્ષણ ને વિકર્ષણ બેઉ છે, આ દ્વન્દ્વ રૂપ છે ! આ જગત જ દ્વન્દ્વ રૂપ છે. એટલે એકલું આકર્ષણ ના હોય. વિકર્ષણ હોય જ. વિકર્ષણ ના હોય તો ફરી આકર્ષણ થાય જ નહીં અને જો એકલું આકર્ષણ હોય, તોય બધા લોક કંટાળી જાય.

## પરમાણુમાં પુરાયો પાવર

**પ્રશ્નકર્તા :** આ બધું ચેતનમાં ક્યાંથી પેસી ગયું ? એમ કેમ ચાલુ થઈ ગયું ?!

**દાદાશ્રી :** એને એવું ભાન થયું કે 'આ સાલુ, હું ખેંચાઉ છું.' અને જો સમજણ હોય કે આ પૂતળું પેલા પૂતળા પાસે, એ બેમાં ઈલેક્ટ્રિસિટીને લઈને બેઉ ખેંચાય છે. તેને 'હું જાણનાર છું' એવું ભાન રહ્યું નહીં એને. ઈલેક્ટ્રિકલ એડજસ્ટમેન્ટને લઈને લોહચુંબકતા ઉત્પન્ન થાય છે. એટલે મારે નહીં ખેંચાવું છતાં ખેંચાય છે. એટલે સમજાય એવું છે કે આ પોતે નથી ખેંચાતો. નક્કી કર્યું હોય કે, 'પથારીમાંથી આઘાંપાછાં થવું નથી.' તે પાછો અડધા કલાક પછી ઊઠે ! એટલે મનમાં એમ થાય કે 'હું જ છું ઢીલો.' 'નક્કી કર્યું હતું ને ? તો ઢીલો શાનો તું થઈ ગયો ? આ તો મહીં બીજું ભૂત પેઠું છે.' એટલે પછી મને લોકોએ પૂછયું, મને કહે છે કે 'આ શું થાય છે ?' મેં કહ્યું, 'આ તો ઈલેક્ટ્રિકલ એડજસ્ટમેન્ટને લઈને લોહચુંબકતા થાય છે. એટલે લોહચુંબક ટાંકણીને હલાવે તેમાં બેને સગાઈ છે ? એ લોહચુંબકપણું છે. ત્યારે આ તો કહેશે, 'હું ગયો, હું નિર્બળ થઈ ગયો છું.' એ પછી નિર્બળ થતો જ જાય. 'હું' ગયો જ નથી. 'હું' કેમ કરીને જઈ શકું ? મારો નિશ્ચય છે પછી 'હું' ગયો કેવી રીતે ? પણ કહેશે, 'હું જ ઢીલો. આ હું જ છું' એવું માની બેઠો છે ને. એટલે એવું ઊંધું માની બેઠો છે. પણ કોણે શીખવાડ્યું ઊંધું આ ?! ત્યારે એના ફાધરે કહ્યું, 'તું જ છું, તું જ ચંદુ છું' પછી વહુએ કહ્યું, કે 'તમે મારા ધણી.' અને પાછી ચાલતી જાય. ત્યારે મૂઈ ધણી શું કરવા કહે છે ? પણ પછી આપે પાછી !

વાત ગમે છે કે કકરી લાગે છે જરાં ?

**પ્રશ્નકર્તા :** બહુ ગમે છે. બધો નિકાલ કરવાનો છે એટલે બધું જાણવું છે, હજુ ઘણું જાણવું છે ?

**દાદાશ્રી :** પણ લોકો શું સમજે છે, 'હું ખેંચાયો, ઈચ્છા નહોતી તોય. મારું વ્રત પળાયું નહીં. મારું વ્રત ભાંગી ગયું.' અલ્યા, નથી ભાંગી ગયું. તને ભ્રમણાં છે એક જાતની. આ વિજ્ઞાન તો જાણ કે, 'કોણ ખેંચે છે ?' તારે નથી ખેંચાવું, તો કોણ તને ખેંચી ગયો ? બીજો કોણ માલિક છે, તે વચ્ચે ખેંચી ગયો ? ત્યારે કહે છે, 'હું ખેંચાઈ ગયો, મારું મન બગડી ગયું. મન નિર્બળ થઈ ગયું.' અલ્યા, તારું મન તને શાનું ખેંચે ? મન ને તારે લેવાદેવા શું છે ? એ મિકેનિકલ એડજસ્ટમેન્ટ જુદું, તું જુદો. હવે બોલો, આખી દુનિયા માર ખાઈ જાય ને !

આ તો ઈલેક્ટ્રિસિટીને લીધે પરમાણુ બધા પાવરવાળા થાય છે અને તેથી પરમાણુ ખેંચાય છે. જેમ ટાંકણી અને લોહચુંબકમાં કશું કોઈ વચ્ચે પેઠું મહીં ? ટાંકણીને આપણે શીખવાડ્યું'તું ? તું ઊંચી-નીચી થજે ?

**પ્રશ્નકર્તા :** એને ઈલેક્ટ્રિસિટી અડે નહીં એવું ના થાય ? એને કંટ્રોલ ના કરાય ?

**દાદાશ્રી :** આપણાથી કંટ્રોલ થાય નહીં. હંમેશાં ઈલેક્ટ્રિકલ વસ્તુને કંટ્રોલ કરી શકાય નહીં. કંટ્રોલ તો, એને એડજસ્ટમેન્ટ કરતાં પહેલા કંટ્રોલ કરી શકાય. પછી એડજસ્ટમેન્ટ નક્કી થયા પછી ના થાય.

એટલે આ દેહ તો આખું વિજ્ઞાન છે. વિજ્ઞાનથી આ બધું ચાલે છે. હવે ખેંચાણ થાય તેને લોક કહે કે 'મને રાગ થયો.' અલ્યા, આત્માને રાગ તો થતો હશે ? આત્મા તો વીતરાગ છે ! આત્માને રાગેય હોય નહીં ને દ્વેષેય હોય નહીં. આ તો બેઉ પોતે કલ્પેલા છે. એને ભ્રાંતિ કહેવાય. ભ્રાંતિ ચાલી જાય તો કશું છે જ નહીં.

પાછું આ એક પ્રકારનું આકર્ષણ નથી. છોકરા પર પણ આકર્ષણ હોય છે. એટલે આ એક પ્રકારની ઈલેક્ટ્રિસિટીથી આ બધા પરમાણુ લોહચુંબકની જેમ થઈ ગયા હોય છે, તે જો સામાના મળતાં પરમાણુ આવે

તો ત્યાં ખેંચાણ થાય, બીજે ખેંચાણ થાય નહીં. લોહચુંબકનો તો આપણને અનુભવ છે ને ? તેમાં કોણ કોને રાગ કરે છે ? અને અહીં તો તમે રાગ કરતા નથી ને, કોઈને ? પેલું લોહચુંબક જેવું સ્વાભાવિક છે, તેવું આય સ્વાભાવિક છે. પણ આમાં શું કહે કે, 'મેં કર્યું', 'હું કરું છું' કહ્યું કે વળગ્યું પાછું ! નહીં તો કહેશે 'મારાથી આવું થઈ ગયું' ! અલ્યા, શું કરવા ફસાય છે !!! આકર્ષણ થાય તેને પાછું 'આ મારું, આટલું મારું' કર્યા કરે. અલ્યા, ન હોય તારું. આ મૂડી યે તારી નથી અને આ મિલ્કતેય તારી નથી. તું શું કામ વગર કામનો ફસાય છે ? પૈણ્યો ત્યારથી 'મારી વાઈફ, મારી વાઈફ' કરે. પણ પૈણ્યા નહોતા તે ઘડીએ ? ત્યારે કહેશે, 'ત્યાર પહેલાં તો મારી નહોતી !' પૈણ્યા ત્યારથી દોરડાથી બાંધ બાંધ કરે, 'મારી', 'મારી' કરે. પછી મરી જાય ત્યારે રડે. પૈણી નહોતી ત્યારે મારી નહોતી તો આ 'મારી' પેસી શી રીતે ગયું ? 'હવે ન હોય મારી, ન હોય મારી' કર તો આપણું વીંટેલું છે, તે છૂટી જાય ! લોક શું કહેશે, માયાને તેં પકડી છે, તો છોડી દે. પણ શી રીતે છૂટી જાય ? એટલે જ્ઞાની પુરુષ બધું છોડાવી દે. જ્ઞાની પુરુષ પોતે છૂટેલા હોય એ બધાને છોડાવી દે. એમની સાયન્ટિફિક રીતથી એ રસ્તો બતાવે કે આમ છૂટાય, નહીં તો બીજો છૂટવાનો રસ્તો નથી. એટલે મોક્ષમાર્ગ સમજવાનો છે ખાલી સમજ સમજ કરવાનો છે !

## ત્યાં તત્ત્વ દૃષ્ટિથી જ મુક્તિ

અક્રમ એટલે શું ? કે કર્મ ખપાવ્યા સિવાય જ્ઞાન પ્રાપ્ત થયું છે. હજુ કોઈ પણ જાતનાં કર્મ ખપાવ્યાં નથી, એટલે વાતને સમજી લેવાની છે. આમાં બીજું કશું બાધક નથી ! ને આ વિષય એક એવી વસ્તુ છે કે આ જ્ઞાનને ઊંધું નાખી દે. આ વિષય એકલો જ એવો છે. બીજું બધું છો ને રહ્યું, જીભના વિષય એ બધા સામો દાવો ના માંડે. એ ચેતન જોડે નથી. એ અચેતન છે અને આ તો મિશ્રચેતન છે. તે આ વિષયમાં તો આપણને ઈચ્છા ના હોય તોય વશ થવું પડે, નહીં તો એ દાવો માંડે ને કો'ક ફેરો ભટકાવી મારે. માટે એમાં બહુ જ જાગૃતિ રાખવી. એટલાં માટે અહીં તો કેટલાક કાયમનું વ્રત જ લઈ લે છે અને અમે આપીએ પણ

ખરા. અગર તો કોઈ એક વરસ દહાડાની ટ્રાયલ લે. પછી એમ કરતાં કરતાં ખૂબ શક્તિ વધી જાય. આ વિષય જ એવો છે કે ભટકાવી મારે. આત્મા અમે જે આપ્યો છે તેય ફેંકી દેવડાવે.

આ બધી અવસ્થા દૃષ્ટિથી જોવાથી જ તેની અસરો થાય છે. અવસ્થા દૃષ્ટિથી જ આકર્ષણ-વિકર્ષણ છે, તત્ત્વ દૃષ્ટિથી નહીં. અવસ્થામાં તન્મયાકાર થાય કે તરત જ અંદર લોહચુંબકપણું ઉત્પન્ન થાય અને તેનું પછી આકર્ષણ શરૂ થાય.

**પ્રશ્નકર્તા :** લોહચુંબક અને ટાંકણી બન્ને સામસામાં આવે છે ત્યારે આકર્ષણ થાય છે. હવે એ આકર્ષણ નાબૂદ ક્યારે થઈ જાય ?

**દાદાશ્રી :** એ તો કાયમ રહેવાનું જ. જ્યાં સુધી લોખંડ લોખંડના ભાવમાં છે ત્યાં સુધી રહેવાનું. લોહચુંબકત્વ ઊતરી જાય તો આકર્ષણ જતું રહે.

## આકર્ષણ ત્યાં પ્રતિક્રમણ ખપે

જ્યાં આકર્ષણ ત્યાં મોહ. જ્યાં આપણી આંખો ખેંચાય, જ્યાં આકર્ષણ અંદર બહુ થયા કરે ત્યાં મોહ હોય જ. તેથી શાસ્ત્રકારોએ બહુ ચેતવ્યા છે કે આકર્ષણવાળી જગ્યાએ ઉપયોગ રાખો, શુદ્ધ ઉપયોગ રાખો તો એ જગ્યા તમને હેરાન નહીં કરે. નહીં તો એ આકર્ષણવાળી જગ્યા છે. જેમ આપણે લપસણી જગ્યા હોય તો શું કરીએ છીએ !

**પ્રશ્નકર્તા :** ત્યાં ચેતીને ચાલીએ.

**દાદાશ્રી :** ત્યાં તમે જાગૃતિ નથી રાખતા ? ને લોકો બૂમો હઉ પાડે, 'અરે, ચંદુભાઈ લપસી પડશો, જરા સાચવીને આવજો.' એવું આ મોટું લપસણું આકર્ષણ છે. એટલે અહીં આગળ જાગૃતિ બહુ જ જોઈએ. અહીં શુદ્ધ ઉપયોગ ગોઠવો. જ્યાં આકર્ષણ થાય, ત્યાં શુદ્ધાત્મા જોઈને, પ્રતિક્રમણ વિધિ બધું કરીને એ બધું ચોખ્ખું કરી નાખવું. બધે કાંઈ આકર્ષણ હોતું નથી.

**પ્રશ્નકર્તા :** આકર્ષણનું પ્રતિક્રમણ કરવું પડે ?

**દાદાશ્રી :** હાસ્તો ને ! આકર્ષણ-વિકર્ષણ આ શરીરને થતું હોય તો આપણે ચંદુભાઈને કહેવું પડે કે, 'હે ચંદુભાઈ, અહીં આકર્ષણ થાય છે તો પ્રતિક્રમણ કરો.' તો આકર્ષણ બંધ થઈ જાય. આકર્ષણ-વિકર્ષણ બેઉ છે તે આપણને રઝળાવનારાં છે. આ પુદ્‌ગલ શું કહે કે, 'તમે શુદ્ધાત્મા થઈ ગયા એનો મને વાંધો નથી, પણ તમારો મોક્ષ ક્યારે થશે ? અમે તો શુદ્ધ પરમાણુ રૂપે હતા, પણ તમે જ અમને બગાડ્યા છે. માટે અમને શુદ્ધ કરી નાખો. જેવા હતા તેવા કરી નાખો તો તમે છૂટશો. જ્યાં સુધી અમને શુદ્ધ કરશો નહીં ત્યાં સુધી તમે છૂટશો નહીં'. આ પુદ્‌ગલનો નિકાલ ના થાય ત્યાં સુધી એ છોડે નહીં. તેથી આપણે આ બધી ફાઈલોનો સમભાવે નિકાલ કરવાનું કહ્યું; તે પરમાણુ શુદ્ધ થવા માટે કહેલું છે.

પુદ્‌ગલની પોતાની એવી જુદી જુદી શક્તિઓ છે કે આત્માને આકર્ષણ કરે છે. એ શક્તિથી જ પોતે માર ખાધો છે ને ! આત્મા છે તે પુદ્‌ગલની શક્તિ જાણવા નીકળ્યો કે આ શું છે ? આ કઈ શક્તિ છે ? હવે એમાં એ પોતે જ ફસાયો ! હવે શી રીતે છૂટે ?! પોતાનાં સ્વરૂપનું ભાન થાય તો છૂટે !

❖❖❖❖❖

# [૮]
# વૈજ્ઞાનિક 'ગાઈડ', બ્રહ્મચર્ય માટે

## ખુલ્યાં રહસ્યો બ્રહ્મચર્ય તણાં

**દાદાશ્રી :** બ્રહ્મચર્યની જરૂરિયાત ખરી કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ખરી.

**દાદાશ્રી :** કેટલી જરૂરિયાત ?

**પ્રશ્નકર્તા :** ઘણી વધારે છે.

**દાદાશ્રી :** એટલે બ્રહ્મચર્ય એટલે રીત એક બતાવું આપને કે આખા હિન્દુસ્તાનમાં બધા બ્રહ્મચારી થઈ જાય તો, રહે શું ? હિન્દુસ્તાનમાં શું રહે ? ઊલટું હિન્દુસ્તાનનું ખરાબ કર્યું કહેવાય, નહીં ? હિન્દુસ્તાનમાં બધા બ્રહ્મચારી હોય તો ! કરવું શું ? એવું નથી કહેવા માંગતો. મહીં થોડા ઘણાં બ્રહ્મચારી થાય અને બીજાં લગ્નવાળા હોય. પ્રૌઢાવસ્થામાં, સંસાર અવસ્થામાં બ્રહ્મચર્ય પાળવાને માટે રસ્તો હોવો જોઈએ. તેને માટે પુસ્તક લખાયેલું છે. કારણ કે કશું બ્રહ્મચર્ય વગર આ દેશની દશા તો જુઓ શી છે ? નહીં તો બ્રહ્મચર્ય બળવાળો મગજની સ્થિરતા કેવી સુંદર હોય, મનોબળ કેટલું સુંદર હોય !

**પ્રશ્નકર્તા :** તમે સાચો બ્રહ્મચારી જોયો છે ?

**દાદાશ્રી :** સાચો બ્રહ્મચારી આ કળિયુગમાં હોતો હશે ?! આનુ નામ કળિયુગ ! એટલે આ હિન્દુસ્તાનમાં ઋષિમુનિઓના વખતમાં જ બ્રહ્મચર્ય પળાતા'તા. પછી ધીમે ધીમે ઓછાં થતા ગયા, જેમ યુગ બદલાતા

ગયા એમ. એટલે પછી પુસ્તકો-પુસ્તકો બધો નાશ થઈ ગયો અને ત્યાર પછી બ્રહ્મચર્યનું પુસ્તક જ નથી. એટલે લોક જાણે કે આ તો મૂળથી રિવાજ હતો. આ વિષય ભોગવવાનો કાયમનો રિવાજ જ છે. બીજા નવા રિવાજ પડ્યા પણ આ કાયમનો રિવાજ. એટલે બ્રહ્મચર્યની વાત ઉપર બે પુસ્તકો બન્યા, ઉત્તરાર્ધ અને પૂર્વાર્ધ.

મહાવીર ભગવાન પછી પચ્ચીસો વર્ષમાં બ્રહ્મચર્ય સંબંધી પુસ્તક નથી નીકળ્યા. કોણ બ્રહ્મચર્યની વાત કરે આ કાળમાં ? જ્યાં ને ત્યાં મન તો થોડું-ઘણું બગડેલું જ હોય. જ્યાં સુધી પોતાનું બગડેલું હોય ત્યાં સુધી બ્રહ્મચર્ય સંબંધી બોલાય નહીં. વાણી જ નીકળે નહીં ને !

## જ્ઞાની વિણ વિષય રોગ કોણ કાઢે ?

લોકો વિષય સંબંધી ઉપદેશ આપતા જ નથી, એનું શું કારણ ?

**પ્રશ્નકર્તા :** એ લોકો ઉપદેશ આપે તો પણ અસર થાય જ નહીં ને ?

**દાદાશ્રી :** હા, અસર થાય. જો કદી એમને પોતાને વિષય સંબંધી ચારિત્ર હોય. ભલે તેમને આત્માનું જ્ઞાન ના હોય ને ઉપદેશ આપે તો તે ફળે. ચારિત્ર વગર બધું નકામું છે.

**પ્રશ્નકર્તા :** લૌકિક બ્રહ્મચર્યની એ લોકો બાધા આપે છે તે ?

**દાદાશ્રી :** બાધા આપવાની જરૂર નથી, બ્રહ્મચર્ય કેમ રખાય, તેનાં કારણો દેખાડવાં જોઈએ. નહીં તો બાધા રાખે તોય તેવો ને તેવો થઈ જાય !

**પ્રશ્નકર્તા :** કેટલાંક લોકો વિષયને છોડવાનો ઉપદેશ આપે છે.

**દાદાશ્રી :** એવા ઉપદેશને શું કરવાના ? એ ઉપદેશ જ ના કહેવાય ને ? ઉપદેશક તો, એવો બોલ બોલે ને, તો આપણને વિષય ઉપર વૈરાગ આવે કે આવું હોય ? વિષય તો જો સંભારેને, તો એ તો જીવતું નર્ક છે. વિષયને જો જ્ઞાની પુરુષ પાસે સમજી લે, કે ઓહોહો, આખા જગતની

દુર્ગંધ એમાં છે ! આખા જગતનું દુઃખ એમાં છે !! આખા જગતની બધી મુશ્કેલીઓ એમાં છે !!! આ તો કશું લોક જાણતા જ નથી. તેથી મૂર્ખાઈને લઈને આ બધું ઊંધું ચાલ્યા કરે છે.

ઉપદેશક બે જાતના હોવા જોઈએ. કાં તો જ્ઞાની હોવો જોઈએ ને અજ્ઞાની હોય, પણ શીલવાન હોય તો ચાલે ! શીલ ના હોય તો તો કશું કોઈનો દહાડોય ના વળે. ઊલટાં એમને મળવાથી દુઃખ વધી જાય. સંપૂર્ણ ચારિત્ર તો કોને કહેવાય ? શીલને ચારિત્ર કહેવાય. શીલ એટલે વિષયનો વિચાર ના આવે. અમને વિષયનો એક પણ વિચાર ના આવે. અમારું ચારિત્ર એ ચારિત્ર કહેવાય. સંયમ પરિણામી એને કહેવાય કે જેને વિષયનો વિચાર જ ના આવે !

## ખરો બ્રહ્મચારી જ બોલે બ્રહ્મચર્ય પર

**પ્રશ્નકર્તા :** કેટલાંક મહાપુરુષોએ બ્રહ્મચર્ય પર ખૂબ ભાર મૂક્યો છે.

**દાદાશ્રી :** ભાર મૂકેલો ખરો પણ પુસ્તક નહીં લખેલું, ઉપાય બતાવેલા નહીં. ઉપાય શી રીતે જાણે ? જ્યાં સુધી પોતે બ્રહ્મચર્ય સંપૂર્ણ પાળ્યુ નથી.

**પ્રશ્નકર્તા :** એ બ્રહ્મચારી જ હતા.

**દાદાશ્રી :** એ બ્રહ્મચારી હોય, તોય પણ ઉપાય ના બતાવ્યા ત્યાં સુધી પુસ્તક થાય નહીં. અભિપ્રાય આપે કે બ્રહ્મચર્ય પાળવું જોઈએ, પણ એ કંઈ પળાઈ શકે નહીં એટલે એ યુઝફુલ નથી. હેલ્પફુલ નથી. જે વાણી આપણને બ્રહ્મચર્ય પળાવડાવે, પાળવા માટે હેલ્પ (મદદ) કરે, તે કામ લાગે. એ તો એક આશય થયો, કે બ્રહ્મચર્ય પાળવું જોઈએ, એવું એમને હેલ્પ કરે, પણ એને કેવી રીતે પાળવું હવે, તો એના માટે સાધન તો જોઈએને !

અબ્રહ્મચર્યની જવાબદારી સમજે, ત્યારે બ્રહ્મચર્ય પાળે માણસ. કેટલી બધી જવાબદારીઓ છે એવું જ્યારે સમજે, એને ભાન જ નથી કે

અબ્રહ્મચર્ય શું છે તે, અને એ ભાનવાળું એક પુસ્તક નથી હિન્દુસ્તાનમાં, જેમાં ભાન બતાવ્યું હોય ! બધાએ એવું કહ્યું, કે અબ્રહ્મચર્ય ખોટું છે, બ્રહ્મચર્ય પાળવું જોઈએ, પણ અલ્યા ભઈ, કેવી રીતે અબ્રહ્મચર્ય બંધ થાય એવો કોઈ રસ્તો બતાડ્યો નથી. માટે આ પુસ્તકમાં બધો રસ્તો જ છે.

એવું છે કે, લોકોને અબ્રહ્મચર્યની વાતમાં શું નુકસાન અને શું ફાયદો, એ સમજમાં આવે એટલા માટે જ બોલ્યા છીએ. એનું આ પુસ્તક બન્યું છે ! તે વાંચીને લોકો હવે વિચારેને કે 'આટલું બધું નુકસાન થાય છે ? અરે ! આવું તો જાણતા જ નહોતાં !'

નથી પૈણવું નક્કી કર્યું એટલે નથી પૈણવું એ સાઈડમાં જવું અને પૈણવું છે એ નક્કી કર્યું તો એ સાઈડમાં જવું. આપણે એવું નથી કે આમ જ કરો.

**પ્રશ્નકર્તા :** સમજણ વગર લે, તો કહે કે બીજા ભવમાં બૈરી બૈરી કરતો જન્મે.

**દાદાશ્રી :** ના, પણ એ તો એવું કામનુંય નહીં. હા. સમજ તો આવવી જોઈએ. અમે સમજ માટે તો પુસ્તક લખેલા છે.

**પ્રશ્નકર્તા :** ખરી વાત છે.

**દાદાશ્રી :** તમે શી રીતે જાણો એવું ! બુદ્ધિનેય સમજણ પડે એવી વાત છે ! આપણે ત્યાં એટલાં માટે તો બ્રહ્મચર્યનું પુસ્તક છપાય છે, હિન્દુસ્તાનમાં પહેલામાં પહેલું !

એટલે આવરણીક દૃષ્ટિથી આ મનાયું છે સુખ. કેવું ? આ સુખ માનવામાં આવ્યું છે એટલે હું એ છેદી કાઢવા માંગું છું. તે ઘણાં લોકોનાં વિચારો બદલાઈ ગયા. લોકો બધા સમજી ગયા. કેટલાં ભયંકર દોષો આની મહીં, એ તો જરા વિચાર કરતો થાય ને માણસ !

**પ્રશ્નકર્તા :** પણ એ પુસ્તક જો વાંચે અને વાંચીને જો થોડું ઘણું જો સમજે તો માણસ બરાબર પૂરી લાઈન પર આવી જાય.

**દાદાશ્રી :** બ્રહ્મચર્ય લેવા મારી પાસે આવે જ છે ને, જોડે બ્રહ્મચર્ય લેવા આવે છે ઘણાં. એટલે આ પહેલી વખત વિષય ઉપર આ લખવામાં આવ્યું છે. પહેલી વખત અને વિષયનું તાદ્રશ્ય સ્વરૂપ બતાવ્યું છે.

**પ્રશ્નકર્તા :** આપે જે ફોડ પાડ્યા છે, એવાં ફોડ હજી સુધી પડ્યા જ નથી.

**દાદાશ્રી :** ફોડ શી રીતે પડે પણ, આ પોતે બેભાન ? આમાં ને આમાં પડી રહ્યા હોય, ત્યારે તો આ સમજતાં નથી કે આ વિષય શું છે ચીજ ?!

એટલે સીક્રેસી છે તે, માટે બ્રહ્મચર્યની વાત નથી નીકળતી. એટલે મારે કહેવું પડે છે બાવાઓ માટે, કે કેમ એ તરફની સીક્રેસી કાઢતાં નથી ? આ લોકોને હજારો વર્ષ સુધી આ પુસ્તકો કામ કરશે. બ્રહ્મચર્યનું કોઈએ કહ્યું જ નહીં ને બ્રહ્મચર્યની વાત જ કોઈએ ઉઘાડી કરી નહીં.

આ ચોપડી વાંચીને પાળ. ચોપડીને વાંચ્યા વગર કોઈ પાળે તો અર્થ વગરનું છે. સમજણ વગરનું કરે ને એ નકામું છે, સમજણપૂર્વક હોવું જોઈએ. વાંચો આ પુસ્તકમાં લખેલું છે ને એ એની મેળે જ બ્રહ્મચર્ય પાળવાનું મન થાય.

## ન કરી વાત કોઈ બાપે

તારા બાપાએ સમજણ તો પાડેલી ને તને ?

**પ્રશ્નકર્તા :** ન્હોતી પાડી એવી બધી. આજકાલ કોઈ બાપા કે કોઈ સમજણ પાડે નહીં આવી કોઈ !

**દાદાશ્રી :** ના વાત કરે, નહીં ? કોઈ બ્રહ્મચર્યની વાત કોઈ પુરુષ બોલતો નથી, કોઈ સ્ત્રી પાસે. એનું શું કારણ છે કે દાનત મહીં ચોર છે બધાની, અને મા-બાપ કેમ નહીં કાઢતા ? ત્યારે કહે છે કે એમને શરમ આવે છે. પોતે ના પાળતા હોય તો કેવી રીતે બોલે ? એટલે બ્રહ્મચર્યની વાત કરે તો માણસ ડાહ્યો થાય ! બ્રહ્મચર્ય શબ્દ જ સાંભળ્યો નથી. અને બ્રહ્મચર્ય ઉપર તો બે પુસ્તક લખાયા છે, તે માણસ બ્રહ્મચર્ય ના પાળતો

હોય તોય પાળવાની શરૂઆત કરી દે !

બ્રહ્મચર્યનું તો કોઈ દહાડે મૂંખેય ના જોયું હોય તેય બ્રહ્મચર્ય પાળવાનું શરૂ કરી દે. તે પાંત્રીસ વર્ષના બેઉ જણ આવ્યા. તે મને કહે છે, અમારે છે તે બ્રહ્મચર્ય લેવું છે. ત્યારે મેં કહ્યું, કેમ આટલી નાની ઉંમરમાં બન્ને જણ.... ત્યારે કહે, 'તમારું બ્રહ્મચર્યનું પુસ્તક વાંચ્યું એટલે અમને જવાબદારી સમજાઈ ગઈ, હવે અમારે પેલું બધું ના જોઈએ.' આ પુસ્તકે બહુ જણને ફેરવ્યા. ભાન જ નહીં ને ? આ બધા લોક કરતાં આવ્યા, પાડોશી કરતાં આવ્યા, પ્રેસિડન્ટ કરે, વડોપ્રધાન આવું કરે, બીજા બધા આવું કરે. સાધુ આચાર્યો મહીં કેટલાક ઉંધા છતાં કર્યા કરે. તે પછી લોકોએ જાણ્યું કે આ જ મુખ્ય વસ્તુ છે, આ જગતમાં. એટલે એનો વિચાર જ નથી કર્યો કોઈએ. આમાં સુખ નથી. આ વાંચ્યુ ત્યારથી ખબર પડી ગઈ કે આવું જાણતા જ ન્હોતા, નહીં તો પૈણત જ નહીં ને ! આય જાણી ગયા આપણે. ખરાં વર્ષો એમ ને એમ કાઢ્યા શીલદર્શક વગર. હવે કહે છે 'હું ફાવી ગયો !'

આ તો ઘણું સુખ વર્તે, લોકો કેટલાંક માણસોને તો એટલું બધું સુખ વર્તે છે ! આ પુસ્તક વાંચ્યા પછી સમજાયું કે આટલું બધું જોખમ ને આટલું બધું પાપ ને આટલો બધો દોષ હોવા છતાંય અમે આમાં પડી રહ્યા છીએ. આ લોકસંજ્ઞાથી, લોક આમાં પડ્યું છે. એટલે આમાં પડ્યા છીએ. જાનવરો પડ્યા, માણસો પડ્યા. કોઈ માણસ રહ્યું જ ક્યાં છે ? બીજા ચાર વિષયોનો વાંધો નથી, આ જ વિષયની ભાંજગડ છે. એટલે નહીં સમજણથી આ બધું ઊંધું ચાલ્યું છે બધું !

આ પુસ્તક વાંચ્યા પછી એવા અનુભવ થાય છે કે વિષયના વિચાર જ નથી આવતા, બંધ થઈ ગયા !

## 'ગાઈડ' વાપરી થયા પાસ

એક ભઈ તો પુસ્તક વાંચીને આવેલા. બહુ વેદનાં કરતાં'તા. મેં કહ્યું, 'શા દુઃખ આવી પડ્યાં ?' ત્યારે કહે, 'તમારું પુસ્તક વાંચ્યુ તેથી આ દુઃખ આવી પડ્યું' 'ક્યું પુસ્તક વાંચ્યુ ? તમને દુઃખ થયું', ત્યારે કહે

'બ્રહ્મચર્યનું પુસ્તક વાંચ્યુ પછી મને બહુ દુઃખ થયું' 'અરે, હું આટલો નાલાયક, હું આટલો જાનવર જેવો જ,' મેં કહ્યું, 'એ તો તમારે માપવાનું. મારે કંઈ એ માપીને શું કામ છે ? પુસ્તક તમને શું કહે છે ! પુસ્તક તમને જાનવર જેવા નથી કહેતું.' ત્યારે કહે, 'મને બહુ હવે આ દુઃખ થાય છે. આવું કેમ થાય છે ?' 'આ પાપો શી રીતે ધોવાશે.' મેં કહ્યું, હજુ જેટલું આ ખુલ્લુ કરુને તોય નીવેડો આવી જશે, એ પુસ્તક આખું વાંચી ગયા ? ત્યારે કહે, આખું શબ્દે શબ્દ વાંચ્યોને. મહીં ચિરાયા, તિરાડ પડી ગયા બધાં.' મેં કહ્યું 'હવે શું કરશો ત્યારે ?' ત્યારે કહે 'તમે કહોએ !' ત્યારે મેં કહ્યું 'ફરી વાંચો.' બ્રહ્મચર્ય સંબંધી જ્ઞાન જ હિન્દુસ્તાનમાં ના અપાયુને ! તે આ હિન્દુસ્તાનમાં ઋષિમુનિઓનાં પુત્રો તે પાશવતામાં પેઠા. પશુયોનિ જેવાં થઈ ગયા.

એ પાછા ફરેને, તો બહુ કામ નીકળી જાય. છતે રસ્તે રાઈટ વે ઉપર હોય માણસ તો ધીમો ધીમો ચાલે એ સાઈડ. એનાં કરતાં રોંગ વે ઉપર ચાલતો ફરીને પાછો આવ્યો હોયને, તો બહુ જ સ્પીડી હોય. મનમાં એ થઈ ગયું હોય કે હવે આ પાર કે પેલી પાર, પેલો ધીમે ધીમેવાળો તો ચા પાણી પીતો જાય. આ પુસ્તક બ્રહ્મચર્યનું વાંચ્યુને મહીં આજે ને આજે જ ચીઠ્ઠી આપી છે અમને. બેને છે તે બ્રહ્મચર્ય વ્રત આપો. અમને બહુ દુઃખ થાય છે, કહે છે. કારણ કે એનું કોઈ કહેનાર જ મલ્યો નથી કે આમાં આવા આવા ગુના છે કે આવા દોષો છે ! સૌ કોઈ કલીયર હોય તો જ લખી શકે, નહીં તો બ્રહ્મચર્ય ઉપર કોઈ લખી શકે નહીં.એટલે આખું પુસ્તક જ નહીં કોઈ એવું ક્લીયર એકું પુસ્તક જ નથી કોઈ.

## પુસ્તક વાંચીનેય પળાય બ્રહ્મચર્ય

બ્રહ્મચર્ય તો કોલેજમાં વિષય રાખવા જેવો છે. અને આવું પુસ્તક હિન્દુસ્તાનમાં થયું નથી. હિન્દુસ્તાનમાં આવું પુસ્તક ખોળશે, તો બ્રહ્મચર્યનું નહીં મલે. કારણ કે જે ખરા બ્રહ્મચારી થયા તે કહેવા નથી રહ્યા. ને નથી બ્રહ્મચારી તે કહેવા રહ્યા છે ને લખ્યુ નથી એમણે. બ્રહ્મચારી ના હોય તે શી રીતે લખે ? પોતાનામાં જે દોષો હોય, તે ઉપરથી કશું લખાય નહીં વિવેચન. એટલે બ્રહ્મચારી તે કહેવા રહ્યા નથી, જે ખરા બ્રહ્મચારી હતા

તે ચોવીસ તીર્થંકર ! કૃપાળુદેવે પણ થોડું ઘણું કહ્યું છે.

## દાદા કરે જીર્ણોદ્ધાર, મહાવીર શાસન તણું

કડવું લાગે છે કે થોડું થોડું ?

**પ્રશ્નકર્તા :** ના, ના.

ક્ષત્રિય છે તે આનું મંડાણ કર્યું હતું ભગવાન મહાવીરે, એમના શાસનમાં અમે ક્ષત્રિય છીએ તે આનો જીર્ણોદ્ધાર કરી રહ્યા છીએ ! બીજા કોઈનું કામ નહીં જીર્ણોદ્ધાર કરવાનું. જીર્ણોદ્ધાર તો થવો જ જોઈએ ને !

આ તો બ્રહ્મચર્યનું આપણું પુસ્તક વાંચ્યું હોય તેને જ બ્રહ્મચર્ય પળાય, નહીં તો બ્રહ્મચર્ય પાળવું કંઈ સહેલી વસ્તુ છે ?

મારે તો 'ઓપન ટુ સ્કાય' જેવું છે. એક વાળ જેટલી પણ ચીજ ગુપ્ત રાખેલી નથી. આ જ્ઞાન થયા પછી અબ્રહ્મચર્યનું મનથી પણ કોઈ દહાડો મેં સેવન નથી કર્યું.

વિષય મને વિચાર સરખોય નથી આવતો. સ્ત્રીઓને દેખીને મને વિષય ઉત્પન્ન ના થાય. કારણ કે મને આત્મા જ દેખાય. નિર્વિચાર દશા, નિરીચ્છક દશા, કોઈ પણ પ્રકારની ઈચ્છા જ જેને નથી. આજ અઠ્ઠાવીસ વર્ષથી અમને વિચાર જ નહીં આવેલો. નિર્વિકારી દશા, નિર્વિકલ્પ દશા, કોઈ વિકલ્પ જ નહીં. આ તો જગતનું કલ્યાણ કરી નાખશે.

**- જય સચ્ચિદાનંદ**

## સંપર્કસૂત્ર

### દાદા ભગવાન પરિવાર

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન:** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | : ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | : ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | : ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | : ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | : ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **Kenya** | : +254 722 722 063 | **Singapore** | : +65 81129229 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**



## અરે, આવું તો ન જાણ્યું કદિ !

''લોકોને અબ્રહ્મચર્યની વાતમાં શું નુકસાન અને શું ફાયદો, તથા એની કેટલી બધી જવાબદારીઓ છે, એ સમજમાં આવે અને બ્રહ્મચર્ય પાળે, એટલા માટે જ બ્રહ્મચર્ય ઉપર અમે બોલ્યા છીએ, એનું આ 'પુસ્તક' બન્યું છે. બધાં એ એવું કહ્યું છે કે 'અબ્રહ્મચર્ય ખોટું છે, બ્રહ્મચર્ય પાળવું જોઈએ' 'અલ્યા ભઈ, કેવી રીતે અબ્રહ્મચર્ય બંધ થાય?' એનો રસ્તો જ બતાડ્યો નથી. માટે આ 'પુસ્તક'માં બધો રસ્તો જ છે. તે લોકો વાંચીને વિચારે કે આટલું બધું આમાં નુકસાન થાય છે ?! અરે, આવું તો આપણે જાણતા જ ન હતા !''

-દાદાશ્રી

dadabhagwan.org

ISBN 978-81-89725-62-4

Printed in India

Price ₹100